લેખક : મુહમ્મદ ઈકબાલ કીલાની

ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-ભૂજ

પ્રકાશન નં. ૨૭

كتاب الحج و العمرة

કિતાબુલ હજ્જ વ ઉમરહ

# હજ્જ અને ઉમરા ના મસાઇલ

— લેખક —

મુહમ્મદ ઈકબાલ કીલાની

ગુજરાતી અનુવાદ : મુહમ્મદ જમાલ પટીવાલા

: પ્રકાશક :

**ઈસ્લામિક ઈન્ફર્મેશન સેન્ટર-ભૂજ**

નૂરાની હોટલ પાસે, ડાંડા બજાર, ભૂજ (કચ્છ)

મોબાઈલ : (+91) 8401786172, 9429017555

Blog : www.iickutch.blogspot.in

Hajj ane Umara na Masail (Gujarati)
Translation from
Hajj aur Umara ke Masail (Urdu)
By : Muhammad Iqbal Qilani
Gujarati Translaion : Muhammad Jamal Patiwala

–: Publisher :–
ISLAMIC INFORMATION CENTRE-BHUJ
Near Hotel Noorani, Danda Bazar, BHUJ (Kutch)
Mobile : 8401786172, 9429017555
Blog : www.iickutch.blogspot.in

પ્રથમ આવૃત્તિ
પ્રત : ૧૦૦૦
સપ્ટેમ્બર-૨૦૧૫

પૃષ્ઠ : ૨૪૦

મુદ્રક : યુનિક ઑફસેટ, અમદાવાદ

# અનુક્રમણિકા

—○★○—

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

(અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને અત્યંત દયાળુ છે.)

# પ્રસ્તાવના

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ، وَالصَّلَاةُ وَ السَّلَامُ عَلٰى رَسُوْلِهِ الْاَمِيْنِ

وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ، اَمَّا بَعْدُ!

મક્કા-મુકર્રમાની ધરતી પર અલ્લાહ તઆલાની સૌથી પ્રિય જમીન, આકર્ષક અને જલાલભર્યા (પ્રતાપવાન) કાબાતુલ્લાહની જમીન, અલ્લાહના દીનની જમીન, મો'અજિઝાઓ (ચમત્કારો)ની જમીન, શાંતિ અને સલામતીની જમીન, બરકતો અને રહમતોની જમીન, સદકા અને ખૈરાતની જમીન, સૈયદના હઝરત ઈબ્રાહીમ عليه السلامની દુઆઓ અને આશાઓની જમીન, સૈયદના હઝરત ઈસ્માઈલ عليه السلامના સમર્પણની જમીન, હઝરત મુહમ્મદ ﷺના જન્મ અને નુબૂવ્વતના ઉદયની જમીન, સૈયદના હઝરત બિલાલ رضي الله عنهના અલ્લાહના એક હોવાના પોકારની જમીન, સૈયદના હઝરત અબૂઝર ગિફારી رضي الله عنهની વફાદારીની જમીન, શહાદતની રાહમાં કદમ મૂકનારા સૈયદના હઝરત યાસિર رضي الله عنهના કુટુંબની જમીન, અનુપમ ક્રાંતિની જમીન, તૌહીદના કેન્દ્ર, માર્ગદર્શનના સ્રોત તેમજ નૂર (પ્રકાશ) અને રહમત (દયા)ના અદ્વિતીય સ્થાનની જમીન, જ્યાં જન્નતથી લાવવામાં આવેલ હજ્રે-અસ્વદ છે જેના પર રસૂલે રહમત ﷺએ આંસુ વહાવ્યા, જ્યાં મુલ્તઝિમ છે જેના પર સરવરે આલમ ﷺએ એ રીતે પોતાના ગાલ બિછાવી દીધા જે રીતે બાળક પોતાની માતાની છાતીથી ચોંટી જાય છે, જ્યાં જન્નતથી લાવવામાં આવનાર પથ્થર... મકામે ઈબ્રાહીમ પણ છે... જ્યાં રુક્ને યમાની છે જેના સ્પર્શથી ગુનાઓ માફ થાય છે, જ્યાં કુદરતનો એક અનંત ચમત્કાર - ઝમઝમ - છે જેમાં દરેક રોગની દવા અને દરેક દુ:ખનો ઈલાજ છે, જ્યાં સફા અને મરવાની પહાડીઓ છે જેને અલ્લાહ તઆલાએ કુર્આન-મજીદમાં પોતાની નિશાનીઓમાંથી નિશાની ઠેરવેલ છે. આ જ એ ગૌરવશાળી જમીન છે જ્યાં મિનાના એ ભાગ્યશાળી કણો છે જ્યાં તૌહીદ (એકેશ્વરવાદ)ના ઈમામ સૈયદના હઝરત ઈબ્રાહીમ عليه السلامએ અલ્લાહ તઆલાની મુહબ્બતમાં પોતાના નવયુવાન પુત્રના ગળા પર છરી ચલાવી. આ જ એ ગૌરવશાળી જમીન છે જ્યાં અરફાતના મેદાનના એ નાના-નાના પથ્થરો છે જેના પર ઊભા રહીને અલ્લાહ તઆલાને યાદ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. આ જ એ ગૌરવશાળી જમીન છે જ્યાં ધરતી અને આકાશનો સર્જનહાર મેજબાન હોય છે અને તેના ગરીબ અને મોહતાજ બંદાઓને મહેમાન ઠેરવવામાં આવે છે. આ જ એ ગૌરવશાળી જમીન

છે જ્યાં માત્ર દીનની દોલત જ નહીં, બલ્કે દુનિયાની દોલત પણ લુટાવવામાં આવે છે. આ ગૌરવશાળી જમીન પર જે વ્યક્તિ જેટલો વધારે ભિખારી બનીને આવે છે એટલો જ વધારે માન-સન્માન અને પ્રતિષ્ઠાને પાત્ર ઠરે છે. અહીં સર્જનહાર અને સર્જન વચ્ચે કોઈ પરદો અને આવરણ બાકી નથી રહેતું. અહીં કુરબત (સામીપ્ય)ની અનુભૂતિ અને રહમત (દયા)ના અવતરિત થવાના દશ્યો વ્યક્તિ પોતાની આંખોથી જોઈ શકે છે.

તો, હે દુઃખ અને તકલીફોથી પરેશાન લોકો ! ગુનાઓ અને બૂરાઈઓમાં ગ્રસ્ત મનુષ્યો ! આવો, આ જમીન તરફ જ્યાં સૃષ્ટિના સ્વામી સ્વયં મેજબાન હોય છે, જે અત્યંત કૃપાળુ અને દયા કરવાવાળો છે. જે એક વેંત આગળ વધવા પર એક હાથ આગળ વધે છે, જે એક હાથ આગળ વધવા પર બે હાથ આગળ વધે છે, જે ચાલીને આવવાવાળાઓ તરફ દોડીને આવે છે. જે દરરોજ પોતાના ગુનેગાર બંદાઓના ગુનાઓ માફ કરવા દુનિયાના આકાશ પર બિરાજમાન થાય છે, જેની રહમત તેના ગુસ્સા (પ્રકોપ) પર છવાયેલી છે, જેની મગફિરત (ક્ષમા) ધરતી અને આકાશની વિશાળતાઓથી પણ વધારે વિશાળ છે. આવો, આ ગૌરવશાળી જમીન તરફ, જ્યાં એક રાતમાં એટલા માણસો જહન્નમની આગથી મુક્ત કરવામાં આવે છે જેટલા વર્ષમાં કોઈ અન્ય દિવસે નથી કરવામાં આવતા. આવો, આ ગૌરવશાળી જમીન તરફ, જ્યાંથી વ્યક્તિ એ રીતે ગુનાઓથી પવિત્ર થઈને પાછો ફરે છે જાણે આજે જ માતાના પેટમાંથી પેદા થયો હોય.

હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! કાન લગાવીને જરા ધ્યાનથી સાંભળો, અલ્લાહનો સંદેશ લાવનાર આપણા માટે શું સંદેશ લાવ્યો છે ?

قُلْ يٰعِبَادِيَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰٓى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ ؕ
اِنَّ اللّٰهَ يَغْفِرُ الذُّنُوْبَ جَمِيْعًا ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿٥٣﴾

અનુવાદ : ''(હે નબી ﷺ !) કહી દો કે હે મારા (અર્થાત્ અલ્લાહના) બંદાઓ ! જેમણે પોતાની જાત પર અત્યાચાર કર્યો છે અલ્લાહની રહમત (દયા)થી નિરાશ ન થઈ જાઓ, નિશ્ચિતપણે અલ્લાહ તમામ ગુનાઓ માફ કરી દે છે, નિઃસંદેહ તે મોટો ક્ષમા કરવાવાળો અને મોટો દયા કરવાવાળો છે.'' (સૂરઃ ઝુમર, આ. ૫૩)

# હજનો સંક્ષિપ્ત ઈતિહાસ

પ્રાચીન આરબ કોમોની બે શાખાઓ ખૂબ પ્રસિદ્ધ છે :

<u>**અરબ આરબા :**</u> જેમને 'કહતાની' અરબ કહેવામાં આવે છે. તેમના પૂર્વજ યારબ બિન યસહબ બિન કહતાન છે.

<u>**અરબ મુસ્તારિયા :**</u> જેમને 'અદનાની' અરબ કહેવામાં આવે છે. તેમના પૂર્વજ સૈયદના હઝરત ઈબ્રાહીમ عليه السلام છે.

સૈયદના હઝરત ઈબ્રાહીમ عليه السلام લગભગ ચાર હજાર વર્ષ પહેલા ઈરાકના શહેર 'ઊર'માં પેદા થયા. 'ઊર' તે વખતે, જેમ દુનિયાનું ખૂબ મોટું ઔદ્યોગિક અને વેપારી કેન્દ્ર હતું, તેમ ધાર્મિક રીતે પણ શિર્ક (અનેકેશ્વરવાદ)નું મોટું કેન્દ્ર હતું. હઝરત ઈબ્રાહીમ عليه السلامના પિતા 'આઝર' પોતાની કોમના પુરોહિત અને વડા હતા. હઝરત ઈબ્રાહીમ عليه السلام સમજદાર થયા તો વિચારવા લાગ્યા કે કોમ જે મૂર્તિઓ અને પથ્થરોને પોતાના ઉપાસ્યો સમજે છે, તે ન બોલી શકે છે, ન ચાલી-ફરી શકે છે, ન ખાઈ-પી શકે છે, ન કોઈને લાભ કે હાનિ પહોંચાડી શકે છે, ન તો કોઈને જીવન અને મૃત્યુ આપી શકે છે, તો પછી તેમને પોતાના રબ (માલિક અને પાલનહાર) કેવી રીતે માનવામાં આવે ? તેથી હઝરત ઈબ્રાહીમ عليه السلامએ સ્પષ્ટ એલાન કરી દીધું :

إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفًا
وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ

''મેં એકાગ્ર થઈને મારું રુખ એ હસ્તી તરફ કરી લીધું, જેણે ધરતી અને આકાશોનું સર્જન કર્યું છે અને હું કદાપિ શિર્ક કરનારાઓમાંથી નથી.''

(સૂરઃ અન્આમ, આ. ૭૯)

તૌહીદના આ સ્પષ્ટ અને ખુલ્લા એલાન પછી પિતાએ હઝરત ઈબ્રાહીમ عليه السلامને મારી નાખવા અને ઘરથી બહાર કાઢી મૂકવાની ધમકી આપી દીધી. પિતાનો આ આક્રમક વ્યવહાર હઝરત ઈબ્રાહીમ عليه السلامના દૃઢ સંકલ્પને જરા પણ ડગમગાવી શક્યો નહીં અને આપ એક પળના વિલંબ વગર પિતાનો વારસો, ગાદી અને માન-સન્માન બધું જ છોડીને નીકળી પડ્યા.

હઝરત ઈબ્રાહીમ عليه السلامની બીજી ટક્કર તે વખતની હુકૂમત સાથે થઈ. આપ પોતાની મુશ્રિક (અનેકેશ્વરવાદી) કોમને શિર્કની હકીકત સમજાવવાની તક જોઈને સરકારી ઉપાસના-ગૃહમાં ઘૂસી ગયા અને મોટી મૂર્તિ સિવાય તમામ મૂર્તિઓના ટુકડે-

ટુકડા કરી નાખ્યા અને કુહાડી મોટી મૂર્તિના ખભા પર મૂકી દીધી. જ્યારે લોકોને ખબર પડી તો આપને બાદશાહના દરબારમાં રજૂ કરવામાં આવ્યા અને પૂછવામાં આવ્યું,

''ઈબ્રાહીમ ! શું તેં અમારા ખુદાઓની સાથે આ હરકત કરી છે ?''

આપ ﷺએ જવાબમાં ફરમાવ્યું, ''આ બધું તો તેમના સરદારે કર્યું છે. આ તૂટેલા ખુદાઓથી પૂછી લો જો તેઓ બોલી શકતા હોય તો.''

પછી આગળ ફરમાવ્યું, ''લોકો ! શું તમે અલ્લાહને છોડીને આ વસ્તુઓની ઉપાસના કરી રહ્યા છો, જે ન તમને લાભ પહોંચાડવા સમર્થ છે, ન હાનિ પહોંચાડવા ? અફસોસ છે તમારા પર અને તમારા ઉપાસ્યો પર, જેમની તમે ઉપાસના કરી રહ્યા છો અલ્લાહને છોડીને, શું તમે જરા પણ બુદ્ધિ ધરાવતા નથી ?''

(સૂરઃ અન્આમ, આ. ૨૨-૨૭)

આ પ્રસંગે મૂર્તિઓનું બોલી ન શકવું, લાભ અને હાનિ પહોંચાડી ન શકવું એક એવી ખુલ્લી હકીકત હતી જેનો ઈન્કાર સંભવ ન હતો. તેથી બીજો પ્રશ્ન એ પૂછવામાં આવ્યો કે, ''પછી તમારો રબ કોણ છે ?'' આપ ﷺએ જવાબ આપ્યો, ''મારો રબ એ છે જેના હાથમાં જીવન અને મૃત્યુ છે.'' બાદશાહે જવાબ આપ્યો કે જીવન અને મૃત્યુ તો મારા હાથમાં છે. ત્યારે હઝરત ઈબ્રાહીમ ﷺએ તરત જ ફરમાવ્યું, ''સારું તો (મારો) અલ્લાહ સૂર્યને પૂર્વથી કાઢે છે, તું જરા તેને પશ્ચિમમાંથી કાઢી બતાવ.'' આ (દલીલ) સાંભળીને કાફિર (બાદશાહ) ચકિત રહી ગયો. (સૂરઃ બકરહ, આ.૨૮૫) આ સતર્ક અને યથાયોગ્ય જવાબ પર વિચાર કરવાને બદલે એ શાહી ફરમાન જારી કરવામાં આવ્યું કે, ''બાળી નાખો આને અને મદદ કરો પોતાના ખુદાઓની, જો તમારે કંઈ કરવું છે.''

હકૂમતનો આ અત્યાચારપૂર્ણ નિર્ણય પણ હઝરત ઈબ્રાહીમ ﷺને તેમના તૌહીદના અકીદા (આસ્થા)થી હટાવી ન શક્યો અને આપ પર્વતો જેવી દૃઢતા અને ઊંચાઈની સાથે પોતાના અકીદા પર મક્કમ રહ્યા. એ એક એકેશ્વરવાદી, જેના સાથે ન કોઈ લશ્કર હતું, ન કોઈ સમૂહ હતો, ન તેના પાસે લડાઈના કોઈ સાધનો હતા, અને ન તો તેના પાસે કોઈ શક્તિ હતી. એકલો આખી મુશ્રિક કોમ પર ભારે સાબિત થયો. તેને માર્ગમાંથી હટાવવા માટે આખી કોમ હરકતમાં આવી ગઈ. આગનો કુંડ તૈયાર કરવામાં આવ્યો, અને એ જે અગાઉથી જ પોતાના વાસ્તવિક અને સાચા માલિકના નામ પર પોતાના પ્રાણ સિવાય દરેક વસ્તુ કુરબાન કરીને આવ્યો હતો, હવે પોતાના પ્રાણનું નજરાણું પણ રજૂ કરવા માટે નિડરતાથી નમરૂદની આગમાં કૂદી પડ્યો. ત્યારે જીવન અને મૃત્યુના સાચા માલિક તરફથી ફરમાન જારી થયું :

قُلْنَا يٰنَارُ كُوْنِىْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓى اِبْرٰهِيْمَ ۝

''અમે કહ્યું, હે આગ ! ઠંડી અને સલામતી બની જા ઈબ્રાહીમ માટે.''

(સૂરઃ અંબિયા, આ. ૬૯)

અને, હઝરત ઈબ્રાહીમ ﷵ આગમાંથી તદન સુરક્ષિત અને સલામત બહાર નીકળી આવ્યા.

એ મુશ્રિક કોમનું દુર્ભાગ્ય જુઓ કે આટલો મોટો ચમત્કાર જોયા પછી એક પણ વ્યક્તિ આપના ઉપર ઈમાન ન લાવ્યો. તેથી અલ્લાહ તઆલાએ આપને ત્યાંથી હિજરતનો આદેશ આપ્યો અને આપ તૌહીદની આસ્થા કાજે પોતાનું પૈતૃક વતન છોડીને શામ (સીરિયા)ના શહેર 'ખુરાસાન' તશરીફ લઈ ગયા. ત્યાંથી ફલસ્તિન (પેલેસ્ટાઈન)નો પ્રવાસ ખેડ્યો. એક વાર પોતાની પત્ની હઝરત સારા ﷺની સાથે મિસર (ઈજીપ્ત) તશરીફ લઈ ગયા. બાદશાહને જાણ થઈ તો તેણે ખરાબ ઈરાદાથી બંનેને દરબારમાં બોલાવ્યા. હઝરત સારા ﷺએ અલ્લાહથી દુઆ કરી, જે કબૂલ થઈ અને બાદશાહ એ જ સમયે અલ્લાહની પકડમાં આવી ગયો, જેનાથી બાદશાહ સમજી ગયો કે આ મહિલા અલ્લાહ તઆલાની કોઈ વિશિષ્ટ બંદી છે. તેથી તેણે તૌબા (પ્રાયશ્ચિત) કરી અને પોતાની પુત્રી હાજરા (ﷺ)ને હઝરત સારા ﷺની સેવામાં આપી. હઝરત સારા ﷺએ સ્વયં હઝરત હાજરા (ﷺ)ના નિકાહ હઝરત ઈબ્રાહીમ ﷵથી કરાવી દીધા.

મિસરથી હઝરત ઈબ્રાહીમ ﷵ પાછા ફલસ્તિન આવ્યા અને તેને પોતાના સંદેશનું કેન્દ્ર બનાવ્યું. એંસી (૮૦) વર્ષની વયે અલ્લાહ તઆલાએ હઝરત હાજરા ﷺથી આપને એક પુત્ર (હઝરત ઈસ્માઈલ ﷵ) પ્રદાન કર્યો. હઝરત સારા ﷺ હજુ સુધી નિઃસંતાન હતા. તેથી બંને પત્નીઓ સાથે ન રહી શકી. આપ હઝરત હાજરા ﷺ અને હઝરત ઈસ્માઈલ ﷵને લઈને હિજાઝ તશરીફ લઈ ગયા. અહીં તેમણે પોતાની પત્ની અને પુત્રને અલ્લાહ તઆલાના આદેશથી એક વેરાન ખીણમાં મૂકી દીધા. પાછા જવા લાગ્યા તો પત્નીએ વારંવાર પ્રશ્ન કર્યો કે, 'આપ અમને આ વેરાન જંગલમાં કોના સહારે છોડીને જઈ રહ્યા છો ?' પોતાની જીવનસાથી અને અમુક મહિનાના પુત્રથી જુદાઈની કલ્પનાએ નિશ્ચિતપણે હઝરત ઈબ્રાહીમ ﷵની ભાવનાઓમાં આંધી લાવી દીધી હશે. આપ પાછા ફર્યા અને જોયા વિના કેવળ એટલો જવાબ આપ્યો કે, 'અલ્લાહના આદેશ પર.'' ત્યારે એ અલ્લાહની બંદીને શાંતિ થઈ ગઈ અને કહ્યું કે, 'તો પછી અલ્લાહ અમને વિનષ્ટ નહીં કરે.' આમ, આપ પોતાના ઘરવાળાથી અજ્ઞાત સમય સુધી અલગ થઈ ગયા. થોડાંક આગળ વધીને હઝરત ઈબ્રાહીમ ﷵએ પોતાના પાલનહારથી હાથ ફેલાવીને એ દુઆ માંગી, જેની અસર આજે દરેક મુસલમાન એ ખીણમાં પહોંચીને સ્વયં જોઈ શકે છે :

رَبَّنَآ اِنِّيْٓ اَسْكَنْتُ مِنْ ذُرِّيَّتِيْ بِوَادٍ غَيْرِ ذِيْ زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ فَاجْعَلْ اَفْـِٕدَةً مِّنَ النَّاسِ تَهْوِيْٓ اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَشْكُرُوْنَ ۝

''હે મારા પાલનહાર ! મેં એક વેરાન ખીણમાં પોતાની સંતાનમાંથી એક હિસ્સાને તારા પ્રતિષ્ઠિત ઘરની પાસે લાવીને વસાવ્યો છે. પાલનહાર ! આ મેં એટલા માટે કર્યું છે કે લોકો અહીં નમાઝ કાયમ કરે. તેથી તું લોકોના દિલોને એના અભિલાષી બનાવ અને તેમને ભોજન માટે ફળ આપ, કદાચ કે આ લોકો આભારી બને.''

(સૂરઃ ઇબ્રાહીમ, આ. ૩૭)

આ એવી જગ્યા હતી, જ્યાં જીવજંતુઓ અને જંગલી પ્રાણીઓની સંભાવના તો હર પળ રહેતી હતી, પરંતુ કોઈ મિત્ર અને હમદર્દ વ્યક્તિની કલ્પના મુશ્કેલ હતી. જ્યાં અમુક દિવસની ખાદ્યસામગ્રી સમાપ્ત થઈ ગયા પછી વાસ્તવમાં ભોજન મળવાની કોઈ આશા ન હતી. ત્યાં હઝરત ઈબ્રાહીમ عليه السلام એ પોતાના ઘરવાળાઓને એકલા છોડીને અને હઝરત હાજરા رضي الله عنها માટે આવી જગ્યાએ રહેવા-સહેવાનું પસંદ કરીને એક એવો નમૂનો પ્રસ્તુત કર્યો કે બાકી રહેતી દુનિયા સુધી તેના જેવું ઉદાહરણ નહીં મળી શકે.

સૈયદના હઝરત ઈબ્રાહીમ عليه السلام નું પોતાના ઘરવાળાઓને એ નિર્જન જગ્યાએ લાવીને વસાવવાનું કાર્ય અલ્લાહના દરબારમાં એટલું પસંદ પડ્યું કે અલ્લાહ તઆલાએ કયામત સુધીનો નિર્ણય કરી દીધો કે જે વ્યક્તિ પર હજની ઈબાદત ફર્ઝ (અનિવાર્ય) હોય તે એ જ રીતે પોતાના ઘરથી બેઘર અને વતનથી બેવતન થાય જે રીતે મારો બંદો પોતાના ઘરથી બેઘર અને વતનથી બેવતન થયો, અને પછી એ સ્થળ પર પહોંચે જ્યાં ઈમાને ભૌતિકવાદને પરાજિત કરી દીધો, (અલ્લાહથી) પ્રેમ અને સ્વાર્પણે પરાજય આપ્યો બુદ્ધિને, અલ્લાહના અનુસરણે પરાજય આપ્યો નફ્સ (મનેચ્છા)ના આજ્ઞાપાલનને, અલ્લાહની મુહબ્બતે પરાજય આપ્યો ઘરવાળાઓના પ્રેમને, અને ઝિંદગીને પરાજય આપ્યો મૃત્યુને !

હઝરત ઈબ્રાહીમ عليه السلام વેરાન દ્વીપકલ્પમાં પોતાના ઘરવાળાઓ માટે જે જીવન-સામગ્રી છોડીને ગયા હતા, તે પાણીનો એક કૂંજો અને થોડીક ખજૂરો હતી; જ્યારે તે સમાપ્ત થઈ ગયા તો હઝરત હાજરા رضي الله عنها પણ તરસ અનુભવવા લાગ્યા અને બાળક તરસની કઠિનાઈથી રડવા લાગ્યું. હઝરત હાજરા رضي الله عنها બેચેન થઈને નજીકની પહાડી 'સફા' તરફ ભાગ્યા કે, કદાચ ત્યાં કોઈ માણસ દેખાય કે તેના પાસેથી પાણી લઈ શકે, પરંતુ કોઈ વસ્તુ ન દેખાઈ તો એ જ પરેશાનીની હાલતમાં બીજી પહાડી 'મરવા' તરફ

ભાગ્યા. એ જ પરેશાની અને મુસીબતની હાલતમાં તેમણે સફા અને મરવાની વચ્ચે સાત ચક્કર લગાવી દીધા. હજુ 'મરવા' પર જ હતા કે એક અવાજ સાંભળ્યો, જોયું તો હઝરત જિબ્રઈલ ﷺના એડી મારવાથી પાણીનું ઝરણું ત્યાં ફૂટી નીકળ્યું, જ્યાં સૈયદના હઝરત ઈસ્માઈલ ﷺ સૂઈ ગયા હતા. આ એ જ ઝરણું છે જેને આજે 'ઝમઝમ' કહેવામાં આવે છે. હઝરત હાજરા ﷺએ ઝરણાના આસપાસ પાળી બનાવીને તેને હોજનું રૂપ આપી દીધું. હવે સૈયદના હાજરા ﷺ સંતોષથી પોતે પણ ઝમઝમ પીતાં અને બાળકને પણ સંતોષથી દૂધ પીવડાવતા.

પળવાર માટે કલ્પના કરો કે વેરાન વિશાળ દ્વીપકલ્પ, એકલી સ્ત્રી અને તેના સાથે એક નાનું અમુક મહિનાનું બાળક, ન કોઈ વાત સાંભળવાવાળું, ન કોઈ સાંત્વના આપવાવાળું, ન સહારો આપવાવાળું, ભયાનક સન્નાટો, પહેલી રાત આવી હશે તો કેવી રીતે વિતી હશે, પછી જ્યારે ખાવા-પીવાની સામગ્રી સમાપ્ત થઈ ગઈ હશે તો એ એકલતામાં માતાની જાન પર કેવી વિતી હશે, માસૂમ હૃદયના ટુકડાને ભૂખ અને તરસથી રડતો જોઈને એકલી માતાનું કાળજું કપાઈ ગયું હશે ! પરેશાનીની હાલતમાં બાળકની સલામતી માટે મમતાના હાથ દર્દભર્યા અંદાજમાં અલ્લાહના દરબારમાં ઉઠ્યા હશે અને પછી એ જ પરેશાનીની હાલતમાં પાણીની શોધમાં દોડી ગયા હશે... ક્યારેક સફા પર તો ક્યારેક મરવા પર. અલ્લાહ તઆલાએ પોતાની મોમિના બંદીની આ બેચેની અને ભાગદોડ એ રીતે કબૂલ કરી કે એ તમામ હિસ્સાને હજની ઈબાદત (કે ઉમરા)નો રુક્ન બનાવી દીધો.

અમુક મુદ્દત પછી એક કબીલો 'બનુ જરહમ' ત્યાંથી પસાર થયો. પાણીની સુવિધા જોઈને તેમણે હઝરત હાજરા ﷺથી ત્યાં રોકાણ કરવાની પરવાનગી માંગી. હઝરત હાજરા ﷺએ પાણી પર પોતાનો માલિકી હક્ક સ્વીકાર કરાવીને પરવાનગી આપી દીધી.

સમય ખૂબ તેજ ગતિથી પાંખો લગાવીને ઊડતો રહ્યો. નેવું વર્ષના વૃદ્ધ પિતાની આશાનો સહારો બાળપણના દરવાજેથી પસાર થઈને યુવાનીની વસંતથી પરિચિત થવા લાગ્યો, તો કુદરતે આ વખતે પિતાની સાથે પુત્રની પણ પરીક્ષા લેવાનો નિર્ણય કરી લીધો.

હઝરત ઈબ્રાહીમ ﷺને સ્વપ્નમાં બતાવવામાં આવ્યું કે તેઓ પોતાના એકના-એક પુત્રને ઝબેહ કરી રહ્યા છે. અલ્લાહનો આજ્ઞાપાલક અને વફાદાર બંદો, જે હમણા-હમણા કેટલીય કઠિન પરીક્ષાઓમાંથી પસાર થઈને આવ્યો હતો, આ સ્વપ્ન જોઈને ન તો દુઃખી થયો અને ન ભવિષ્યની આશંકાઓ અને વસવસાઓનો શિકાર બન્યો, બલ્કે કોઈપણ પ્રકારના સંકોચ વગર એક આજ્ઞાપાલક ગુલામની જેમ પોતાના માલિક અને

સ્વામીની મરજીની સામે માથું ઝુકાવી દીધું અને આદેશના પાલન માટે તરત ફલસ્તિનથી મક્કા પહોંચ્યા.

પિતા જ્યારે પુત્રથી મળ્યા હશે તો પિતાએ પોતાના હૃદયના ટુકડાને છાતીએ લગાવીને ખૂબ પ્યાર કર્યો હશે. જ્યારે પિતાએ પુત્રને બતાવ્યું હશે કે અલ્લાહ તઆલાએ મને સ્વપ્નમાં તમને ઝબેહ કરવાનો આદેશ આપ્યો છે, તો આજ્ઞાપાલક પુત્રએ સમર્પણના એ જ વલણનું પ્રદર્શન કર્યું, જેનું પ્રદર્શન આનાથી અગાઉ તેના મહાન પિતા કરી ચૂક્યા હતા. હઝરત ઈસ્માઈલ ﷺના જવાબનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ કુર્આન-મજીદમાં આ શબ્દોમાં કર્યો છે :

يَٰٓأَبَتِ ٱفْعَلْ مَا تُؤْمَرُ ۖ سَتَجِدُنِىٓ إِن شَآءَ ٱللَّهُ مِنَ ٱلصَّٰبِرِينَ ۝

''અબ્બાજાન ! જે કંઈ તમને આદેશ આપવામાં આવી રહ્યો છે, તેને પૂરો કરો. ઈન્-શા અલ્લાહ, તમે મને ધૈર્ય રાખનારાઓમાં જોશો.''

(સૂરઃ અસ્-સાફ્ફાત, આ. ૧૦૨)

સૌભાગ્યશાળી પુત્રનો જવાબ સાંભળીને પિતાને સંતોષ થઈ ગયો અને બંનેય પિતા-પુત્ર અલ્લાહના આદેશ-પાલન માટે નીકળી પડ્યા અને પછી અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે હઝરત ઈબ્રાહીમ ﷺએ માનવ-ઈતિહાસનું એ મહાન કાર્ય પૂરું કર્યું, જેને ન તો આનાથી પહેલાં ક્યારેય ધરતી અને આકાશે જોયું, ન તેના પછી જોઈ શકશે. પોતાના હૃદયના ટુકડાને મોઢેથી જમીન પર સૂવડાવી દીધો, છરી તેજ કરી, આંખો પર પટ્ટી બાંધી અને ત્યાં સુધી પૂરેપૂરી શક્તિથી પોતાના પુત્રના ગળા પર ફેરવતા રહ્યા જ્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી આ પોકાર ન આવી ગઈ :

قَدْ صَدَّقْتَ ٱلرُّءْيَآ ۚ إِنَّا كَذَٰلِكَ نَجْزِى ٱلْمُحْسِنِينَ ۝

''(હે ઈબ્રાહીમ ﷺ !) તેં સ્વપ્ન સાચું કરી દેખાડ્યું, અમે ભલા લોકોને આવો જ બદલો આપીએ છીએ.'' (સૂરઃ અસ્-સાફ્ફાત, આ. ૧૦૫)

આમ, હઝરત ઈસ્માઈલ ﷺની જગ્યાએ જન્નતમાંથી એક ઘેટું મોકલી દેવામાં આવ્યું, જેને હઝરત ઈબ્રાહીમ ﷺએ ઝબેહ કરી દીધું.

પોતાના હૃદયના ટુકડાને પોતાના જ હાથે અલ્લાહ તઆલાના પ્રેમ કાજે કુરબાન કરવાનો અમલ અલ્લાહના દરબારમાં એટલો સન્માનિત ઠર્યો કે રહેતી દુનિયા સુધી ઈમાનવાળાઓને, ચાહે તેઓ મિનામાં હોય કે મિનાથી બહાર, પૂર્વમાં હોય કે પશ્ચિમમાં, એ આદેશ આપી દેવામાં આવ્યો કે તેઓ દર વર્ષે ઈબ્રાહીમી ભાવના સાથે એક જાનવર ઝબેહ કરીને આ મહાન ઘટનાની યાદ તાજી કરવાનું રાખે.

આ અનોખી અને અજીબોગરીબ પરીક્ષામાં સફળતા પછી અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ ﷺને એક ખૂબ મોટા સન્માનથી નવાજવાનો નિર્ણય કર્યો. આદેશ આપવામાં આવ્યો કે દુનિયામાં મારા માટે એક ઘરનું નિર્માણ કરો. પિતા-પુત્રએ ખુશી-ખુશી ઘરનું નિર્માણ-કાર્ય શરૂ કરી દીધું. નિર્માણ કરતા-કરતા જ્યારે હજ્રે-અસ્વદની જગ્યાએ પહોંચ્યા તો હઝરત ઈબ્રાહીમ ﷺએ હઝરત ઈસ્માઈલ ﷺને કહ્યું : ''બેટા ! કોઈ સારો પથ્થર શોધીને લાવો.'' હઝરત ઈસ્માઈલ ﷺ પથ્થર શોધીને લાવ્યા તો જોયું કે હઝરત ઈબ્રાહીમ ﷺ ત્યાં કોઈ બીજો પથ્થર લગાવી ચૂક્યા છે. હઝરત ઈસ્માઈલ ﷺએ પૂછ્યું, ''આ પથ્થર ક્યાંથી આવ્યો છે ?'' હઝરત ઈબ્રાહીમ ﷺએ ફરમાવ્યું, ''આ પથ્થર અલ્લાહના આદેશથી હઝરત જિબ્રઈલ ﷺ લઈને આવ્યા છે.'' (ઇબ્ને કસીર) આ એ જ પથ્થર છે, જેને હજ્રે-અસ્વદ કહેવામાં આવે છે અને તવાફના દરેક ચક્કરમાં જેને ચૂમવામાં આવે છે, જેના વિશે નબી ﷺનો ઈરશાદ છે કે, ''હજ્રે-અસ્વદ જન્નતથી મોકલવામાં આવેલ પથ્થર છે, દૂધની જેમ સફેદ હતો, પરંતુ લોકોના ગુનાઓએ તેને કાળો કરી નાખ્યો છે.'' (તિરમિઝી) દીવાલો જ્યારે ખૂબ ઊંચી થઈ ગઈ તો હઝરત ઈસ્માઈલ ﷺ એક પથ્થર ઉઠાવી લાવ્યા, જેના પર ઊભા થઈને હઝરત ઈબ્રાહીમ ﷺ બૈતુલ્લાહનું નિર્માણ કરતા રહ્યા. આ એ જ પથ્થર છે, જેને 'મકામે ઈબ્રાહીમ' કહેવામાં આવે છે અને જેના પર હઝરત ઈબ્રાહીમ ﷺના પગના નિશાન પડેલા છે. નબી ﷺના ઈરશાદ અનુસાર આ પથ્થર પણ જન્નતમાંથી મોકલવામાં આવ્યો છે. (ઇબ્ને ખુઝૈમા) ભાગ્યશાળી પિતા અને પુત્ર બૈતુલ્લાહ-શરીફનું નિર્માણ કરતા રહ્યા અને સાથે-સાથે આ દુઆ પણ માગતા રહ્યા :

رَبَّنَا تَقَبَّلْ مِنَّا ؕ اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

''હે અમારા પાલનહાર ! અમારાથી અમારી આ સેવા કબૂલ કર. તું સૌનું સાંભળવાવાળો અને સર્વજ્ઞ છે.'' (સૂરઃ બકરહ, આ. ૧૨૭)

બૈતુલ્લાહ શરીફનું નિર્માણ પૂરું થઈ ગયું તો અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ ﷺને આદેશ કર્યો :

وَاَذِّنْ فِى النَّاسِ بِالْحَجِّ

''હે ઈબ્રાહીમ ! લોકોને હજ માટે એલાન કરી દો.'' (સૂરઃ હજ, આ. ૨૭)

હઝરત ઈબ્રાહીમ ﷺએ અરજ કરી : ''આ નિર્જન વેરાન જગ્યાથી બહાર વસ્તીઓ સુધી મારી પોકાર કેવી રીતે પહોંચશે ?'' અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''એલાન કરવું તમારું કામ છે અને તેને લોકો સુધી પહોંચાડવું અમારું કામ છે.'' આમ, અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ ﷺનું એ એલાન ન કેવળ એ સમયના જીવંત

લોકો સુધી પહોંચાડ્યું, બલ્કે આલમે-અરવાહ (આત્મા-લોક)માં તમામ રૂહો (આત્માઓ) સુધી પણ એ પોકારને પહોંચાડી દીધી. જે જે વ્યક્તિના ભાગ્યમાં બૈતુલ્લાહ શરીફની ઝિયારત લખેલ હતી, તેણે હઝરત ઈબ્રાહીમ ﷷના એલાનના જવાબમાં 'લબ્બૈક' કહ્યું. હજમાં પોકારવામાં આવતા 'તલબિયા' ના કલેમાઓની અસલ બુનિયાદ હઝરત ઈબ્રાહીમ ﷷના એ જ એલાનનો જવાબ છે. (ઈબ્ને કસીર)

જ્યાં સુધી હઝરત ઈબ્રાહીમ ﷷ જીવતા રહ્યા, બૈતુલ્લાહ શરીફના મુતવલ્લી (વ્યવસ્થાપક) રહ્યા. આપના અવસાન પછી કબીલા બનૂ જરહમના સરદાર બૈતુલ્લાહ શરીફના વ્યવસ્થાપક બન્યા. બનૂ જરહમના કાળમાં જ ઈબ્રાહીમી દીનમાં બગાડ પેદા થવાની શરૂઆત થઈ ગઈ હતી. મુતવલ્લી લોકો નજરાણાઓ અને હદિયાઓ (ભેટસોગાદો)નો માલ હડપ કરવા લાગ્યા. આમ, કબીલા બનૂ ખુઝાઆએ યુદ્ધ કર્યા પછી આ હોદ્દો બનૂ જરહમથી છીનવી લીધો. પરંતુ તેમના કાળમાં બગાડ ખૂબ વધતો ગયો. બૈતુલ્લાહ શરીફ મૂર્તિઘરમાં ફેરવાઈ ગયું. શિર્ક (અનેકેશ્વરવાદ)ની ચરમસીમાની એ સ્થિતિ હતી કે લાત, મનાત, ઉઝ્ઝા અને હુબલની મૂર્તિઓની સાથે-સાથે હઝરત ઈબ્રાહીમ ﷷની પણ મૂર્તિ બનાવીને બૈતુલ્લાહ શરીફમાં મૂકી દેવામાં આવી. બનૂ ખુઝાઆ પછી બૈતુલ્લાહ શરીફનો વહીવટ મક્કાના કુરૈશના હાથમાં આવી ગયો. કુરૈશી સરદાર કુસ્સી બિન કિલાબે ખુઝાઆના સરદારની પુત્રીથી લગ્ન કરી લીધા, જેના પરિણામે કુરૈશી જમાઈને ખુઝાઆ સરદાર પાસેથી કાબાનો વહીવટ મળી ગયો.

નબી ﷺ ને નબી બનાવવામાં આવ્યા તેના પછી ૨૧ વર્ષ સુધી (અર્થાત્ હિ. ૮ સુધી) બૈતુલ્લાહ શરીફ શિર્ક અને મૂર્તિપૂજાનું કેન્દ્ર બની રહ્યું અને અજ્ઞાનાવસ્થાની રીતરસમો અનુસાર મુશ્રિક લોકો હજ કરતા રહ્યા. હિ. ૮ માં આપ ﷺએ મક્કા પર વિજય મેળવ્યો ત્યારે બૈતુલ્લાહ શરીફને તમામ મૂર્તિઓ અને પ્રતિમાઓ-ચિત્રોથી પવિત્ર કરવામાં આવ્યું. હિ. ૯ માં હજ ફર્ઝ કરવામાં આવી, તો આપ ﷺ એ હઝરત અબૂબક્ર رضي الله عنهને અમીરૂલ-હજ (હજ-યાત્રાના વડા) બનાવીને મોકલ્યા અને હજ ઈસ્લામી શરીઅત અનુસાર અદા કરવામાં આવી. હિ. ૧૦માં રસૂલે અકરમ ﷺએ એક લાખ ચોવીસ (અથવા ચાળીસ) હજાર સમર્પિત અને સંનિષ્ઠ સહાબા કિરામ رضي الله عنهمની સાથે પવિત્ર જીવનની પહેલી અને અંતિમ હજ - હજ્જતુલ વિદાઅ - અદા ફરમાવી.

# હજની કેટલીક વિશિષ્ટ શિક્ષાઓ

હજ નિ:સંદેહ અનેક હેતુઓ અને ઘણાબધા લાભોવાળી ઈબાદત છે, જેના દીની અને દુન્યવી ફાયદાઓ એટલા છે કે તેની નોંધ કરવા માટે એક અલગ પુસ્તકની જરૂરત પડે. અલ્લાહ તઆલાએ કુર્આનમજીદમાં આ હકીકતને આ શબ્દોમાં વર્ણવી છે :

لِّيَشْهَدُوْا مَنَافِعَ لَهُمْ

(અર્થાત્, લોકો અહીં આવે અને આવીને જુએ કે હજમાં તેમના માટે કેવા-કેવા દીની અને દુન્યવી લાભો છે. - સૂરઃ હજ્જ, આ. ૨૮)

વિચાર કરો, હજ કરવાવાળાઓનું ઘરબાર, પત્ની-બાળકો અને પોતાના તમામ કામકાજને છોડીને અલ્લાહના ઘરની ઝિયારત માટે લાંબા સફર પર નીકળી પડવું, વાસ્તવમાં માણસમાં રુજૂઅ-ઈલલ્લાહ (અલ્લાહ તરફ પલટવા) અને તેના પર જ ભરોસો કરવાની એક ખાસ ભાવના પેદા કરી દે છે. સફર દરમ્યાન માત્ર અલ્લાહની ખુશી માટે દરેક પ્રકારની તકલીફો અને પરેશાનીઓ સહન કરવાનો નિર્ધાર જ નફસ (મન)ની શુદ્ધિ-વિશુદ્ધિનું માધ્યમ બને છે. દુનિયાના જુદા-જુદા ભાગોમાં રહેવાવાળા, જુદી-જુદી ભાષાઓ બોલનારા, અલગ-અલગ પોશાક પહેરનારા, વિભિન્ન રંગો અને વિભિન્ન વંશોથી સંબંધ રાખનારા લોકોનું એક જ કેન્દ્ર પર પહોંચવા માટે ચાલી નીકળવું, મીકાત પર પહોંચીને પોતાના કોમી પોશાક ઉતારીને એક જ પ્રકારના સાદો અને ફકીરો જેવો પોશાક પહેરી લેવો એ સમાનતાની એક લાંબી વ્યવહારિક શિક્ષા આપે છે, જેનું ઉદાહરણ દુનિયામાં કોઈ અન્ય ધર્મમાં જોવા નથી મળતું. અમીર, ગરીબ, શાહ-બાદશાહ, ભીખારી, અરબી-બિનઅરબી, પૂર્વ અને પશ્ચિમના તમામ લોકોનું એક જ પ્રકારના પોશાકમાં હોવું, એક જ ભાષા બોલવી, એક જ રૂખ પર, એક જેવા શબ્દોમાં તૌહીદનું ગીત પોકારવું અને પછી એક જ સમયે, એક જ રૂખ પર, એક જ રીત પર પોતાના માલિક અને સ્વામીની સામે સિજદા કરવા; આ તમામ કાર્યો અને વિધિઓ વાસ્તવમાં - ભાષા, રંગ, વંશ અને રાષ્ટ્ર કે દેશ વગેરેના નામે બનાવેલ કોમોની સ્વયં ઘડી કાઢેલ મૂર્તિઓને તોડી-ફોડીને બસ એક જ કોમ.....કૌમે રસૂલે હાશમી બનવાની શિક્ષા આપે છે... એક જ રંગ અર્થાત્ અલ્લાહનો રંગ (સિબગતુલ્લાહ) અપનાવવાનો સબક આપે છે તેમજ હરમમાં દાખલ થવાની પાબંદીઓ, અહરામની પાબંદીઓ વગેરે પરસ્પર એક-બીજાની સાથે શાંતિ અને સલામતી તથા ઈજ્જત અને સન્માનની સાથે જીવન વિતાવવાના શિષ્ટાચાર શીખવાડે છે.

વિચાર કરશો તો એ અનુભૂતિ થશે કે ઈસ્લામી શિક્ષાઓનું કોઈ એવું પાસું અહીં બાકી નથી બચતું, જેની તાલીમ હજ દરમ્યાન પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે ન આપવામાં

આવી હોય. એકતા અને સંપ તેમજ હળીમળીને રહેવાની શિક્ષા, કુરબાની અને ત્યાગ તથા ભાઈચારાની શિક્ષા, શિસ્ત અને અનુશાસનની શિક્ષા, પરસ્પર જોડાઈને રહેવાની શિક્ષા, દાવત (દીનના આમંત્રણ) અને જિહાદ (અલ્લાહના માર્ગમાં તન-મન-ધનથી સંઘર્ષ કરવા)ની શિક્ષા, એકાગ્રતા અને મેળમેળાપની શિક્ષા, સમાનતા અને બંધુત્વની શિક્ષા, શાંતિ અને સલામતીની શિક્ષા, મિલ્લતની એકતાની શિક્ષા, અલ્લાહ તરફ પલટવાની શિક્ષા, રસૂલ ﷺની સુન્નતના અનુસરણની શિક્ષા અને તૌહીદના અકીદાની શિક્ષા.

તૌહીદ (એકેશ્વરવાદ)ની આસ્થા અને સુન્નતનું અનુસરણ ઈસ્લામની બે પાયાની અને સૌથી મહત્ત્વની શિક્ષાઓ છે. આના વિશે અમે વિસ્તારપૂર્વક વાત કરીશું, એટલા માટે કે હજ દરમ્યાન આ બંને વાતોની યાદ તાજી કરવાનો અને તેની શિક્ષાનો પ્રબંધ કરવામાં આવેલ છે.

## અકીદએ તૌહીદ :

દીને ઈસ્લામમાં તૌહીદની આસ્થાનું શું મહત્ત્વ છે તેને સમજવા માટે સ્પષ્ટીકરણની આવશ્યકતા નથી. તૌહીદની આસ્થા જો સાચી ન હોય તો કોઈ મોટામાં મોટું સદ્‌કાર્ય પણ અલ્લાહના ત્યાં સ્વીકાર્ય નથી હોતું. કુર્આન-મજીદમાં અલ્લાહ ત્‌આલાએ રસૂલે અકરમ ﷺને સંબોધન કરીને આ વાત ઈરશાદ ફરમાવી :

لَئِنْ أَشْرَكْتَ لَيَحْبَطَنَّ عَمَلُكَ وَلَتَكُونَنَّ مِنَ الْخَاسِرِينَ ﴿٦٥﴾

''જો તમે શિર્ક કર્યું તો તમારું કર્યુ-કરાવ્યું કાર્ય નષ્ટ થઈ જશે અને તમે નુકસાન પ્રાપ્ત કરનારાઓ પૈકીના થઈ જશો.'' (સૂરઃ ઝુમર, આ. ૬૫)

સૂરઃ માઈદામાં અલ્લાહ ત્‌આલાએ સ્પષ્ટ રૂપે એ વાત ઈરશાદ ફરમાવી છે કે મુશ્‌રિક માટે જન્નત હરામ છે અને તે હંમેશા-હંમેશા જહન્નમમાં રહેશે. અલ્લાહનો ઈરશાદ છે :

إِنَّهُ مَنْ يُشْرِكْ بِاللَّهِ فَقَدْ حَرَّمَ اللَّهُ عَلَيْهِ الْجَنَّةَ وَمَأْوَاهُ النَّارُ

''જેણે અલ્લાહની સાથે શિર્ક કર્યું તેના પર અલ્લાહે જન્નત હરામ કરી દીધી છે અને તેનું ઠેકાણું જહન્નમ છે.'' (સૂરઃ માઈદા, આ. ૭૨)

રસૂલે અકરમ ﷺએ પોતાના એક સહાબી હઝરત મઆઝ رضي الله عنهને આ શિખામણ આપી :

لَا تُشْرِكْ بِاللَّهِ شَيْئًا وَإِنْ قُتِلْتَ أَوْ حُرِّقْتَ.

અર્થાત્, ''અલ્લાહ તઆલાના ત્યાં કોઈને ભાગીદાર ન ઠરાવજો, ચાહે મારી નાખવામાં આવો અથવા બાળી નાખવામાં આવો.'' (મુસ્નદ અહમદ)

કયામતના દિવસે રસૂલે અકરમ ﷺના કાકા અબૂ તાલિબ, હઝરત ઈબ્રાહીમ عليه السلامના પિતા, હઝરત નૂહ عليه السلامનો પુત્ર અને હઝરત લૂત عليه السلامની પત્ની, નબીઓ સાથે ગાઢ લોહીના સંબંધો હોવા છતાં જહન્નમમાં જશે, એટલા માટે કે તેઓ તૌહીદની આસ્થાથી વંચિત હતા. આનાથી તૌહીદની આસ્થાના મહત્ત્વનું અનુમાન થઈ શકે છે. આવો, એક નજર જોઈએ કે હજ કેવી રીતે હાજીઓને તૌહીદની આસ્થામાં પાકા અને મજબૂત કરવામાં મદદ કરે છે.

હજનું સ્થળ અર્થાત્ મક્કા મુકર્રમા પહોંચવાના કેટલાય માઈલ પહેલાં જ્યારે હાજી મીકાત પર પહોંચીને અહરામ બાંધે છે તો તેને અલ્લાહ તઆલાની તૌહીદ (એકત્વ), તહમીદ (પ્રશંસા અને તેની કૃતજ્ઞતા), મોટાઈ અને મહાનતા પર આધારિત તલબિયા[1] પઢવાનો આદેશ આપવામાં આવે છે. મક્કા પહોંચીને હાજી તવાફની શરૂઆત કરે છે, તો તેને અલ્લાહની મોટાઈ અને મહાનતાના કલેમાઓ અદા કરવાનો આદેશ કરવામાં આવે છે, ત્યાં સુધી કે તવાફના દરેક ચક્કરમાં હજ્રે-અસ્વદની પાસે આવીને તેણે આ જ કલેમાઓ દોહરાવવાના હોય છે. તવાફ દરમ્યાન હાજીને વધારેમાં વધારે અલ્લાહનો ઝિક્ર અને તસ્બીહ તથા તહલીલ (લા-ઈલાહ ઈલ્લલ્લાહ), તહમીદ (અલહમ્દુલિલ્લાહ) અને તકદીસ (સુબ્હાનલ્લાહ) કરવાનો આદેશ આપવામાં આવે છે. તવાફ પછી સઈ માટે સફા તરફ જતાં પહેલાં ફરી એક વાર હાજીને હજ્રે-અસ્વદની સામે આવીને بِسْمِ اللّٰهِ وَاللّٰهُ أَكْبَرُ **(બિસ્મિલ્લાહિ, અલ્લાહુ અકબર)** પઢવાનો આદેશ આપવામાં આવે છે. સઈ શરૂ કરતાં પહેલાં હાજીને સફા પહાડી પર ઊભા રહીને અલ્લાહ તઆલાની તૌહીદ તથા તકબીર અને પ્રશંસા અને સ્તુતિ માટે એ સૌથી શ્રેષ્ઠ કલેમાઓ અદા કરવાનો આદેશ આપવામાં આવે છે, જે રસૂલે અકરમ ﷺએ મક્કા-વિજયના પ્રસંગે સફા પહાડી પર ઊભા રહીને અદા કર્યા હતા.[2] આ જ તૌહીદ, તકબીર અને પ્રશંસા તેમજ સ્તુતિના કલેમાઓ મરવા પહાડી પર દોહરાવવાનો આદેશ આપવામાં આવે છે. સઈ દરમ્યાન હાજીએ વધારેમાં વધારે અલ્લાહનો ઝિક્ર, તસ્બીહ તથા તહલીલ, તહમીદ અને તકદીસ કરવાનો આદેશ આપવામાં આવે છે. ૮ ઝિલહજ્જના દિવસે મિના જતાં તમામ રસ્તામાં તૌહીદની આસ્થા પર આધારિત તલબિયા પોકારતા રહેવાનો આદેશ આપવામાં આવે છે. અરફાતના મેદાનમાં રસૂલે અકરમ ﷺએ જે દુઆને સૌથી શ્રેષ્ઠ દુઆ ઠેરવી છે, તે સમગ્ર દુઆ તૌહીદની શિક્ષા પર આધારિત છે, જેના શબ્દો આ પ્રમાણે છે :

---

૧. **પ્રકરણ : 'તલબિયાના મસાઈલ' માં જુઓ.**
૨. **આ કલેમાઓ પ્રકરણ : 'સઈના મસાઈલ' માં જુઓ.**

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

**લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા-શરીક લહુ લહુલ્-મુલ્કુ વ-લહુલ્-હમ્દુ વ-હુવ અલા કુલ્લિ શયઈન કદીર.**

''અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે એક છે, તેનો કોઈ ભાગીદાર નથી. બાદશાહી તેની જ છે, પ્રશંસા તેના માટે જ છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.'' (તિરમિઝી)

મુઝદલિફાના રોકાણ દરમ્યાન અલ્લાહ તઆલાને નિરંતર યાદ કરવાનો આદેશ કુર્આન-મજીદમાં આપવામાં આવ્યો છે. અલ્લાહનો ઈરશાદ છે :

فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ

''મશઅરે હરામ (મુઝદલિફાની પહાડીનું નામ છે)ની પાસે અલ્લાહ તઆલાને ખૂબ યાદ કરો અને એ રીતે યાદ કરો જે રીતે અલ્લાહે તમને નિર્દેશ કર્યો છે.''

(સૂરઃ બકરહ, આ. ૧૯૮)

મિનાથી અરફાત, અરફાતથી મુઝદલિફા અને મુઝદલિફાથી મિના જતાં નિરંતર તલબિયા, તહલીલ, તહમીદ અને તકદીસના કલેમાઓ ઊંચા અવાજથી પોકારવાને જ હજે-મબરૂર કહેવામાં આવેલ છે. કુરબાની કરતી વખતે અલ્લાહનું નામ અને તેની મહાનતા વ્યક્ત કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. રમી જમારની પ્રત્યેક કાંકરી ફેંકવાની સાથે અલ્લાહ તઆલાની મહાનતાનો નારો બુલંદ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે.

હજ દરમ્યાન ખાસ કરીને તશરીકના દિવસો (૧૧, ૧૨ અને ૧૩ ઝિલહજ્જ) ને વર્ષભરના તમામ દિવસોની સરખામણીમાં એટલા માટે સૌથી શ્રેષ્ઠ દિવસો ઠેરવવામાં આવ્યા છે કે આ દિવસોમાં વધારેમાં વધારે તૌહીદ અને તકબીર કહેવામાં આવે છે. આ દિવસોમાં અલ્લાહ તઆલાને યાદ કરતા રહેવાનો આદેશ પણ કુર્આન-મજીદમાં આપવામાં આવ્યો છે :

وَاذْكُرُوا اللّٰهَ فِيْٓ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ

''અને અલ્લાહને ગણત્રીના આ અમુક દિવસોમાં ખૂબ યાદ કરો.''

(સૂરઃ બકરહ, આ. ૨૦૩)

જાણે હજના દિવસોમાં ડગલે-ને-પગલે હાજીઓની જીભથી વારંવાર અલ્લાહની તૌહીદ, તકબીર, તહમીદ અને તકદીસના કલેમાઓ બોલાવડાવીને એ વાતનો

પૂરેપૂરો પ્રબંધ કરી દેવામાં આવ્યો છે કે જો કોઈ હાજી સંપૂર્ણ હોશ અને સૂઝબૂજની સાથે આ દિવસો મસનૂન રીતે પસાર કરે તો તૌહીદની આસ્થા હાજીના મનો-મસ્તિષ્કમાં સંપૂર્ણપણે બેસી જાય છે.

## સુન્નતના અનુસરણની શિક્ષા :

તૌહીદની આસ્થા પછી સુન્નતનું અનુસરણ દીને-ઈસ્લામની બીજી મહત્ત્વની બુનિયાદ છે. રસૂલ, અલ્લાહ તઆલાના સંદેશવાહક અને પ્રતિનિધિ હોવાથી રસૂલનું અનુસરણ અને તેની આજ્ઞાનું પાલન વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ આજ્ઞાપાલન અને અનુસરણ છે. કુર્આન-મજીદમાં આ હકીકતને આ શબ્દોમાં સ્પષ્ટ ફરમાવવામાં આવી છે :

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ

''જેણે રસૂલનું આજ્ઞાપાલન કર્યું તેણે વાસ્તવમાં અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું. (સૂરઃ નિસા, આ. ૮૦)

સ્વયં રસૂલે અકરમ ﷺએ પણ એક હદીસમાં આ જ વાત ઈરશાદ ફરમાવી છે :

مَنْ اَطَاعَنِيْ فَقَدْ اَطَاعَ اللّٰهَ وَمَنْ عَصَانِيْ فَقَدْ عَصَى اللّٰهَ.

''જેણે મારું આજ્ઞાપાલન કર્યું તેણે જાણે અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું અને જેણે મારી અવજ્ઞા કરી તેણે જાણે અલ્લાહની અવજ્ઞા કરી.'' (બુખારી અને મુસ્લિમ)

જીવનના દરેક મામલામાં રસૂલુલ્લાહ ﷺનું અનુકરણ અને અનુસરણ જ એ માર્ગ છે, જેમાં દુનિયા અને આખિરતની સફળતાની બાંહેધરી છે. અલ્લાહનો ઈરશાદ છે :

وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ فَازَ فَوْزًا عَظِيْمًا ۝

''અને જેણે અલ્લાહ અને તેના રસૂલ ﷺનું આજ્ઞાપાલન કર્યું તેણે મોટી સફળતા પ્રાપ્ત કરી લીધી.'' (સૂરઃ અહઝાબ, આ. ૧૭૧)

એક હદીસમાં રસૂલે અકરમ ﷺનો મુબારક ઈરશાદ છે :

مَنْ اَطَاعَنِيْ دَخَلَ الْجَنَّةَ.

''જેણે મારું આજ્ઞાપાલન કર્યું તે જન્નતમાં દાખલ થયો.'' (બુખારી)

સુન્નતે રસૂલ ﷺની અવહેલના કરવી અથવા છોડવી પૂરેપૂરી રીતે ગુમરાહી (પથભ્રષ્ટતા) અને વિનાશનું કારણ છે. અલ્લાહનો ઈરશાદ છે :

وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ ضَلَّ ضَلٰلًا مُّبِيْنًا

''અને જેણે અલ્લાહ અને તેના રસૂલની અવજ્ઞા કરી તે ખુલ્લી ગુમરાહીમાં પડી ગયો.'' (સૂરઃ અહઝાબ, આ. ૧૩૬)

એક હદીસમાં આપ ﷺનો મુબારક ઈરશાદ છે :

مَنْ رَغِبَ عَنْ سُنَّتِيْ فَلَيْسَ مِنِّيْ۔

''જેણે મારી સુન્નતથી મોઢું ફેરવ્યું તે અમારામાંથી નથી.''

(બુખારી અને મુસ્લિમ)

એક અન્ય હદીસમાં રસૂલે અકરમ ﷺએ સ્પષ્ટ રૂપે એ વાત ઈરશાદ ફરમાવી છે કે જેણે સવાબ (પૂણ્ય) માટે એવું કાર્ય કર્યું જે મારી શરીઅતમાં નથી, તે કાર્ય અલ્લાહના ત્યાં મરદૂદ (તિરસ્કૃત) અને અસ્વીકાર્ય હશે. (સંદર્ભ : બુખારી અને મુસ્લિમ)

અને આ શબ્દો તો આપ ﷺ પોતાના દરેક ખુત્બા (ધાર્મિક વ્યાખ્યાન)માં ફરમાવતા હતા :

وَشَرُّ الْاُمُوْرِ مُحْدَثَاتُهَا وَ كُلَّ مُحْدَثَةٍ بِدْعَةٍ وَ كُلَّ بِدْعَةٍ ضَلَالَةٍ وَ كُلَّ ضَلَالَةٍ فِي النَّارِ۔

''દીનમાં નવી વાત પેદા કરવી સૌથી ખરાબ કાર્ય છે, અને દીનમાં દરેક નવી વાત બિદઅત છે, અને દરેક બિદઅત ગુમરાહી છે.'' (સંદર્ભ : બુખારી અને મુસ્લિમ) અને દરેક ગુમરાહીનું ઠેકાણું આગ છે.'' (નસાઈ)

ઉલ્લેખિત આયતો અને હદીસોથી સરળતાથી એ અંદાજ લગાવી શકાય છે કે માણસના સદ્કાર્યો અલ્લાહના ત્યાં એ જ સ્વરૂપમાં સવાબનું કારણ હશે જ્યારે તે સુન્નતે રસૂલ ﷺ અનુસાર હશે. જે કાર્ય સુન્નતે રસૂલ ﷺથી હટીને હશે તે અલ્લાહના ત્યાં અસ્વીકાર્ય અને ધિક્કારપાત્ર ઠરશે. હજની વિધિઓ (મનાસિકે હજ) પર એક નજર નાખો અને વિચાર કરો કે આ વિધિઓ શરૂઆતથી લઈને અંત સુધી કેવી રીતે હાજીને સુન્નતના અનુકરણની શિક્ષા આપે છે.

૮ ઝિલહજ્જના દિવસે હાજી મસ્જિદુલ હરામ છોડીને એક નિર્જન કાંકરીઓથી ભરેલા મેદાનમાં તંબુઓમાં જાય છે. જો કેવળ અજ્ર અને સવાબ જ અપેક્ષિત હોત તો મસ્જિદે હરામમાં અદા કરેલ નમાઝોનો સવાબ મિનાની સરખામણીમાં લાખો ગણો વધારે છે, તો પછી હાજી મસ્જિદે હરામ કેમ છોડે છે ? એટલા માટે કે રસૂલે અકરમ ﷺની સુન્નત અને આપ ﷺએ બતાવેલ રીત આ જ છે. ટૂંકા રોકાણ પછી બીજા દિવસે અર્થાત્ ૯ ઝિલહજ્જના દિવસે સૂર્યોદય પછી હાજી ફરી સફર કરે છે અને કેવળ થોડાક

કિલોમીટરના અંતરે અરફાતના મેદાનમાં જઈને રોકાય છે. એ જ માટી, એ જ કાંકરીઓ અને એ જ જળવાયુ. અરફાતમાં છેવટે કઈ એવી ખૂબીઓ છે જે મિનામાં નથી? પછી લાખો માણસોનું મિનાની સરહદોથી નીકળીને અરફાતમાં જઈને રોકાવું પોતાનામાં શું હિકમત (ઉદ્દેશ્ય) ધરાવે છે ? એ જ કે રસૂલે અકરમ ﷺએ આવું જ કર્યું હતું.

અરફાતના મેદાનમાં હાજી ઝુહ્રના સમયે ઈમામે-હજનો ખુત્બો (વ્યાખ્યાન) સાંભળ્યા પછી બંને નમાઝો (ઝુહ્ર અને અસ્ર) એકત્ર અને કસ્ર કરીને પઢે છે. વિચારો કે એ હાજી જે દુનિયાભરના બધા કામકાજ છોડીને પોતાને એટલા માટે નિવૃત્ત કરીને આવ્યો છે કે અલ્લાહની ઈબાદત કરે, તે ઝુહર અને અસ્રની નમાઝો એક જ સમયે એકી સાથે અને કસ્ર કરીને કેમ અદા કરે છે ? એટલા માટે કે તેને અલ્લાહના રસૂલ ﷺએ આવું જ કરવાનો હુકમ આપ્યો છે.

અરફાતમાં થોડાક કલાક રોકાયા પછી હાજી ફરી પોતાનો સામાન બાંધે છે અને નજીકમાં જ એક બીજા મેદાન - મુઝદલિફામાં જઈને રોકાણ કરે છે. અરફાતમાં હાજી રાત કેમ નથી વિતાવતો અને મુઝદલિફામાં કેમ વિતાવે છે ? તેનું કારણ એના સિવાય બીજું કંઈ નથી કે સુન્નતે રસૂલ ﷺ આ જ છે કે અરફાતની કાંકરીઓને સૂર્યાસ્ત થયા પછી અલવિદા કહેવામાં આવે અને મુઝદલિફાની કાંકરીઓ પર આવીને રાત વિતાવવામાં આવે.

અરફાતથી હાજી સૂર્યાસ્ત થયા પછી રવાના થાય છે, પરંતુ મગરિબની નમાઝ સમય પર અદા નથી કરતો, બલ્કે મુઝદલિફા આવીને ઈશાની નમાઝની સાથે અદા કરે છે, જ્યારે કે પ્રથમ સમયમાં નમાઝ અદા કરવી સૌથી શ્રેષ્ઠ અમલ છે (તિરમિઝી) અને નમાઝ વિલંબથી અદા કરવી નિફાક (દંભ)ની નિશાની છે, પછી આ પ્રસંગે હાજી જાણીજોઈને મગરિબની નમાઝમાં વિલંબ કેમ કરે છે ? એટલા માટે કે આ પ્રસંગે મગરિબની નમાઝ સમય પર અદા કરવામાં સુન્નતે રસૂલ ﷺનું ઉલ્લંઘન છે અને વિલંબ કરવામાં રસૂલ ﷺનું અનુસરણ છે.

મુઝદલિફામાં હાજી આખી રાત ઊંઘીને પસાર કરે છે અને જાણીજોઈને તહજ્જુદની નમાઝ છોડે છે, જ્યારે કે રસૂલે અકરમ ﷺએ તમામ નફિલ નમાઝોમાંથી તહજ્જુદને સૌથી શ્રેષ્ઠ નમાઝ ઠેરવી છે, (મુસનદ અહમદ) તો પછી હાજી આ રાત્રે તહજ્જુદની નમાઝ કેમ છોડે છે ? માત્ર એટલા માટે કે સ્વયં રસૂલે અકરમ ﷺએ એ રાત્રે તહજ્જુદની નમાઝ અદા કરી ન હતી.

મુઝદલિફાથી હાજી ફરી પાછો ફરીને એ જ જગ્યાએ... મિનામાં આવી જાય છે, જ્યાંથી ચાલ્યો હતો, એટલા માટે કે અલ્લાહના રસૂલ ﷺએ આવું જ કરવાનો આદેશ આપ્યો હતો.

૧૦ ઝિલહજ્જના દિવસે મિના પહોંચીને હાજી માત્ર જમરા-ઉકબાને કાંકરીઓ મારે છે, જ્યારે કે બાકી બીજા અને ત્રીજા દિવસમાં જમરા-વુસ્તા અને જમરા-ઊલાને પણ કાંકરીઓ મારે છે. તેનું કારણ કેવળ એ જ છે કે ૧૦ ઝિલહજ્જના દિવસે રસૂલ ﷺએ માત્ર જમરા-ઉકબાને જ કાંકરીઓ મારી હતી, જમરા-વુસ્તા અને જમરા-ઊલાને મારી ન હતી, તેથી રસૂલ ﷺનું અનુસરણ અને અનુપાલન એ જ છે કે એ દિવસે માત્ર જમરા-ઉકબાને જ કાંકરીઓ મારવામાં આવે.

એ જ દિવસે હાજી કુરબાની કરીને વાળ કપાવે છે અને નહાઈ-ધોઈને મક્કા-મુકર્રમા તવાફે-ઝિયારત માટે જાય છે. હારેલો-થાકેલો આરામ કરવાનો ઈચ્છુક હાજી તવાફે-ઝિયારત પછી ફરી વળતા પગલે મિના પાછો ફરી જાય છે; માત્ર એટલા માટે કે રસૂલે અકરમ ﷺએ આવું જ કર્યું હતું. તશરીકના દિવસોમાં હાજી સૂર્યાસ્ત પછી જમરા-વુસ્તા અને જમરા-ઊલાને ક્રમવાર કાંકરીઓ મારે છે, પરંતુ જો તે પહેલા જમરા-ઉકબા, પછી જમરા-વુસ્તા અને પછી જમરા-ઊલાને કાંકરીઓ મારે તો તેનો આ અમલ ખોટો ઠરે છે, કેમ કે આનાથી પયગંબરે ખુદા ﷺની સુન્નતનું ઉલ્લંઘન થાય છે. તેની રમી કેવળ ત્યાં સુધી અલ્લાહ તઆલાના ત્યાં સ્વીકાર્ય અને અજ-સવાબનું કારણ હશે, જ્યાં તે રસૂલે અકરમ ﷺએ બતાવેલ ક્રમ અનુસાર હશે.

તશરીકના દિવસો મિનામાં વિતાવ્યા પછી હાજી ફરી મક્કા-મુકર્રમા આવે છે અને પોતાના વતન રવાના થતાં પહેલા એક વાર ફરી બૈતુલ્લાહ શરીફનો તવાફ કરે છે, જ્યારે કે એ ઘરના કેટલાય તવાફ તે અગાઉ કરી ચૂક્યો છે, પરંતુ જ્યાં સુધી હાજી આ અંતિમ તવાફ 'તવાફે-વિદા' નથી કરતો તે મક્કા-મુકર્રમાથી વિદાય નથી થઈ શકતો, કેમ કે સુન્નતે રસૂલ ﷺ આ જ છે.

મનાસિકે-હજ શરૂઆતથી લઈને અંત સુધી જુઓ અને વિચારો, તો એ હકીકત સામે આવે છે કે હાજી ન તો સ્થળ અને સમયનો બંદો છે, ન બુદ્ધિ અને સમજબૂઝનો ગુલામ; બલ્કે હાજી બંદો અને ગુલામ છે માત્ર અને માત્ર અલ્લાહનો અને અનુયાયી છે અલ્લાહના રસૂલ ﷺનો; જેનાથી અપેક્ષિત એ છે કે કોઈ પૂર્વશરત વગર રસૂલ ﷺનું અનુપાલન અને અનુસરણ તથા કોઈપણ પ્રકારના વિલંબ અને સંકોચ વગર રસૂલ ﷺનું આજ્ઞાપાલન.

અમીરૂલ મુ'મિનીન સૈયદના હઝરત ઉમર رضي الله عنهએ તવાફ દરમ્યાન હજ્રે-અસ્વદને સંબોધીને ફરમાવ્યું, "અલ્લાહના સોગંદ ! હું સારી રીતે જાણું છું કે તું એક પથ્થર છે, ન નુકસાન પહોંચાડી શકે છે, ન લાભ આપી શકે છે. જો મેં રસૂલુલ્લાહ ﷺને (તને) ચૂમતા ન જોયા હોત તો (હું) તને કદી ન ચૂમતો." આમ કહીને તેમણે હજ્રે-અસ્વદનો ઈસ્તિલામ કર્યો, પછી ફરમાવવા લાગ્યા, "હવે આપણે તવાફ (ઉમરા)ના

પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરવાની શું જરૂર છે, રમલ તો મુશ્રિકો માટે હતો અને હવે અલ્લાહ તૂઆલાએ તેમને વિનષ્ટ કરી નાખ્યા છે.''[૩] પછી પોતે જ ફરમાવ્યું, ''રમલ એ વસ્તુ છે, જેને નબી અકરમ ﷺએ કર્યો અને નબી અકરમ ﷺની સુન્નતને છોડી દેવું આપણને પસંદ નથી.'' (સહીહ બુખારી)

આ છે સુન્નતના અનુપાલનનો એ ક્રાંતિકારી વિચાર, જે હજની વિધિઓ એક સમજદાર હાજીમાં પેદા કરે છે, જેને સૈયદના હઝરત ઉમર رضي الله عنهએ તવાફ દરમ્યાન વ્યક્ત કર્યો, તો ઈબાદતે-હજનો ઉદ્દેશ્ય એ ઠરાવવામાં આવ્યો કે મુસલમાનો પોતાનું આખું જીવન સુન્નતના અનુપાલનમાં પસાર કરે, રસૂલુલ્લાહ ﷺના અનુસરણને પોતાના જીવનનો ઉદ્દેશ્ય બનાવીને રાખે, તેના કામકાજનો બધો આધાર રસૂલુલ્લાહ ﷺના અનુપાલન પર હોય.

**બા મુસ્તફા બરસાઁ ખવીશ રા કે દીં હમા ઔસ્ત**
**અગર બા આ નહ રસીદી તમામ બૂ લહબી અસ્ત**
**(અલ્લામા ઈકબાલ રહ.)**

(તું મુસ્તફા ﷺ સુધી પહોંચ કે હુઝૂર ﷺ જ તમામ દીન છે, જો તું એમના (હુઝૂર ﷺ) સુધી ન પહોંચ્યો તો તારું બધું જ અબૂ-લહબ જેવું છે. - અનુ.)

## —: કુરબાનીની શરઈ હેસિયત :—

દીનના ઈલ્મથી અજ્ઞાનતા, ભૌતિકતાના માહોલ અને પ્રગતિશીલ વિચારોના હુમલાએ મળીને મુસલમાનોના ઈમાનને એટલું કમજોર બનાવી દીધું છે કે ઈસ્લામ કાજે ત્યાગની ભાવના ધીમે-ધીમે સમાપ્ત થતી જઈ રહી છે. આ જ વાતોને કારણે આજે આપણા સમાજમાં કુરબાનીના મહત્ત્વને સમાપ્ત કરવા અથવા ઓછું કરવાની માનસિકતા પણ વધતી જઈ રહી છે.

કહેવામાં આવે છે કે કરોડો રૂપિયાનું ધન માત્ર કુરબાની પર બરબાદ કરવાના બદલે જો આ જ ધનનો ઉપયોગ રાષ્ટ્રની પ્રગતિ અને કલ્યાણના કાર્યોમાં કરવામાં આવે તો તે ન માત્ર દેશની પ્રગતિ માટે લાભપ્રદ હશે, બલ્કે સવાબનું કારણ પણ બનશે.

૩. યાદ રહે કે ઝિલકઅ્દ ૭ હિજરીમાં રસૂલે અકરમ ﷺ કઝા ઉમરા માટે મક્કા-મુકર્રમા તશરીફ લાવ્યા તો મક્કાના મુશ્રિકો મુસલમાનોને જોવા માટે એકત્ર થઈ ગયા. તેમનું માનવું હતું કે મદીના-મુનવ્વરાના વાતાવરણે મુસલમાનોને કમજોર બનાવી દીધા છે. તેથી રસૂલુલ્લાહ ﷺએ સહાબા કિરામ رضي الله عنهم ને તવાફ દરમ્યાન પહેલા ત્રણ ચક્કરોમાં તેજ-તેજ ચાલવાનો હુકમ કર્યો. આને રમલ કહે છે. મુશ્રિકોએ મુસલમાનોને આવી રીતે ચુસ્ત અને ફૂર્તિલા જોયા તો કહેવા લાગ્યા, 'આ લોકો જેમના વિશે આપણે એવું સમજી રહ્યા હતા કે તાવે તેમને તોડી નાખ્ય છે, આ તો એવા અને એવા શક્તિશાળી લોકોથી પણ વધારે શક્તિશાળી છે.'' અને આમ, રસૂલુલ્લાહ ﷺની કાર્યપ્રણાલીથી મક્કાના મુશ્રિકોની તમામ ભ્રમણાઓ દૂર થઈ ગઈ.

સૌપ્રથમ તો જેમ કે આ જ પૃષ્ઠોમાં બતાવવામાં આવ્યું છે કે કુરબાની વાસ્તવમાં યાદગાર છે એ મહાન ઐતિહાસિક ઘટનાની, જેમાં નબીઓના સરદાર હઝરત ઈબ્રાહીમ ﷺએ અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે પોતાના નવયુવાન પુત્રના ગળા પર છરી ચલાવી દીધી હતી. અલ્લાહ તઆલાએ તેમની વફાદારીની ભાવનાને એ રીતે કબૂલ કરી કે પુત્રની જગ્યાએ જન્નતથી એક ઘેટું મોકલાવીને હઝરત ઈસ્માઈલ ﷺના પ્રાણ બચાવી લીધા. એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ 'ઈદુલ અઝહા'ની કુરબાનીને સુન્નતે ઈબ્રાહીમી ઠરાવેલ છે. (અહમદ, ઈબ્ને માજા)

જરા વિચારો ! જો અલ્લાહ તઆલા હઝરત ઈસ્માઈલ ﷺની કુરબાની કબૂલ ફરમાવી લેતો અને તેમના પછી ઉમ્મતને એ આદેશ આપવામાં આવતો કે દરેક મુસલમાન સુન્નતે ઈબ્રાહીમી પર અમલ કરતાં પોતાના પ્રથમ પુત્રને અલ્લાહના માર્ગમાં ઝબેહ કરે, તો આ કેટલી મોટી પરીક્ષા હોત ! અને, આપણામાંથી કેટલા મુસલમાનો હોત જેઓ આવી પરીક્ષામાં પૂરા ઉતરતા ? અલ્લાહ તઆલાએ પોતાના કમજોર અને વિવશ બંદાઓ પર કૃપા કરી અને સંતાનની જગ્યાએ જાનવરોની કુરબાની કબૂલ કરી. તેમ છતાં જે લોકો આ કુરબાનીથી પણ બચવા માગે છે, તેમણે પોતાના દીન અને ઈમાનનું સ્વયં અવલોકન કરી લેવું જોઈએ કે તેઓ ઈમાનના કયા દરજ્જા પર આવી ગયા છે ?

બીજી એ વાત મનમાં બેસાડી લેવી જોઈએ કે કુરબાની એક ઈબાદત છે, જેનો ઉદ્દેશ્ય માત્ર અને માત્ર અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો છે. અલ્લાહ અને તેના રસૂલ ﷺએ બતાવેલ રીત અનુસાર અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે ખર્ચ કરવામાં આવતી રકમ ન તો વ્યર્થ ઠરાવી શકાય છે અને ન ઈબાદતના આ નિર્ધારિત સ્વરૂપને સ્વયં કોઈ મનપસંદ સ્વરૂપથી બદલી શકાય છે. વિચારો ! શું હજારો અનાથ બાળકોના ભરણ-પોષણ પર ખર્ચ કરવામાં આવેલ રકમ એક ફર્ઝ નમાઝ છોડવાનો કફ્ફારો (પ્રાયશ્ચિત) બની શકે છે ? શું હજારો વિધવાઓના ભરણ-પોષણ પર ખર્ચ કરવામાં આવેલ રકમ એક ફર્ઝ રોઝો છોડવાનો કફ્ફારો બની શકે છે ? શું હજારો બીમાર લોકોના સ્વાસ્થ્ય પર ખર્ચ કરવામાં આવેલ રકમ હજ છોડવાનો કફ્ફારો બની શકે છે ? કદાપિ નહીં ! એ જ રીતે દેશની પ્રગતિ અને જનકલ્યાણના કાર્યો પર ખર્ચ કરવામાં આવેલ લાખો અને કરોડો રૂપિયાની રકમ પણ અલ્લાહની રાહમાં જાનવરોની કુરબાનીનો કફ્ફારો નથી બની શકતી ?

ત્રીજી વાત એ છે કે કુરબાનીના મામલામાં રસૂલે અકરમ ﷺના જીવનનો નમૂનો પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. રસૂલે અકરમ ﷺ મદીના-મુનવ્વરામાં દસ વર્ષ રહ્યા, આ સમયગાળામાં આપ ﷺએ એક વાર પણ કુરબાની કરવાનું છોડ્યું નથી; ત્યાં સુધી કે સફર દરમ્યાન પણ આપ ﷺએ કુરબાનીનો પ્રબંધ કર્યો. હઝરત અબ્દુલ્લાહ બિન

અબ્બાસ ﷺ ફરમાવે છે કે અમે એક સફરમાં નબી અકરમ ﷺની સાથે હતા. ઈદુલ-અઝહા આવી ગઈ અને અમે લોકો એક ગાયમાં સાત અને એક ઊંટમાં દસ વ્યક્તિઓ ભાગીદાર બન્યા. (તિરમિઝી) અંતિમ હજના પ્રસંગે રસૂલુલ્લાહ ﷺએ એકસો ઊંટ કુરબાન કર્યા. ઊંટ ખરીદવા માટે આપ ﷺએ હઝરત અલી ﷺને વિશેષ રૂપે યમન મોકલ્યા, જેનો અર્થ એ છે કે ઊંટોની આટલી મોટી સંખ્યા ન મક્કામાં ઉપલબ્ધ હતી, ન મદીનામાં, અને પછી 'યવ્મુન્-નહ્ર' જેવા ખૂબ જ વ્યસ્ત દિવસે ત્રેસઠ ઊંટ રસૂલે અકરમ ﷺએ પોતાના મુબારક હાથોથી ઝબેહ કર્યા. ઊંટ ઝબેહ કરવામાં નિશ્ચિતપણે સહાબા કિરામ ﷺએ આપ ﷺની મદદ કરી હશે. તેમ છતાં ઊંટને કુરબાનીની જગ્યાએ લાવવું, તેને બાંધવું, તેને ઝબેહ કરવું અને પછી તેને નીચે પાડવું, આ તમામ કામોમાં વપરાયેલ સમય જો ઓછામાં ઓછો પાંચ મિનિટ પ્રતિ ઊંટ ગણી લેવામાં આવે તો પણ આપ ﷺએ આ કામ માટે પાંચ કલાક પંદર મિનિટ ખર્ચ કરી. જરા વિચારો ! એ હસ્તી, જે જીવનની એક પળ પણ નષ્ટ કર્યા વિના હંમેશા ઉમ્મતને દીની મસાઈલ અને આદેશ શિખવાડવામાં વ્યસ્ત રહેતી હોય, એક એવા પ્રસંગે જ્યારે કે એક લાખ ચોવીસ હજાર (અથવા ચાળીસ હજાર) સહાબા કિરામ ﷺની ભીડ આસપાસ હાજર હતી, જેને આપ ﷺ સ્વયં ફરમાવી રહ્યા હતા કે خُذُوْا عَنِّیْ مَنَاسِکَکُمْ અર્થાત્, 'મારાથી હજની રીત શીખી લો', આપ ﷺનું કુરબાની માટે આટલો બધો સમય કાઢવો અને આટલી મહેનત કરવી નિશ્ચિતપણે એક અસાધારણ કાર્ય હતું. આ ઘટનાની જો પવિત્ર જીવનના આર્થિક પાસાને ધ્યાનમાં રાખીને સમીક્ષા કરવામાં આવે તો કુરબાનીનું મહત્ત્વ ઘણું વધી જાય છે. મદની જીવનમાં એક તરફ તો એકી સાથે ૯ ઘરોના ખર્ચનો બોજ આપ ﷺના શિરે હતો. બીજી તરફ કોઈ સ્થાયી કામધંધો ન હોવાને કારણે આપ ﷺની આર્થિક સ્થિતિ એવી હતી કે ક્યારેક તો ફાકા (ભૂખ્યા રહેવા) સુધી નોબત પહોંચી જતી. હઝરત આઇશા ﷺ ફરમાવે છે કે રસૂલે અકરમ ﷺ જ્યારેથી મદીના તશરીફ લાવ્યા, મુહમ્મદના ઘરવાળાઓએ નિરંતર ત્રણ દિવસ-રાત કદી પેટભરીને ઘઉંની રોટી નથી ખાધી, ત્યાં સુધી કે આપ ﷺ આ દુનિયાથી વિદાય લઈ ગયા. (બુખારી) અને, ફરમાવે છે કે અમારા પર એવા મહિનાઓ પણ વિત્યા છે કે જેમાં અમે ઘરમાં આગ સુદ્ધા નથી સળગાવી, અમારો ગુજારો માત્ર પાણી અને ખજૂરો પર થતો, સિવાય કે ક્યાંકથી ગોશ્ત (નો હદિયો) આવી જાય. (બુખારી) આવી આર્થિક પરિસ્થિતિમાં રસૂલે અકરમ ﷺ દ્વારા એકસો ઊંટ ઝબેહ કરવા માટે સંસાધનો ઉપલબ્ધ કરવા, કુરબાનીના મહત્ત્વને ખૂબ વધારી દે છે.

અહીં એ વાત પણ નોંધપાત્ર છે કે રસૂલુલ્લાહ ﷺએ એકસો ઊંટ ઝબેહ કર્યા તો તમામ ગોશ્તની વહેંચણીનું આયોજન ન કર્યું, બલ્કે દરેક ઊંટમાંથી માત્ર એક-એક ટુકડો લઈને તેને રંધાવ્યું અને ખાધું, જેનો અર્થ એ છે કે કુરબાનીના ગોશ્તની વહેંચણી ન થવી કુરબાની ન કરવાનું કારણ નથી બની શકતું. કુરબાનીના ગોશ્તની વહેંચણી થાય

કે ન થાય, તેને ઉપયોગમાં લેવામાં આવે કે ન આવે, તેનાથી કુરબાનીનું મહત્ત્વ કોઈપણ રીતે ઓછું નથી થતું.[૪] આ જ અર્થ છે અલ્લાહ તઆલાના આ ઈરશાદનો :

لَنْ يَّنَالَ اللّٰهَ لُحُوْمُهَا وَلَا دِمَآؤُهَا وَلٰكِنْ يَّنَالُهُ التَّقْوٰى مِنْكُمْ ؕ

''અલ્લાહ તઆલાને કુરબાનીઓનું માંસ અને લોહી નથી પહોંચતું, બલ્કે તમારો તકવા પહોંચે છે.'' (સૂરઃ હજ, આ.૩૭)

અર્થાત્, અલ્લાહ તઆલાને ગોશ્તની વહેંચણી કે વિતરણ કરવા કે ન કરવાથી મતલબ નથી, બલ્કે તે એ જુએ છે કે કોણે કઈ નિયત અને ઈરાદાથી કુરબાની કરી છે.

અંતે, કુરબાનીની શક્તિ ધરાવતા હોવા છતાં કુરબાની ન કરવાવાળાઓ વિશે રસૂલે અકરમ ﷺનો એક મુબારક ઈરશાદ પણ સાંભળી લો. નબી ﷺનો ઈરશાદ છે કે, ''જે વ્યક્તિ કુરબાનીની શક્તિ ધરાવતો હોય તેમ છતાં પણ કુરબાની ન કરે તે (ઈદની નમાઝ માટે) અમારી ઈદગાહના નજીક પણ ન આવે.'' (મુસનદ અહમદ)

આમ, અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવનારાઓ માટે રસૂલે અકરમ ﷺની મુબારક હસ્તીમાં શ્રેષ્ઠતમ્ નમૂનો છે કે તેનું દિલોજાનથી અનુપાલન અને અનુસરણ કરવામાં આવે.

## —: કેટલીક ખોટી પ્રચલિત પરિભાષાઓ :—

**(અ) હજ્જે-અકબર :** મોટાભાગે લોકો એવું સમજે છે કે જે વર્ષે અરફાના દિવસે જુમ્આનો દિવસ આવે તે હજ 'હજ્જે-અકબર' કહેવાય છે અને તેનો સવાબ સામાન્ય હજની સરખામણીમાં સિત્તેર ગણો વધારે હોય છે. આ ધારણા તદ્દન ખોટી છે. ૯ હિજરીમાં રસૂલે અકરમ ﷺએ હઝરત અબૂબક્ર સિદ્દીક رضي الله عنهને અમીરે-હજ બનાવીને મોકલ્યા. પછી સૂરઃ તૌબાની શરૂઆતની આયતો નાઝિલ થઈ, જેમાં એ વાત પણ ફરમાવવામાં આવી કે :

وَاَذَانٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖۤ اِلَى النَّاسِ يَوْمَ الْحَجِّ الْاَكْبَرِ
اَنَّ اللّٰهَ بَرِىْٓءٌ مِّنَ الْمُشْرِكِيْنَ ۙ وَرَسُوْلُهٗ ؕ

---

૪. યાદ રહે કે કુરબાનીના ગોશ્તની વહેંચણી કરવી ફર્ઝ કે વાજિબ નથી. જો ક્યાંક કુરબાનીના ગોશ્તની વહેંચણી કે વિતરણ સંભવ ન હોય તો કોઈ પરિવારના લોકો એટલા વધારે હોય કે તેઓ તમામ ગોશ્ત સ્વયં ઉપયોગમાં લેવા ચાહે તો એવું ખુશીથી કરી શકે છે. કુરબાનીનો ગોશ્ત રિશ્તેદારો, ગરીબો અને મોહતાજોમાં વહેંચવો સવાબનું કારણ છે, પરંતુ ગોશ્તના ત્રણ ભાગ કરીને એક પોતાના માટે, એક રીશ્તેદારો માટે અને એક ગરીબો માટે રાખવો સુન્નતથી સાબિત નથી.

''જાહેર એલાન છે અલ્લાહ અને તેના રસૂલ તરફથી હજ્જે-અકબરના દિવસે તમામ લોકો માટે અલ્લાહ અને તેનો રસૂલ મુશ્રિકોથી મુક્ત છે.'' (સૂરઃ તૌબા, આ.૩)

આયતોના અવતરિત થયા પછી આપ ﷺએ હઝરત અલી رضي الله عنهને મોકલ્યા કે તેઓ જઈને હજના પ્રસંગે લોકોને આ એલાન સંભળાવી દે. આ વાત ઐતિહાસિક પ્રમાણોથી સાબિત છે કે ૯ હિજરીમાં અરફાના દિવસે જુમ્આનો દિવસ ન હતો, તેમ છતાં કુર્આન-મજીદે તેના માટે 'હજ્જે-અકબર' શબ્દનો પ્રયોગ કર્યો છે. ૧૦ હિજરીમાં જ્યારે રસૂલે અકરમ ﷺએ અંતિમ હજ અદા કરી, તે વર્ષે અરફાના દિવસે જુમ્આનો દિવસ હતો. ૧૦ ઝિલહજ્જના દિવસે આપ ﷺએ ખુત્બો આપ્યો — هٰذَا يَوْمُ الْحَجِّ الْأَكْبَرِ અર્થાત્ આ હજ્જે-અકબરનો દિવસ છે. (અબૂ દાઉદ) આનો અર્થ એ છે કે અરફાનો દિવસ જુમ્આના દિવસે આવે કે કોઈ બીજા વારે, ઝિલહજ્જમાં અદા કરવામાં આવેલ હજ 'હજ્જે-અકબર' જ કહેવાશે. યાદ રહે કે નબી અકરમ ﷺએ કુરબાનીના દિવસે સંબોધન કરતાં એ વાત ઈરશાદ ફરમાવી કે આજે કુરબાનીનો દિવસ છે અને આ દિવસ 'હજ્જે-અકબર' છે. અર્થાત્ દરેક હજમાં કુરબાનીનો દિવસ 'અકબર'નો દિવસ છે. ઈમામ અહમદ બિન હમ્બલ رحمه اللهની 'મુસનદ'માં એક પ્રકરણનું નામ એ રાખવામાં આવ્યું છે કે 'યવ્મે હજ્જે-અકરબથી તાત્પર્ય નહરનો દિવસ છે.'(1) આનાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે દર વર્ષે કુરબાનીનો દિવસ 'હજ્જે-અકબર'નો દિવસ છે અને દર વર્ષની હજ 'હજ્જે-અકબર' કહેવાય છે.

હજને 'હજ્જે અકબર' કહેવાનું કારણ માત્ર એ છે કે ઉમરામાં હજના કેટલાક અરકાન સામેલ છે, તેથી આરબો ઉમરાને 'હજ્જે અસગર' કહેતા હતા અને ઝિલહજ્જમાં અદા કરવામાં આવતી હજને 'હજ્જે અસગર'થી અલગ કરવા માટે 'હજ્જે અકબર'ની પરિભાષાનો ઉપયોગ કરતા હતા. આમ, અત્યારે પણ આલિમો આ જ અર્થમાં આ બંને પરિભાષાઓનો ઉપયોગ કરે છે.

**(બ) મોટા ઉમરા અને નાના ઉમરા :** કેટલાક લોકો એવું સમજે છે કે જે ઉમરા મીકાતથી અહરામ બાંધીને કરવામાં આવે છે તે મોટા ઉમરા છે અને જે ઉમરા તનઈમ કે જઅ્રાનાથી અહરામ બાંધીને કરવામાં આવે તે નાના ઉમરા હોય છે. હદીસોથી ન તો નાના-મોટા ઉમરાના શબ્દો સાબિત છે, ન ઉલ્લેખિત ફરક હદીસોથી સાબિત છે. રસૂલે અકરમ ﷺએ જીવનભરમાં ચાર ઉમરા અદા કર્યા. ત્રણ મદીના મુનવ્વરાથી આવીને, અર્થાત્ ઝુલહલિફાથી અહરામ બાંધીને અને એક હુનૈનની લડાઈથી પાછા ફરતાં જઅ્રાના જઈને અહરામ બાંધીને; પરંતુ મક્કામાં રોકાણ દરમ્યાન તનઈમ કે જઅ્રાના જઈને અહરામ બાંધવાનું ન તો રસૂલે અકરમ ﷺથી સાબિત છે, ન સહાબા કિરામ رضي الله عنهم

અને ઈમામો ﷭ થી, બલ્કે આલિમોએ હંમેશા આને નાપસંદ અને અપ્રિય હોવા પર સહમતિ દર્શાવી છે. તનઈમ અને જઅ્રાનાથી અહરામ બાંધીને ઉમરા કરવાનું ખરી હકીકત એ છે કે હઝરત આઈશા ﷺ જ્યારે નબી અકરમ ﷺની સાથે હજ્જતુલ વિદાઅ માટે ગયા, તો રસ્તામાં તેમને માસિક-ધર્મની સ્થિતિ આવી પડી, જેના કારણે તેઓ હજથી પહેલા ઉમરા અદા ન કરી શક્યા. હજ પછી નબી અકરમ ﷺએ તેમના ભાઈ અબ્દુર્રહમાન બિન અબીબક્ર ﷺથી કહ્યું કે તેમને (અર્થાત્ હઝરત આઈશા ﷺને) તનઈમ લઈ જાઓ, જેથી ત્યાંથી અહરામ બાંધીને તેઓ ઉમરા કરી શકે. જો આવી જ કોઈ મજબૂરી કે શરઈ કારણ કોઈને આવી પડે તો પછી તનઈમથી અહરામ બાંધીને ઉમરા કરવું સાચું છે અને તે ઉમરા એવો જ કરે જેવો મીકાતથી અહરામ બાંધીને કરવામાં આવેલ ઉમરા. આને નાનો ઉમરા કહેવું સાચું નથી.

**(ક) રોઝા શરીફ :** મોટાભાગના લોકો રસૂલે અકરમ ﷺની કબ્ર-મુબારકને રોઝા શરીફ કહીને પોકારે છે, જ્યારે કે તે વાસ્તવમાં હુજરા શરીફ છે, જે ઉમ્મુલ મુ'મિનીન હઝરત આઈશા સિદ્દીકા ﷺનું ઘર હતું અને હવે એ જ જગ્યાએ આપ ﷺની કબ્ર-મુબારક છે.

નબી અકરમ ﷺએ જે જગ્યાને 'રોઝા'નું નામ આપ્યું છે, તે આપ ﷺના ઘર અને મિમ્બરની વચ્ચેની જગ્યા છે, જેને અત્યારે સફેદ સંગેમરમરના થાંભલાઓથી સજાવી દેવામાં આવેલ છે અને જ્યાં હંમેશા સફેદ રંગના ગાલીચા બિછાવેલા રહે છે, જેના વિશે આપ ﷺનો મુબારક ઈરશાદ છે :

مَا بَيْنَ بَيْتِيْ وَمِنْبَرِيْ رَوْضَةٌ مِنْ رِيَاضِ الْجَنَّةِ۔

અર્થાત્ ''મારા ઘર અને મારા મિમ્બર વચ્ચેની જગ્યા જન્નતના બગીચાઓમાંથી એક બગીચો છે.'' (બુખારી અને મુસ્લિમ) અહીં નમાઝ પઢવી, તિલાવત કરવી અને દુઆ અને ઝિક્ર અને તૌબા-ઈસ્તગફાર કરવું ખૂબ જ સવાબનું કારણ છે.

**(ડ) જમરાત અને શૈતાન :** જમરાત કે જમાર એ 'જમરા'નું બહુવચન છે. જમરાનો અર્થ છે કાંકરી. મિનામાં થોડા-થોડા અંતરે ત્રણ થાંભલા બનાવવામાં આવ્યા છે, જેને હાજીઓ હજ દરમ્યાન એક-પછી-એક સાત-સાત કાંકરીઓ મારે છે, તેથી આ થાંભલાઓને 'જમરાત' કહેવામાં આવે છે. રમી જમાર વિશે સૌથી પ્રસિદ્ધ વાત એ છે કે જ્યારે હઝરત ઈબ્રાહીમ ﷵ હઝરત ઈસ્માઈલ ﷵને ઝબેહ કરવા માટે લઈ જઈ રહ્યા હતા, તો રસ્તામાં આ ત્રણ જગ્યાએ શૈતાન પ્રગટ થયો. તેણે હઝરત ઈબ્રાહીમ ﷵને પુત્રની કુરબાનીથી રોકવા અને બહેકાવવાની કોશિશ કરી. હઝરત ઈબ્રાહીમ

عليه السلامએ તેને દરેક જગ્યાએ સાત-સાત કાંકરીઓ મારી અને શૈતાન ભાગી ગયો. તેથી આ ઘટનાની યાદગાર રૂપે આ જગ્યાએ કાંકરીઓ ફેંકવામાં આવે છે.(૫) આ ઘટના વિશે મોટાભાગના લોકો જમરાતને શૈતાન કહે છે - જમરા-ઉકબાને મોટો શૈતાન, જમરા-વુસ્તાને મધ્યમ શૈતાન અને જમરા-ઊલાને નાનો શૈતાન કહેવામાં આવે છે અને આ જમરાતને કાંકરીઓ મારતાં એવું સમજવામાં આવે છે કે આ કાંકરીઓ શેતાનને મારવામાં આવી રહી છે. આ જ કારણ છે કે આ જગ્યાએ લોકોમાં એક અકલ્પનીય ઝનૂનની કેફિયત પેદા થઈ જાય છે, લોકો હુલ્લડબાજી, શોરબકોર અને ધાંધલ-ધમાલ કરતા અને શૈતાનને લાન-તાન અને ગાળાગાળી કરતા જોવા મળે છે, અને જમરાત પર મોટા-મોટા પથ્થરો ઉપરાંત ચપ્પલો-બૂટ ફેંકે છે અને સમજે છે કે સામે થાંભલાના રૂપમાં શૈતાન ઊભો છે, જેનું અપમાન અને નામોશી થઈ રહી છે.

સૌપ્રથમ તો હઝરત ઈબ્રાહીમ عليه السلامથી સંબંધિત ઉલ્લેખિત ઘટના 'મુસનદ અહમદ'માં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهના કથનની હેસિયતથી આપવામાં આવી છે, ઘણા પ્રયત્નો છતાં અમને આ દૃષ્ટિકોણની તરફેણમાં કોઈ 'મરફૂઅ' હદીસ ન મળી શકી. તેથી માત્ર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهના આ કથનના આધારે રમી જમારને ઉલ્લેખિત ઘટનાથી જોડવી મુશ્કેલ છે. સંભવ છે કે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهએ આ વાત હઝરત કઅબ બિન અહબારથી સાંભળી હોય, જે એક યહૂદી વિદ્વાન હતા અને મુસલમાન બની ગયા હતા. વલ્લાહ અઅ્લમ બિસ્-સવાબ.

બીજું એ કે જો હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهની આ રિવાયતને 'સહીહ' માની પણ લેવામાં આવે તો પણ વધારેમાં વધારે તેનાથી જે વાત નીકળી શકે છે તે એ છે કે રમી જમાર હઝરત ઈબ્રાહીમ عليه السلامની ઉલ્લેખિત ઘટનાની યાદગાર છે, પરંતુ આનાથી જમરાતને શૈતાન ઠેરવી દેવાની અને જમરાત પર રમી કરવાને શૈતાન પર રમી કરવાનું ઠેરવી દેવાની દલીલ તો તેમ છતાં પણ સાબિત નથી થતી.

સાર એ છે કે જમરાતને શૈતાન કહેવું અને જમરાત પર રમીને શૈતાન પર રમીની કલ્પના તદ્દન ખોટી અને નિરાધાર છે. સહાબા કિરામ رضي الله عنهم, તાબેઈન رحمهم اللهઅને તબે-તાબેઈન رحمهم اللهમાંથી કોઈથી પણ જમરાત વિશે આવું સમજવું સાબિત નથી. રમી જમાર વિશે જે વાત સહીહ હદીસથી સાબિત છે તે એ છે કે જે રીતે તવાફ, સઈ, કુરબાની, વુકૂફે-અરફાત (અરફાતમાં રોકાણ) અને વુકૂફે-મુઝદલિફા ઈબાદતો છે, એ જ રીતે રમી જમાર પણ એક ઈબાદત છે,(૬) જેનો હેતુ અલ્લાહ તઆલાનો ઝિક્ર, મહાનતા અને

૫. અદ્દલીલુ અલા અન્નલ મુરાદ યૌમુલ હજ્જિલ અકબરિ યૌમુન્નહરિ. (ફતહુલ બારી, ભા-૧૨, પૃ. ૨૧૪)

૬. રમી જમાર વિશે બે દૃષ્ટિકોણ બીજા પણ છે. એક એ કે રસૂલુલ્લાહ ﷺના જન્મથી અમુક દિવસ અગાઉ 'ફીલ'ની ઘટના બની હતી, જેમાં મીનાની ખીણ અને મુઝદલિફાની વચ્ચે મહસરની ખીણમાં અલ્લાહ તઆલાએ પક્ષીઓ દ્વારા નાના-નાના કાંકરાઓ અબ્રહાના લશ્કર પર ફેંક્યા અને તેને નષ્ટ કરી (વધુ આગળના પાને...)

મોટાઈનું વર્ણન કરવું છે. આ જ કારણ છે કે દરેક કાંકરી ફેંકતી વખતે 'અલ્લાહુ અકબર' કહેવાનો આદેશ આપવામાં આવ્યો છે.

જમરા-વુસ્તા અને જમરા-ઊલાને કાંકરીઓ માર્યા પછી કિબ્લા રૂખ ઊભા થઈને દુઆઓ માંગવાનો આદેશ પણ છે. ઈમામ ઈબ્ને તૈમિયા એ ૧૦ ઝિલહજ્જના દિવસે જમરા-ઉકબાને રમીને મિનાનો 'તહિય્યા' ઠેરવેલ છે. તેમના મતે હજ દરમ્યાન કુરબાનીના દિવસે ઈદની નમાઝ ન પઢવાનું કારણ માત્ર એ છે કે જે રીતે મસ્જિદે-હરામમાં તવાફે-તહિય્યા અદા કર્યા પછી બે રકા'ત નમાઝ અદા કરવાની જરૂરત બાકી નથી રહેતી, એ જ રીતે જમરા-ઉકબાને રમી કર્યા પછી ઈદની નમાઝની જરૂરત બાકી રહેતી નથી. (ફતાવા ઈબ્ને તૈમિયા ) આમ, દરેક હાજી માટે અનિવાર્ય છે કે તે રમી જમારના સમયે એ જ પ્રકારની શાંતિ અને સંયમ, વિવેક, ગંભીરતા, ગરિમા તથા શિસ્ત અને અનુશાસનને યથાવત રાખે જે પ્રકારની શાંતિ અને સંયમ, વિવેક, ગંભીરતા, ગરિમા તથા શિસ્ત અને અનુશાસન તવાફ, સઈ, વકૂફે અરફાત અને વકૂફે મુઝદલિફાને ઈબાદત સમજીને રાખ્યા હતા.

## —: મદીના-મુનવ્વરાનો સફર :—

### મદીના મુનવ્વરાનો સફર કરતાં હાજીએ નીચેની વાતોનું ધ્યાન રાખવું જોઈએ.

(૧) મદીના મુનવ્વરાનો સફર માત્ર મસ્જિદે નબવી ની ઝિયારતની નિયતથી કરવો જોઈએ. આપ નો મુબારક ઈરશાદ છે કે, ''મારી આ મસ્જિદમાં અદા કરવામાં આવેલ નમાઝ બીજી મસ્જિદોની સરખામણીમાં હજાર દરજ્જા શ્રેષ્ઠ છે, સિવાય મસ્જિદે હરામના.'' (સહીહ મુસ્લિમ) આમ, મસ્જિદે નબવી માં નમાઝ પઢીને વધારે અજ્ર અને સવાબ પ્રાપ્ત કરવાની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરવું મસનૂન છે.

(૨) મસ્જિદે નબવી ની ઝિયારત 'મનાસિક હજ' (હજની વિધિઓ)નો ભાગ નથી. જો કોઈ વ્યક્તિ હજ અદા કર્યા પહેલા અથવા પછી મસ્જિદે નબવી ની ઝિયારત નથી કરતો તો માત્ર આ કારણે તેની હજમાં કોઈ વાંધો, દોષ કે ખરાબી નહીં હોય.

---

(પાછળનું ચાલુ...) નાખ્યો. આ રમી જમરાત એ જ ઘટનાની યાદગાર છે. બીજો દૃષ્ટિકોણ એ છે કે રમીનો અર્થ તીર ફેંકવું પણ છે અને જમારનો અર્થ સંગઠિત અને સામૂહિક લોકો પણ છે. તેથી હજ દરમ્યાન સમગ્ર મુસ્લિમ સમુદાયના લોકો દ્વારા સંગઠિત થઈને સામૂહિક રીતે એક જગ્યાએ રમી કરવું એ વાતનું એલાન છે કે તેઓ કુફ્ર અને શિર્ક વિરુદ્ધ વ્યવહારિક જિહાદ કરવા માટે હંમેશા-હર પળ તૈયાર છે. બંને વાતોની તરફેણમાં ન તો કુર્આન-મજીદની કોઈ આયત છે, ન કોઈ હદીસ અને ન કોઈ સહાબીનું કથન, બલ્કે વિશેષ રૂપે મનમાં આવેલ વાત છે, તેથી બંને વાતો સામાન્ય લોકોમાં લોકપ્રિયતા પ્રાપ્ત ન કરી શકી.

(૩) કબ્ર મુબારકની ઝિયારતની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરવો જાઈઝ નથી. આપ ﷺનો મુબારક ઈરશાદ છે કે, ''ત્રણ મસ્જિદો સિવાય (સવાબ પ્રાપ્ત કરવા ખાતર) કોઈ અન્ય જગ્યાનો સફર કરવો જાઈઝ નથી. મસ્જિદે નબવી, મસ્જિદે હરામ અને મસ્જિદે અક્સા.'' (સહીહ મુસ્લિમ) આમ, વાત એ છે કે માણસ મસ્જિદની ઝિયારતની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરે અને મસ્જિદે નબવીની ઝિયારત પછી કબ્ર મુબારક પર દરૂદ અને સલામ પઢે, જે મુસતહબ છે.

(૪) મસ્જિદે નબવીમાં ચાળીસ નમાઝો જમાઅત સાથે અદા કરીને નિફાક (દંભ) અને આગથી મુક્તિ પ્રાપ્ત કરવાવાળી તમામ હદીસો ઝઈફ અથવા મૌઝૂઅ (મનઘડત, કાલ્પનિક) છે, તેથી આવો અકીદો (આસ્થા) રાખવો સાચું નથી.

(૫) મસ્જિદે નબવીની ઝિયારતના આદાબ (શિષ્ટાચાર)માંથી એ છે કે મસ્જિદે નબવીમાં દાખલ થયા પછી સૌથી પહેલા બે રકા'ત 'તહિય્યતુલ મસ્જિદ' અદા કરવામાં આવે અને તે પછી કબ્ર મુબારક પર દરૂદ અને સલામ પઢવામાં આવે.

## કબ્ર મુબારકની ઝિયારત વખતે નીચેની વાતોનું ધ્યાન રાખવું જોઈએ.

(અ) આપ ﷺની કબ્ર મુબારક પર ખૂબ આદર-સન્માનની સાથે ધીમા અવાજે મસનૂન દરૂદ અને સલામ પઢવામાં આવે.

(બ) દરૂદ અને સલામ પઢવા માટે કબ્ર મુબારક પર વારંવાર હાજર થઈને ભીડ કરવામાં ન આવે.

(ક) કુર્આન અને સુન્નતથી એ વાત સાબિત છે કે આપ ﷺનું મૃત્યુ એ જ પ્રમાણે થઈ ગયું જે પ્રમાણે બીજા માનવીઓનું થાય છે. તેથી હવે આપ ﷺ સાંસારિક જીવનની દૃષ્ટિએ મૃત્યુની હાલતમાં છે.[1] તેથી દરૂદ અને સલામ રજૂ કર્યા પછી કબ્ર મુબારક પર કોઈ એવી વાત અથવા કોઈ એવી હરકત ન કરવી જોઈએ, જે અલ્લાહ તઆલાના હજૂરમાં અનાદર અને શિર્કનું કારણ[2] બને. કબ્ર મુબારક પર હાજરી વખતે કબ્ર શરીફ પર લખેલ આ આયત અને તેનો અર્થ હર પળ ધ્યાનમાં રહેવા જોઈએ.

فَاعْلَمْ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَ لِلْمُؤْمِنِيْنَ وَ الْمُؤْمِنٰتِ ؕ

''તો હે નબી ! સારી રીતે જાણી લો કે અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને યોગ્ય

નથી અને અલ્લાહથી માફી માંગો પોતાની ભૂલો માટે પણ અને મોમિન પુરુષો અને સ્ત્રીઓ માટે પણ.'' (સૂરઃ મુહમ્મદ, આ. ૧૯)

'કિતાબુલ હજ વલ ઉમરા' પર દૃષ્ટિપાત કરવાવાળા આદરણીય, સન્માન-યોગ્ય આલિમો માટે હૃદયપૂર્વક દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તેમના આ બૌદ્ધિક સહયોગને સામાન્ય લોકો માટે બરકત અને ભલાઈનું માધ્યમ બનાવે અને તેમને દુનિયા અને આખિરતમાં ઈજ્જત અને સફળતા પ્રદાન કરે. (આમીન)

હદીસોની તપાસના મામલામાં ફઝીલતુશ્-શૈખ મુહમ્મદ નાસિરૂદીન અલબાનીના સંશોધનથી લાભ લેવામાં આવ્યો છે.

અંતે, હદીસ પબ્લિકેશન્સના એ તમામ સહયોગીઓ માટે પણ દુઆ કરવી જરૂરી સમજું છું, જેઓ કોઈને-કોઈ પ્રકારે હદીસના પુસ્તકોની તૈયારી અને પ્રકાશનમાં સહાયક સાબિત થાય છે. અલ્લાહ તઆલા એ તમામ લોકોની મહેનત સ્વીકાર કરે, તેમને પોતાની કૃપા અને રહમત (દયા)થી નવાજે અને દુનિયા અને આખિરતમાં સફળતા પ્રદાન કરે. (આમીન)

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمِ وَ تُبْ عَلَيْنَا
اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمِ.

''હે અમારા પાલનહાર ! અમારી આ મહેનતનો સ્વીકાર કર. નિઃસંદેહ તું સાંભળવાવાળો અને સર્વજ્ઞ છે અને અમારા પર દયાની દૃષ્ટિ કર. નિઃસંદેહ તું મોટો તૌબા કબૂલ કરવાવાળો અને મોટો દયાળુ છે.''

**મુહમ્મદ ઈકબાલ કીલાની** (ઉફીલ્લાહુ અન્હો)
જામિઆ મલિક સઊદ, અલ-રિયાઝ
અલ-મક્કતુલ અરબિયહ અલ-સઊદિયહ
૨૨ ઝિલહજ્જ, હિ. ૧૩૧૩

# أَحْكَامُ الْحَجِّ وَالْعُمْرَةِ مُخْتَصَرًا

# હજ અને ઉમરાના મસાઈલ એક નજરમાં

## હજ (ઈસ્લામનો એક સ્તંભ)

### હજના અરકાન

૧) અહરામ ૨) વુકૂફે અરફાત (અરફાતમાં રોકાણ) ૩) તવાફે ઝિયારત ૪) સઈ

### હજના વાજિબાત

૧. મીકાતથી અહરામ બાંધવું.
૨. મગરિબ સુધી અરફાતમાં વુકૂફ (રોકાણ) કરવું.
૩. સૂર્યોદયથી થોડાક સમય પહેલા સુધી રાત મુઝદલિફામાં વિતાવવી.
૪. તશરીકના દિવસોની રાતો મિનામાં વિતાવવી.
૫. જમરાતને કાંકરીઓ મારવી.
૬. જમરા ઉકબાની રમી પછી વાળ કપાવવા.
૭. તવાફે વિદાઅ..

**સ્પષ્ટીકરણ :**

- હજનું કોઈ એક રુક્ન અદા ન કરવાથી હજ અદા થતી નથી.
- હજના વાજિબાતમાંથી કોઈ વાજિબ અદા ન કરવા પર એક કુરબાની અનિવાર્યપણે આપવી પડે છે.
- હજની સુન્નતોમાંથી કોઈ સુન્નત અદા ન કરવાથી કોઈ ફિદયો કે ગુનો નથી.

## હજની શરતો

### પુરુષો માટે

૧) ધનવાન હોવું. ૨) આઝાદ હોવું. ૩) સમજદાર હોવું.
૪) બાલિગ (પુખ્ત) હોવું. ૫) મુસલમાન હોવું. ૬) સ્વસ્થ (તંદુરસ્ત) હોવું.
૭) રસ્તાનું શાંતિપૂર્ણ હોવું. ૮) સરકાર તરફથી કોઈ રુકાવટ ન હોવી.

### સ્ત્રીઓ માટે

**ઉપરોક્ત આઠ શરતો ઉપરાંત અન્ય બે શરતો આ પ્રમાણે છે :**

૧) મહરમ (એવો નજીકનો રિશ્તેદાર જેની સાથે નિકાહ હરામ હોય તેનું)નું સાથે હોવું.
૨) ઇદ્દતની હાલતમાં ન હોવું.

## મીકાત

### મીકાતે મકાની

(અ) **આફાકી :** અર્થાત્ મીકાતથી બહાર રહેતા લોકો માટે, હજ અને ઉમરા બંને માટે મીકાત નીચે મુજબ છે :

- ઝુલ હુલૈફા – મદીનાવાસીઓ માટે.
- યલમલમ – યમનવાસીઓ માટે, ભારત અને પાકિસ્તાન વગેરે માટે.
- જુહફા – મિસર (ઇજિપ્ત) અને શામ (સીરિયા)વાસીઓ માટે.
- કરનુલ મનાઝિલ અથવા સૈલે કબીર – નજદ અને તાઈફ માટે.
- ઝાતુલ અર્ક – ઈરાકવાસીઓ માટે.

(બ) **એહલે હિલ (હિલવાળા) :** અર્થાત્ હરમની સીમાથી બહાર અને મીકાતની અંદર રહેતા લોકો માટે ઉમરા અને હજ બંને માટે પોતાનું રહેઠાણ મીકાત છે.

(ક) **એહલે-હરમ :** અર્થાત્ હરમની સીમાની અંદર રહેતા લોકો માટે ઉમરા માટેની સીમા હરમથી બહાર કોઈ જગ્યા તનઈમ અથવા જઅ્રાના તેમજ હજ માટે પોતાનું રહેઠાણ મીકાત છે.

### મીકાતે ઝમાની

(અ) ઉમરા માટે આખું વર્ષ.

(બ) હજ માટે શવ્વાલ, ઝિલકઅદ અને ઝિલહજ્જ - ત્રણ મહિના.

---

# અહરામ

**(ઉમરા કે હજ અદા કરવા માટેનો પોશાક)**

## અહરામના પ્રકારો

૧. અહરામે ઉમરા (માત્ર ઉમરાનો અહરામ બાંધવો.)

૨. અહરામે હજે-ઈફરાદ (માત્ર હજનો અહરામ બાંધવો.)

૩. અહરામે હજે-કિરાન (ઉમરા અને હજ બંનેનો અહરામ એકી સાથે બાંધવો.)

૪. અહરામ હજે-તમત્તોઅ (પહેલા ઉમરાનો અહરામ બાંધવો, પછી હજના દિવસોમાં મક્કાથી જ હજનો અહરામ બાંધવો.)

## મસનૂન કાર્યો

(૧) ગુસ્લ કરવું.

(૨) પુરુષોએ અહરામ બાંધ્યા પહેલા શરીર પર ખુશ્બૂ લગાવવી.

(૩) બે સીવડાવ્યા વિનાની ચાદરો પહેરવી પગની ઘૂંટીથી નીચે સુધી જૂતા પહેરવા.

(૪) ઉમરા કે હજ અથવા બંનેની અને નિયતના શબ્દો અદા કરવા.

(૫) તલબિયા પોકારવી.

(૬) શક્ય હોય તો નમાઝે ઝુહ્‌ર પછી અહરામ બાંધવો.

## અહરામની હાલતમાં મુબાહ (છૂટ હોય એવા) કાર્યો

(૧) ગુસ્લ કરવું.

(૨) માથું અને શરીર ખંજવાળવું.

(૩) મલમપટ્ટી કરાવવી, દવાઓ ખાવી-પીવી.

(૪) આંખોમાં સુરમો કે દવા નાખવી.

(૫) ખતરનાક જાનવરને મારવું.

(૬) અહરામની ચાદરો બદલવી.

(૭) વિંટી, ઘડિયાળ, ચશ્મા, પેટી કે છત્રી વગેરેનો ઉપયોગ કરવો.

(૮) ખુશ્બૂ વગરનું તેલ કે ખુશ્બૂ વગરના સાબુનો ઉપયોગ કરવો.

(૯) દરિયાઈ શિકાર કરવો.

(૧૦) બાળકો કે નોકરોને તાલીમ અને તરબિયત માટે મારવા.

## પુરુષો અને સ્ત્રીઓ બંને માટે મનાઈ કરવામાં આવેલ કાર્યો

(૧) સંભોગ અને વાસનામય કાર્યો. (૨) લડાઈ-ઝઘડો.
(૩) ગુના અને નાફરમાનીના તમામ કાર્યો. (૪) ખુશ્બૂ લગાવવી.
(૫) નિકાહ કરવા, કરાવવા અથવા નિકાહનો સંદેશ મોકલાવવો.
(૬) જમીન પર ચાલતા-જીવતા પ્રાણીઓનો શિકાર કરવો, શિકારીની મદદ કરવી, શિકાર કરેલ જાનવરને ઝબેહ કરવું.
(૭) વાળ કે નખ કાપવા.

## મનાઈ કરવામાં આવેલ કાર્યો - માત્ર પુરુષો માટે

ઉપરોક્ત સાત મનાઈ કરવામાં આવેલ કાર્યો ઉપરાંત નીચેના ત્રણ કાર્યો માત્ર પુરુષો માટે મનાઈ છે :

(૧) સીવડાવેલ કપડાં પહેરવા. (૨) માથા પર ટોપી કે પાઘડી પહેરવી.
(૩) મોજા કે જુરાબ પહેરવું. (હાથ કે પગમાં પહેરવામાં આવતા લાંબા મોજા કે લપેટવામાં આવતા કપડાને જુરાબ કહે છે.)

## મનાઈ કરવામાં આવેલ કાર્યો - માત્ર સ્ત્રીઓ માટે

ઉપરોક્ત સાત મનાઈ કરવામાં આવેલ કાર્યો ઉપરાંત નીચેના બે કાર્યો માત્ર સ્ત્રીઓ માટે મનાઈ છે :

(૧) નકાબનો ઉપયોગ કરવો. (૨) હાથમોજા પહેરવા.

# તવાફ

**(બૈતુલ્લાહ શરીફની આસપાસ સાત ચક્કર લગાવવા, પરિક્રમા કરવી)**

## તવાફના પ્રકારો

(૧) તવાફે કુદૂમ (૨) તવાફે ઉમરા (૩) તવાફે ઝિયારત
(૪) તવાફે વિદાઅ (૫) તવાફે નફલી.

## હજમાં વાજિબ તવાફની સંખ્યા

(૧) હજ્જે ઈફરાદમાં બે તવાફ (તવાફે ઝિયારત, તવાફે વિદાઅ).

(૨) હજ્જે કિરાનમાં ત્રણ તવાફ (તવાફે ઉમરા, તવાફે ઝિયારત, તવાફે વિદાઅ).

(૩) હજ્જે તમત્તોઅમાં ત્રણ તવાફ (તવાફે ઉમરા, તવાફે ઝિયારત, તવાફે વિદાઅ).

## તવાફના આદેશો

૧. અહરામની હાલતમાં હોવું.

૨. વુઝૂની હાલતમાં હોવું.

૩. ઈઝ્તિબાઅ[૧]ની હાલતમાં હોવું (માત્ર તવાફે ઉમરા માટે).

૪. પુરુષોએ પહેલા ત્રણ ચક્કરોમાં રમલ[૨] કરવું. (માત્ર તવાફે ઉમરા વખતે).

૫. હજ્રે અસ્વદથી હજ્રે અસ્વદ સુધી સાત ચક્કર લગાવવા.

૬. હજ્રે અસ્વદને બોસો (ચુંબન) કરવો અથવા હાથથી સ્પર્શ કરીને હાથને બોસો કરવો અથવા હાથથી ઈશારો કરવો અને હાથને બોસો ન આપવો.

૭. હજ્રે અસ્વદના ઈસ્તિલામ[૩] વખતે بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ (**બિસ્મિલ્લાહિ, અલ્લાહુ અકબર**) કહેવું.

૮. રુક્ને યમાનીને સ્પર્શ કરવો અને હાથને બોસો ન આપવો, જો સ્પર્શ કરવું શક્ય ન હોય તો ઈશારો કર્યા વગર પસાર થઈ જવું.

૯. સાત ચક્કર સમાપ્ત થયા પછી મકામે ઈબ્રાહીમ પર બે રકા'ત નમાઝ અદા કરવી.

૧૦. બે રકા'ત અદા કર્યા પછી ઝમઝમનું પાણી પીવું અને થોડુંક માથા પર નાખવું.

૧૧. સફા અને મરવા પર સઈ માટે જતાં પહેલાં હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરવો.

**તવાફમાં મુબાહ (છૂટ હોય એવાં) કાર્યો :**

૧. જરૂરત વખતે વાતચીત કરવી.

૨. જરૂરત વખતે તવાફનો સિલસિલો અટકાવવો.

૩. સવારી પર તવાફ કરવા.

---

૧. ઈઝ્તિબાઅમાં અહરામની ઉપરની ચાદરનો એક છેડો જમણા હાથની બગલમાંથી કાઢીને બહાર ડાબા હાથના ખભા પર નાખી લેવામાં આવે છે, આ રીતે જમણો ખભો ખુલ્લો રહે છે. આ સ્થિતિને ઈઝ્તિબાઅ કહે છે.

૨. તવાફમાં સૈનિકની જેમ ચાલવાને રમલ કહે છે.

૩. ઈસ્તિલામનો શાબ્દિક અર્થ સ્પર્શ કરવો થાય છે, પણ તેમાં હજ્રે અસ્વદને બોસો કરવો કે હાથથી સ્પર્શ કરીને હાથને બોસો કરવો અથવા હાથથી ઈશારો કરવો સામેલ છે.

# સઈ

(સફા અને મરવા વચ્ચે સાત ચક્કર લગાવવા)

## હજમાં સઈની સંખ્યા

૧. હજે ઈફરાદમાં એક સઈ. ૨. હજે કિરાનમાં બે સઈ.

૩. હજે તમત્તોઅમાં બે સઈ.

## સઈના આદેશો

૧. સફાથી સઈની શરૂઆત કરવી.

૨. સફા પહાડી પર ચઢીને, કિબ્લા રૂખ થઈને દુઆઓ માંગવી.

૩. પુરુષો માટે લીલા થાંભલાઓની વચ્ચે ઝડપથી ચાલવું. (બીમારો અને વૃદ્ધો સિવાય).

૪. મરવા પહાડી પર ચઢીને કિબ્લા રૂખ થઈને દુઆઓ માંગવી.

૫. સફાથી શરૂ કરીને મરવા પર સાત ચક્કર પૂરા કરવા.

## સઈ વખતે મુબાહ (છૂટ હોય એવા) કાર્યો

૧. વુઝૂ વગર સઈ કરવી.

૨. સઈ દરમ્યાન વાતચીત કરવી.

૩. જરૂરત વખતે સઈનો સિલસિલો અટકાવવો.

૪. સવારી પર સઈ કરવું.

# હજના દિવસો

(૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ)

## ૮ ઝિલહજ્જનો દિવસ

૧. સૂર્યોદય પછી અને નમાઝે ઝુહ્રથી પહેલાં મિના પહોંચવું.

૨. મિનામાં પાંચ નમાઝો (ઝુહ્ર, અસ્ર, મગરિબ, ઈશા અને ફજ્ર) અદા કરવી.

૩. મિનામાં તમામ નમાઝો કસ્રની સાથે અદા કરવી.

૪. સફર દરમ્યાન ઊંચા અવાજથી તલબિયા કહેવી.

## ૯ ઝિલહજ્જનો દિવસ....અરફાનો દિવસ

૧. સૂર્યોદય થયા પછી મિનાથી અરફાત રવાના થવું.

૨. ઝવાલે-આફતાબ પછી (અર્થાત્ બપોર પછી સૂર્ય ઢળવાનું શરૂ કરે તે પછી) મસ્જિદ નમરામાં ખુત્બો સાંભળવો, ઝુહ્ર અને અસ્રની નમાઝ જમાઅતથી જમા (એકત્ર) કરીને કસ્ર અદા કરવી.

૩. નમાઝો પછી જબલે રહમતના નજીક અથવા જ્યાં જગ્યા મળે, કિબ્લા રૂખ થઈને વુકૂફ (રોકાણ) કરવું.

૪. સૂર્યાસ્ત પછી મુઝદલિફા રવાના થવું અને જતાં રસ્તામાં આવતી વાદીએ-મહસરમાંથી ઝડપથી પસાર થવું.

૫. સફર દરમ્યાન ઊંચા અવાજથી તલબિયા પઢવું.

## ૯ ઝિલહજ્જ ...... મુઝદલિફાની રાત

૧. મગરિબની નમાઝ અને ઈશાની નમાઝ મુઝદલિફામાં જમાઅતથી જમા કરીને કસ્ર અદા કરવી.

૨. રાત સૂઈને વિતાવવી.

૩. ફજ્રની નમાઝ સમયથી પહેલા અદા કરવી.

૪. ફજ્રની નમાઝ પછી સૂર્યોદયથી થોડીક વાર પહેલા મશઅરે હરામના નજીક અથવા જ્યાં જગ્યા મળે, કિબ્લા રૂખ થઈને વુકૂફ (રોકાણ) કરવું.

૫. સૂર્યોદયથી થોડીક વાર પહેલા મિના રવાના થવું.

૬. સફર દરમ્યાન તલબિયા પઢવું.

## ૧૦ ઝિલહજ્જ .... યવ્મુન્-નહ્ર (કુરબાનીનો દિવસ)

૧. સૂર્યોદય પછી જમરા ઉકબા (મોટા શૈતાન)ની રમી કરવી.

૨. રમીથી પહેલા તલબિયા પઢવાનું બંધ કરી દેવું.

૩. કુરબાની કરવી.

૪. હલક અથવા તકસીર કરાવવું. (માથાનું મુંડન કરાવવું અથવા વાળ કપાવવા).

૫. મક્કા જઈને તવાફે ઝિયારત અદા કરવા.

૬. સઈ અદા કરવી.

૭. મક્કા મુકર્રમાથી મિના પાછા આવવું.

## ૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ ..... તશરીકના દિવસો

૧. તમામ રાતો મિનામાં વિતાવવી.

૨. જમરા ઊલા (નાનો શૈતાન), જમરા વુસ્તા (વચ્ચેનો શેતાન) અને જમરા ઉકબા (મોટો શૈતાન) ની સૂર્ય ઢળ્યા પછી રમી કરવી.

૩. વધારેમાં વધારે તકબીર અને તહલીલ, તકદીસ અને તહમીદ તથા ઝિક્ર અને વઝાઈફ કરવું.

૪. ૧૨ ઝિલહજ્જના દિવસે પાછા ફરવું હોય તો સૂર્યાસ્ત થતાં પહેલાં મિનાથી નીકળી જવું.

૫. મક્કા પાછા આવીને પોતાના શહેર અથવા દેશ રવાના થતાં પહેલા તવાફે વિદાઅ કરવા.

# ઉમરાની મસનૂન રીત - એક નજરમાં

૧. મીકાત પર પહોંચીને અહરામ બાંધવું. (મસ્લા નં. ૫૧).

૨. અહરામથી પહેલા ગુસ્લ કરવું અને શરીર પર ખુશ્બૂ લગાવવી. (મસ્લા નં. ૭૯).

૩. અહરામ બાંધતા પહેલા لَبَّيْكَ عُمْرَةً **(લબ્બૈક ઉમરહ)**ના શબ્દોથી ઉમરાની નિયત કરવી.[૧] (મસ્લા નં. ૮૨).

૪. અહરામ બાંધ્યા પછી ઊંચા અવાજથી તલબિયા પોકારવી.[૨] (મસ્લા નં. ૧૨૭).

૫. બૈતુલ્લાહ શરીફનો તવાફ શરૂ કરતાં પહેલા તલબિયા પઢવાનું બંધ કરી દેવું. (મસ્લા નં. ૧૩૭).

૬. તવાફ શરૂ કરતાં પહેલા ખભા પરની ચાદરનો એક ભાગ જમણા ખભાના નીચેથી કાઢીને ડાબા ખભા પર નાખી દેવો. (અર્થાત્ ઇઝ્તિબાઅની હાલત અપનાવી લેવી.) (મસ્લા નં. ૧૬૨).

૭. હજ્રે અસ્વદના ઇસ્તિલામથી તવાફની શરૂઆત કરવી. (મસ્લા નં. ૧૬૩)

૮. હજ્રે અસ્વદના ઇસ્તિલામ માટે હજ્રે અસ્વદને ચૂમવું અથવા જો શક્ય હોય તો તેના પર પેશાની પણ મૂકવી અથવા હાથથી સ્પર્શ કરીને ચૂમવું અથવા હાથથી ઇશારો કરીને હાથને ન ચૂમવું અને ઇશારો કરતી વખતે રફઅ-યદૈનની જેમ બંને હાથ ઊંચા ન કરવા. (મસ્લા નં. ૧૭૦, ૧૭૧, ૧૭૬, ૧૭૯)

૯. ઇસ્તિલામ વખતે بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ **(બિસ્મિલ્લાહિ, અલ્લાહુ અકબર)** કહેવું. (મસ્લા નં. ૧૬૯)

૧૦. તવાફના દરેક ચક્કરમાં હજ્રે અસ્વદનો ઇસ્તિલામ કરવો. (મસ્લા નં. ૧૭૫)

૧૧. તવાફના પહેલા ત્રણ ચક્કરોમાં રમલ કરવું (સૈનિકની જેમ ઝડપથી ચાલવું) અને બાકીના ચાર ચક્કરોમાં સામાન્ય ચાલથી ચાલવું. (મસ્લા નં. ૧૬૮)

---

**૧. વિમાનથી જિદ્દાહ પહોંચવાવાળા લોકો વિમાનમાં બેસતાં પહેલા અહરામ બાંધી શકે છે, પરંતુ અહરામની નિયત મીકાત પર પહોંચ્યા પછી કરવી જોઈએ.**

**૨. તલબિયાના મસનૂન શબ્દો આ પ્રમાણે છે –**

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ، لَبَّيْكَ لَا شَرِيْكَ لَكَ لَبَّيْكَ، اِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكَ لَا شَرِيْكَ لَكَ.

**(લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા શરીક લક લબ્બૈક, ઇન્નલ હમ્દ વન્-નિઅ્મત લક વલ્ મુલ્ક, લા શરીક લક) અનુવાદ : હું હાજર છું હે અલ્લાહ ! હું હાજર છું, હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, હું હાજર છું, નિઃશંક પ્રશંસા તારા માટે જ છે, તમામ ને'મતો તારી જ પ્રદાન કરેલી છે, બાદશાહી તારા માટે જ છે અને તારો કોઈ ભાગીદાર નથી.**

૧૨. રુક્‌ને યમાનીને સ્પર્શ કરીને ન ચૂમવું, જો સ્પર્શ કરવું શક્ય ન હોય તો ઈશારો કર્યા વગર પસાર થઈ જવું. (મસ્લા નં. ૧૭૩, ૧૭૬)

૧૩. રુક્‌ને યમાની અને હજ્‌રે અસ્વદની વચ્ચે –

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّ فِی الْاٰخِرَةِ حَسَنَةً وَّ قِنَا عَذَابَ النَّارِ۔

**(રબ્બના આતિના ફિદ્‌-દુન્યા હસનતંવ્‌-વ-ફિલ આખિરતિ હસનતંવ્‌-વ-કિના અઝાબન્નાર)**[3] પઢવું અને બાકીના તવાફમાં જે પણ કુર્આની કે નબવી દુઆઓ યાદ હોય તે પઢવી. (મસ્લા નં. ૧૭૫)

૧૪. એક તવાફ માટે સાત ચક્કર પૂરા કરવા. (મસ્લા નં. ૧૬૧)

૧૫. સાત ચક્કર પૂરા કર્યા પછી – وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى **(વત્તખિઝૂ મિમ્‌-મકામિ ઈબરાહીમ મુસલ્લા)**[4] પઢતાં-પઢતાં મકામે ઈબ્રાહીમ તરફ જવું અને ત્યાં (અથવા જ્યાં જગ્યા મળે ત્યાં) બે રકા'ત નમાઝ અદા કરવી. પહેલી રકા'તમાં قُلْ یٰۤاَیُّهَا الْكٰفِرُوْنَ **(કુલ યા ઐયુહલ કાફિરૂન)** અને બીજી રકા'તમાં قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ **(કુલ હુવલ્લાહુ અહદ)** પઢવું. (મસ્લા નં. ૧૬૮, ૧૯૧)

૧૬. નમાઝ પછી ઝમઝમનું પાણી પીવું અને થોડુંક માથા પર નાખવું. (મસ્લા નં. ૧૮૭)

૧૭. ઝમઝમ પીધા પછી ફરી હજ્‌રે અસ્વદનો ઈસ્તિલામ કરવો અને સઈ માટે સફા પહાડી તરફ જવું. (મસ્લા નં. ૧૯૧)

૧૮. સફા પહાડી પર ચઢતાં –

اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ فَمَنْ حَجَّ الْبَیْتَ اَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَیْهِ اَنْ یَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَیْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِیْمٌ۔

**(ઈન્નસ્સફા વલ મરવત મિન્‌ શઆઈરિલ્લાહિ ફ-મન્‌ હજ્જલ બઈત અવિઅ્‌-તમર ફ-લા જુનાહ અલઈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ-મન્‌ તતવ્વઅ ખઈરન્‌ ફઈન્નલ્લાહ શાકિરુન્‌ અલીમ.)**[5] પઢવું, પછી આ શબ્દો કહેવા اَبْدَاُ بِمَا بَدَاَ اللّٰهُ بِهٖ

૩. અનુવાદ : "હે અમારા રબ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરત (પરલોક)માં પણ ભલાઈ આપ અને આગ (નર્ક)ની સજાથી અમને બચાવી લે." (સૂરઃ બકરહ, આ. ૨૦૧)

૪. અનુવાદ : "અને મકામે ઈબ્રાહીમને પોતાની નમાઝની જગ્યા બનાવી લો." (સૂરઃ બકરહ, આ. ૧૨૫)

૫. અનુવાદ : "નિઃશંક, સફા અને મરવા પહાડીઓ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે. તેથી જે વ્યક્તિ અલ્લાહ માટે હજ કરે તેના માટે કોઈ ગુનો નથી કે તે આ બંને પહાડીઓ વચ્ચે સઈ કરે અને જે કોઈ પોતાની ઈચ્છાથી ભલાઈનું કાર્ય કરશે અલ્લાહ તઆલાને તેની ખબર છે અને અલ્લાહ ખૂબ કદરદાન છે. (સૂરઃ બકરહ, આ. ૧૫૮)

**(અબ્દઉ બિમા બદઅલ્લાહુ બિહી.)**[૬] (મસ્લા નં. ૨૧૨)

૧૯. સફા પહાડી ઉપર ચઢીને કિબ્લા રૂખ ઊભા થવું અને ત્રણ વાર આ કલેમાઓ બોલવા –

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ اَنْجَزَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ.

**(અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ, વહદહૂ લા-શરીક લહૂ લહુલ્ મુલ્કુ વ-લહુલ્-હમ્દુ વ-હુવ અલા કુલ્લિ શયઈન્ કદીર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ અન્જઝ વઅ્દહૂ વ નસર અબ્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહદહૂ.)**[૭] અને વચ્ચે દુઆઓ માંગવી. (મસ્લા નં. ૨૧૧, ૨૧૨)

૨૦. સફાથી સઈની શરૂઆત કરીને મરવા પહાડી પર જવું અને એ જ અમલ દોહરાવવો, જે ઉપર નં. ૧૮ અને ૧૯ માં આપવામાં આવ્યો છે. (મસ્લા નં. ૨૧૫)

૨૧. લીલા થાંભલાઓની વચ્ચે (પુરુષોએ) ઝડપથી ચાલવું. (મસ્લા નં. ૨૧૬)

૨૨. સઈ દરમ્યાન જે કુર્આની કે નબવી દુઆઓ યાદ હોય તે પઢવી. (મસ્લા નં. ૨૧૮)

૨૩. સફાથી મરવા સુધી એક ચક્કર ગણીને સાત ચક્કર પૂરા કરવા. (મસ્લા નં. ૨૧૯)

૨૪. સઈ પછી પુરુષોના માથાના બધા વાળ કપાવવા અથવા માથું મુંડાવવું અને સ્ત્રીઓનું માત્ર એક કે બે વેઢાં બરાબર વાળ પોતે કાપવા. (મસ્લા નં. ૨૨૫)

૨૫. અહરામની ચાદરો ઉતારીને સામાન્ય પોશાક પહેરી લેવો. (મસ્લા નં. ૨૨૬)

**સ્પષ્ટીકરણ :** વિસ્તૃત મસાઈલ આગળના પ્રકરણોમાં જુઓ.

—★—

૬. અનુવાદ : "હું સઈની શરૂઆત એ જ (પહાડી)થી કરું છું જેના (ઝિક્ર)થી અલ્લાહ તઆલાએ (કુર્આન)માં શરૂઆત કરી."

૭. અનુવાદ : "અલ્લાહ મહાન છે, અલ્લાહ મહાન છે, અલ્લાહ મહાન છે, અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે એકલો-અદ્વિતીય છે, તેનો કોઈ ભાગીદાર નથી. બાદશાહી અને પ્રશંસા તેના માટે જ છે, અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે એકલો-અદ્વિતીય છે, તેણે પોતાનું વચન પૂરું કર્યું, પોતાના બંદાની મદદ કરી, અને એકલાએ લશ્કરોને પરાજય આપ્યો."

# હજ્જે તમત્તોઅની મસનૂન રીત - એક નજરમાં

૧. મીકાતથી ઉમરાનો અહરામ બાંધીને મક્કા મુકર્રમા આવવું અને ઉમરા અદા કર્યા પછી અહરામ ઉતારી દેવો.(●) (મસ્લા નં. ૫૧-૬૪)

૨. ૮ ઝિલહજ્જ (યવ્મ અલ-તરવિયા) મક્કા મુકર્રમામાં પોતાના રોકાવાની જગ્યાએથી હજ માટે અહરામ બાંધવો. (મસ્લા નં. ૨૩૫)

૩. અહરામ બાંધતા પહેલા لَبَّيْكَ بِحَجٍّ (લબ્બૈક હજ્જ) કહીને હજની નિયત કરવી. (મસ્લા નં. ૮૨)

૪. અહરામ બાંધતા પહેલા ગુસ્લ કરવું અને શરીર પર ખુશ્બૂ લગાવવી. (મસ્લા નં. ૭૮, ૭૯)

૫. બીમાર માણસનો અહરામ બાંધતી વખતે اَللّٰهُمَّ مَحِلِّيْ حَيْثُ حَبَسْتَنِيْ **(અલ્લાહુમ્મ મહલ્લિ હઈષુ હબસતની)** (અનુવાદ : હે અલ્લાહ ! મારા અહરામ ખોલવાની જગ્યા એ જ છે, જ્યાં તેં મને રોકી લીધો.) કહેવું. (મસ્લા નં. ૮૯)

૬. શક્ય હોય તો ઝુહ્‌રની નમાઝ અદા કર્યા પછી અહરામ બાંધવો. (મસ્લા નં. ૮૦)

૭. અહરામ બાંધ્યા પછી ઊંચા અવાજે તલબિયા કહેવી અને એક વાર આ શબ્દો અદા કરવા اَللّٰهُمَّ هٰذِهٖ حَجَّةٌ لَا رِيَاءَ فِيْهَا وَلَا سُمْعَةَ **(અલ્લાહુમ્મ હાઝિહી હજ્જતુન્ લા રિયાઅ ફીહા વ-લા સુમ્‌અહ્)** (અનુવાદ : હે અલ્લાહ ! મારા આ હજથી ન આડંબર અભિપ્રેત છે, ન પ્રસિદ્ધિ અપેક્ષિત છે.) (મસ્લા નં. ૧૨૭, ૧૩૧)

૮. ૮ ઝિલહજ્જના દિવસે અહરામ બાંધ્યા પછી ઝુહ્‌રથી પહેલા તલબિયા કહેતાં-કહેતાં મિના પહોંચવું અને ત્યાં ઝુહ્‌ર, અસ્ર, મગરિબ, ઈશા અને ફજ્રની (પાંચ) નમાઝો કસ્ર કરીને દરેકના તેના સમયે જમાઅત સાથે અદા કરવી. (મસ્લા નં. ૨૩૫, ૨૩૮, ૨૩૯)

૯. ૯ ઝિલહજ્જ (અરફા)ના દિવસે સૂર્યોદય થયા પછી તકબીર (અલ્લાહુ અકબર) અને તહલીલ (લા-ઈલાહ ઈલ્લલ્લાહ) અને તલબિયા કહેતા મિનાથી અરફાત રવાના થવું. (મસ્લા નં. ૨૩૮, ૨૪૪)

૧૦. અરફાતના દિવસે રોઝો ન રાખવો. (મસ્લા નં. ૨૬૩)

૧૧. અરફાતમાં દાખલ થતાં પહેલા વાદીએ નમરામાં રોકાણ કરવું. ઝુહ્‌ર વખતે

---

● ઉમરાની મસનૂન રીત અગાઉના પૃષ્ઠોમાં આવી ચૂકી છે.

અરફાતમાં ઈમામે-હજનો ખુત્બો (સંભાષણ) સાંભળવો. તે પછી ઝુહ્‌ર અને અસ્રની બંને નમાઝો એક અઝાન, બે ઈકામતની સાથે જમાઅતથી કસ્ર કરીને અદા કરવી. (મસ્લા નં. ૨૪૫, ૨૪૬)

**સ્પષ્ટીકરણ :** ભીડના કારણે જો વાદીએ નમરામાં જગ્યા ન મળે અને હાજીઓ સીધા અરફાત ચાલ્યા જાય તો કોઈ વાંધો નથી.

૧૨. ઝુહ્‌ર અને અસ્રની નમાઝો અદા કર્યા પછી અરફાતમાં દાખલ થવું અને જબલે-રહમતના દામનમાં (અથવા જ્યાં જગ્યા મળે ત્યાં) વુકૂફ (રોકાણ) કરવું, કિબ્લા રૂખ ઊભા થઈને હાથ ઊંચા કરીને કુર્આની અને નબવી દુઆઓ માંગવી અને વચ્ચે તકબીર અને તહલીલ અને તલબિયા પણ કહેતા રહેવું. (મસ્લા નં. ૨૪૪, ૨૪૮, ૨૫૩)

૧૩. સૂર્યાસ્ત પછી, મગરિબની નમાઝ અદા કર્યા વિના શાંતિ અને સૌજન્યશીલતાની સાથે તલબિયા કહેતા મુઝદલિફા રવાના થવું. (મસ્લા નં. ૨૬૪, ૨૬૫)

૧૪. મુઝદલિફા પહોંચીને મગરિબ અને ઈશાની નમાઝો, એક અઝાન અને બે ઈકામતની સાથે કસ્ર કરીને એકત્ર અદા કરવી. (મસ્લા નં. ૨૬૮, ૨૭૦)

૧૫. રાત ઊંઘીને વિતાવવી અને ૧૦ ઝિલહજ્જની ફજ્રની નમાઝ રાબેતા મુજબના સમયથી થોડાક પહેલા અદા કરવી. (મસ્લા નં. ૨૭૧, ૨૭૪)

૧૬. ફજ્રની નમાઝ જમાઅતની સાથે અદા કર્યા પછી મશ્‌અરે હરામ પહાડીના દામનમાં (અથવા જ્યાં જગ્યા મળે ત્યાં) કિબ્લા રૂખ ઊભા રહીને હાથ ઊંચા કરીને સૂર્યોદય થતાં પહેલા સારો પ્રકાશ ફેલાઈ જાય ત્યાં સુધી તકબીર અને તહલીલ કહેતા રહેવું, તૌબા-ઈસ્તગફાર કરવું અને દુઆઓ માંગવી. (મસ્લા નં. ૨૭૩)

૧૭. સૂર્યોદય થતા પહેલા શાંતિ અને સૌજન્યશીલતાની સાથે તલબિયા કહેતા-કહેતા મિના રવાના થવું અને રસ્તામાં વાદીએ-મહ્‌સરથી ઝડપથી પસાર થઈ જવું. (મસ્લા નં. ૨૭૯, ૨૮૦)

૧૮. મિના પહોંચીને સૂર્યોદય થયા પછી જમરા-ઉકબાની રમી કરવી અને રમીથી પહેલા તલબિયા બંધ કરી દેવી. (મસ્લા નં. ૨૮૯, ૨૯૪)

૧૯. જમરા-ઉકબાની રમી પછી કુરબાની કરવી અને તેમાંથી થોડુંક રાંધીને ખાવું. (મસ્લા નં. ૨૮૨, ૩૧૩)

**સ્પષ્ટીકરણ :** યાદ રહે કે હજ્જે-ઈફરાદ કરવાવાળાઓ પર કુરબાની કરવી વાજિબ નથી. (મસ્લા નં. ૩૦૪)

૨૦. કુરબાની પછી હલક (માથું મુંડાવવું) કે તકસીર કરાવવું (વાળ કપાવવા) અને અહરામની ચાદરો ઉતારીને સામાન્ય કપડાં પહેરી લેવા. (મસ્લા નં. ૨૩૧, ૩૧૯, ૩૨૮)

૨૧. મિનાથી મક્કા મુકર્રમા જઈને તવાફે ઈફાઝહ (અર્થાત્ તવાફે ઝિયારહ) કરવા, ઝમઝમ પીવું અને થોડુંક પાણી માથા પર નાખવું. (મસ્લા નં. ૩૩૪)

૨૨. સફા અને મરવાની સઈ કરવી અને મક્કા મુકર્રમાથી મિના પાછા આવવું. (મસ્લા નં. ૨૩૪)

૨૩. અય્યામે તશરીક (૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ)ની રાતો મિનામાં વિતાવવી અને દરરોજ સૂર્ય ઢળ્યા પછી જમરા-ઊલા, જમરા વુસ્તા અને જમરા ઉકબાની એક-પછી-એક ક્રમવાર રમી કરવી. (મસ્લા નં. ૩૪૧, ૩૪૨)

૨૪. જમરા ઊલા, જમરા વુસ્તાની રમી પછી કિબ્લા રૂખ ઊભા રહીને દુઆઓ માંગવી, પરંતુ જમરા ઉકબાની રમી પછી દુઆઓ માંગ્યા વિના પાછા ફરી જવું. (મસ્લા નં. ૨૯૬)

૨૫. મિનામાં રોકાણ દરમ્યાન શક્ય હોય તો દરરોજ તવાફ કરવા, મસ્જિદે ખૈફમાં જમાઅત સાથે નમાઝ અદા કરવી, વધારેમાં વધારે તહલીલ અને તકબીર, હમ્દ અને સના, તૌબા અને ઈસ્તિગફાર અને દુઆઓ માંગવી. (મસ્લા નં. ૩૪૮, ૩૪૯)

૨૬. ૧૨ ઝિલહજ્જના દિવસે મિનાથી પાછા આવવાનું હોય તો સૂર્યાસ્ત પહેલા મિનાથી નીકળવું. (મસ્લા નં. ૨૪૩)

**સ્પષ્ટીકરણ :** જો સૂર્યાસ્ત મિનામાં જ થઈ જાય તો પછી ૧૩ ઝિલહજ્જનો સૂર્ય ઢળી જાય તે પછી રમી કરીને મિનાથી પાછા આવવું જોઈએ.

૨૭. મક્કા મુકર્રમા પહોંચીને ઘર રુખસદ થતા પહેલા તવાફે વિદાઅ અદા કરવા. (મસ્લા નં. ૩૫૧)

—★—

# હજે ઈફરાદની મસનૂન રીત - એક નજરમાં

૧. મીકાતથી હજની નિયતથી અહરામ બાંધવો. (મસ્લા નં. ૫૧)

૨. અહરામ બાંધતા પહેલા ગુસ્લ કરવું અને શરીર પર ખુશ્બૂ લગાવવી. (મસ્લા નં. ૭૯) لَبَّيْكَ حَجًّا (**લબ્બૈક હજ્જા**) કહીને હજની નિયત કરવી. (મસ્લા નં. ૮૨). શક્ય હોય તો ઝુહ્રની નમાઝ અદા કર્યા પછી અહરામ બાંધવો. (મસ્લા નં. ૮૦) અહરામ બાંધ્યા પછી ઊંચા અવાજથી તલબિયા પઢવી અને એક વાર આ શબ્દો અદા કરવા اَللّٰهُمَّ هٰذِهٖ حَجَّةٌ لَا رِيَاءَ فِيْهَا وَلَا سُمْعَةَ (**અલ્લાહુમ્મ હાઝિહી હજ્જત લા રિયાઅ ફીહા વ-લા સુમ્અહ**) (હે અલ્લાહ ! મારી આ હજથી ન આડંબર અભિપ્રેત છે, ન પ્રસિદ્ધિ અપેક્ષિત છે.) (મસ્લા નં. ૧૩૧)

૩. જો સમય હોય તો મક્કા મુકર્રમા જઈને તવાફે તહિય્યા કરવા, જો સમય ન હોય તો સીધા મિના જતાં રહેવું. (મસ્લા નં. ૧૫૨)

૪. હજે ઈફરાદ કરનાર વ્યક્તિ (અર્થાત્ મુફરિદ) પર બે તવાફ કરવા વાજિબ છે :

૧. તવાફે ઈઝાફા (અર્થાત્ તવાફે ઝિયારહ) અને,

૨. તવાફે વિદા. (મસ્લા નં. ૨૦૧)

૫. હજે ઈફરાદ અદા કરવાળાઓ પર કેવળ એક સઈ વાજિબ છે, જે કુરબાનીના દિવસે તવાફે ઝિયારત પછી અદા કરવામાં આવશે. (મસ્લા નં. ૨૩૨) આસાની માટે હજની સઈ ૮ ઝિલહજ્જના દિવસે મિના જતાં પહેલા કરવી જાઈઝ છે. (મસ્લા નં. ૨૩૦)

# હજ્જે કિરાનની મસનૂન રીત - એક નજરમાં

૧. મીકાતથી ઉમરા અને હજ બંનેની નિયતથી અહરામ બાંધવો. (મસ્લા નં. ૫૧, ૬૨)

**સ્પષ્ટીકરણ :** અહરામ બાંધવાનું વિવરણ હજ્જે-ઈફરાદની મસનૂન રીતમાં મસ્લા નં. ૨ માં જુઓ.

૨. મક્કા મુકર્રમા પહોંચીને ઉમરા અદા કરવા, પરંતુ ઉમરાની સઈ પછી હજામત ન કરાવવી, ન અહરામ ખોલવો, બલ્કે અહરામની હાલતમાં જ હજના દિવસોની રાહ જોવી. (મસ્લા નં. ૬૩)

૩. ૮ ઝિલહજ્જના દિવસે ઝુહ્રની નમાઝથી પહેલા તલબિયા કહેતા-કહેતા મિના પહોંચવું અને ત્યાં ઝુહ્ર, અસ્ર, મગરિબ, ઈશા અને ૯ ઝિલહજ્જની ફજ્રની નમાઝો કસ્ર કરીને દરેકના તેના સમયે જમાઅત સાથે અદા કરવી. (મસ્લા નં. ૨૩૫, ૨૩૮, ૨૩૯)

**સ્પષ્ટીકરણ :** આના પછી હજના દિવસોમાં તમામ કાર્યો એ જ છે, જે હજ્જે-તમત્તોઅના છે.

૪. હજ્જે કિરાન કરવાવાળાઓ પર કુરબાની અદા કરવી વાજિબ છે. (મસ્લા નં. ૩૦૬)

૫. જે વ્યક્તિ કુરબાનીની શક્તિ ન ધરાવતો હોય તેણે દસ દિવસના રોઝા રાખવા જોઈએ. (મસ્લા નં. ૩૦૪)

૬. હજ્જે કિરાનનો અહરામ બાંધવા માટે કુરબાનીનું જાનવર સાથે લઈ જવું મસનૂન છે. (મસ્લા નં. ૬૦)

૭. હજ્જે કિરાન અદા કરનાર વ્યક્તિએ (કારિને) ત્રણ તવાફ કરવા વાજિબ છે – એક ઉમરાનો, બીજો હજનો અને ત્રીજો તવાફે વિદાઅ. (મસ્લા નં. ૨૦૨)

૮. હજ્જે કિરાન કરવાવાળાઓ પર બે સઈ વાજિબ છે. એક ઉમરાની સઈ અને બીજી હજની સઈ. (મસ્લા નં. ૨૩૩)

—★—

# فَرْضِيَّةُ الْحَجِّ

# હજની અનિવાર્યતા (ફર્ઝિયત)

**મસ્લા - ૧ : હજ ઈસ્લામના બુનિયાદી અરકાન (સ્તંભો)માંથી એક રુક્ન છે :**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : بُنِيَ الْاِسْلَامُ عَلٰى خَمْسٍ شَهَادَةِ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ وَاِقَامِ الصَّلَاةِ وَ اِيْتَاءِ الزَّكَاةِ وَالْحَجِّ وَ صَوْمِ رَمَضَانَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રઝિ. કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ઈસ્લામની બુનિયાદ પાંચ વસ્તુઓ પર છે : ૧ –કલ્મએ શહાદત اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَ رَسُوْلُهٗ (હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી અને મુહમ્મદ ﷺ અલ્લાહના રસૂલ છે). ૨ – નમાઝ કાયમ કરવી. ૩ – ઝકાત અદા કરવી. ૪ – હજ અને ૫ – રમઝાનના રોઝા રાખવા.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા - ૨ : હજ આખા જીવનમાં એક વાર ફર્ઝ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ خَطَبَنَا رَسُوْلُ اللّٰهِ ﷺ فَقَالَ اَيُّهَا النَّاسُ ! قَدْ فُرِضَ عَلَيْكُمُ الْحَجُّ فَحُجُّوْا، فَقَالَ رَجُلٌ : اَكُلَّ عَامٍ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ ؟ فَسَكَتَ، حَتّٰى قَالَهَا ثَلَاثًا، فَقَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : لَوْ قُلْتُ نَعَمْ لَوَجَبَتْ وَ لَمَا اسْتَطَعْتُمْ، ثُمَّ قَالَ : ذَرُوْنِيْ مَا تَرَكْتُكُمْ فَاِنَّمَا هَلَكَ مَنْ كَانَ قَبْلَكُمْ بِكَثْرَةِ سُؤَالِهِمْ وَاخْتِلَافِهِمْ عَلٰى اَنْبِيَاءِهِمْ فَاِذَا اَمَرْتُكُمْ بِشَيْءٍ فَأْتُوْا مِنْهُ مَا اسْتَطَعْتُمْ وَاِذَا نَهَيْتُكُمْ عَنْ شَيْءٍ فَدَعُوْهُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા રઝિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ અમને ખુત્બો આપ્યો અને ફરમાવ્યું, ''લોકો ! તમારા પર હજ ફર્ઝ કરવામાં આવેલ છે, તેથી હજ કરો.'' એક વ્યક્તિએ પૂછ્યું, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! શું દર વર્ષે હજ કરીએ ?'' રસૂલુલ્લાહ ﷺ મૌન રહ્યા, ત્યાં સુધી કે સહાબીએ ત્રણ વાર આ જ પ્રશ્ન કર્યો. ત્યારે

૧. કિતાબુલ ઈમાન, પ્રકરણ : કૌલુન્નબી બુનિયલ ઈસ્લામ અલા ખમસિન.

આપ ﷺએ ફરમાવ્યું, ''જો હું હા કહી દેતો તો તમારા પર દર વર્ષે હજ કરવી ફર્ઝ થઈ જતી અને તમે આ ન કરી શકતા.'' પછી ફરમાવ્યું, ''જે વસ્તુ હું તમને બતાવવાની છોડી દઉં તેના વિશે તમે પણ મને પ્રશ્ન ન કર્યા કરો. તમારાથી અગાઉના લોકો પોતાના અંબિયાને વધારે પડતા પ્રશ્નો કરવા અને તેમનાથી મતભેદ કરવાના કારણે જ નષ્ટ થઈ ગયા, તેથી જ્યારે હું તમને કોઈ વાતનો આદેશ કરું તો તમારી શક્તિ મુજબ અમલ કરો અને જ્યારે કોઈ વસ્તુથી મનાઈ કરું તો રોકાઈ જાઓ. (સવાલ-જવાબ ન કર્યા કરો.) આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

૨. કિતાબુલ હજ, પ્રકરણ : ફરઝતુલ હજ.

# فَضْلُ الْحَجِّ وَالْعُمْرَةِ

# હજ અને ઉમરાની ફઝીલત (શ્રેષ્ઠતા)

<u>મસ્લા - ૩ :</u> હજે મબરૂર અદા કરવાવાળો જન્નતી છે.

عَنْ اَبِیْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : اَلْعُمْرَةُ اِلَی الْعُمْرَةِ كَفَّارَةٌ لِمَا بَيْنَهُمَا وَ الْحَجُّ الْمَبْرُوْرُ لَيْسَ لَهُ جَزَاءٌ اِلَّا الْجَنَّةَ۔ (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂ હુરૈરા રઝિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ઉમરા એ તમામ ગુનાઓનો કફ્ફારો છે, જે હાલના અને અગાઉના ઉમરાની વચ્ચે થયા હોય અને હજે મબરૂરનો બદલો તો જન્નત જ છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

عَنْ عَمْرِو بْنِ الْعَاصِ رضي الله عنه قَالَ : اَتَيْتُ النَّبِیَّ ﷺ فَقُلْتُ : اُبْسُطْ يَمِيْنَكَ فَلَاُ بَايِعُكَ فَبَسَطَ يَمِيْنَهٗ قَالَ فَقَبَضْتُ يَدِیْ قَالَ : مَالَكَ يَا عَمْرُو ؟ قَالَ : قُلْتُ اَرَدْتُ اَنْ اَشْتَرِطَ، قَالَ : تَشْتَرِطُ بِمَاذَا ؟ قُلْتُ : اَنْ يُغْفَرَلِیْ، قَالَ : اَمَا عَلِمْتَ يَا عَمْرُو اَنَّ الْاِسْلَامَ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ وَ اَنَّ الْهِجْرَةَ تَهْدِمُ مَا كَانَ قَبْلَهَا وَ اَنَّ الْحَجَّ يَهْدِمُ مَا كَانَ قَبْلَهٗ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અમ્ર બિન આસ રઝિ. કહે છે કે હું નબી અકરમ ﷺની સેવામાં હાજર થયો અને અરજ કરી, ''આપનો જમણો હાથ આગળ કરો જેથી હું આપ ﷺથી બૈત કરું.'' નબી અકરમ ﷺએ પોતાનો જમણો હાથ આગળ કર્યો, તો મેં મારો હાથ પાછો ખેંચી લીધો. નબી અકરમ ﷺએ પૂછ્યું, ''અમ્ર ! શું થયું ?'' મેં અરજ કરી, ''(હે રસૂલુલ્લાહ ﷺ !) શરત મૂકવા માગું છું.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''તમે શું શરત મૂકવા માગો છો ?'' મેં અરજ કરી, ''(અગાઉના) ગુનાઓની માફીની.'' ત્યારે આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''શું તને ખબર નથી કે ઈસ્લામ (માં દાખલ થવું) અગાઉના તમામ ગુનાઓને મિટાવી દે છે. હિજરત અગાઉના તમામ ગુનાઓને મિટાવી દે છે અને હજ અગાઉના તમામ ગુનાઓને મિટાવી દે છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

---

૧. બુખારી, કિતાબુલ ઉમરહ, પ્રકરણ : વજૂબુલ ઉમરહ વ ફઝલહ.
૨. કિતાબુલ ઈમાન, પ્રકરણ : કબુલ ઈસ્લામિ યહદિમુ મા કબલહુ વ કઝા હજ વલ ઉમરા.

**મસ્લા - ૪ :** **સુન્નત અનુસાર હજ અદા કરવાથી અગાઉના તમામ ગુનાઓ માફ થઈ જાય છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ سَمِعْتُ النَّبِیَّ ﷺ یَقُوْلُ : مَنْ حَجَّ لِلّٰهِ فَلَمْ یَرْفُثْ وَلَمْ یَفْسُقْ رَجَعَ كَیَوْمِ وَلَدَتْهُ اُمُّهٗ. (رَوَاهُ الْبُخَارِیُّ)

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે મેં નબી અકરમ ﷺને એવું ફરમાવતા સાંભળ્યા છે કે, ''જેણે અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે હજ કરી અને આ દરમ્યાન કોઈ ખરાબ અને બિભત્સ વાત કે ગુનો ન કર્યો (તો) તે હજ કરીને એ દિવસની જેમ (ગુનાઓથી પવિત્ર) પાછો ફરશે, જે રીતે તેની માતાએ તેને (ગુનાઓથી પવિત્ર) જણ્યો હતો. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૩]

**મસ્લા - ૫ :** **એક-પછી-એક લાગલગાટ હજ અને ઉમરા મોહતાજી (વંચિતતા) અને ગરીબી દૂર કરે છે.**

عَنْ عُمَرَ رضی الله عنه عَنِ النَّبِیِّ ﷺ قَالَ : تَابِعُوا بَیْنَ الْحَجِّ وَالْعُمْرَةِ فَاِنَّ الْمُتَابَعَةَ بَیْنَهُمَا تَنْفِی الْفَقْرَ وَالذُّنُوْبَ كَمَا یَنْفِی الْكِیْرُ خَبَثَ الْحَدِیْدِ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحیح

હઝરત ઉમર رضی الله عنه નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે આપ ﷺએ ફરમાવ્યું, ''એક-પછી-એક લાગલગાટ હજ અને ઉમરા કરો, નિ:શંક આ બંને ગરીબી અને ગુનાઓને એવી રીતે દૂર કરી દે છે, જે રીતે ભઠ્ઠી લોખંડના મેલ-કચરાને દૂર કરી દે છે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૪]

**મસ્લા - ૬ :** **અલ્લાહ પર ઈમાન અને જિહાદ પછી સૌથી અફઝલ (શ્રેષ્ઠ) અમલ હજ છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ سُئِلَ النَّبِیُّ ﷺ اَیُّ الْعَمَلِ اَفْضَلُ ؟ قَالَ : اِیْمَانٌ بِاللّٰهِ وَرَسُوْلِهٖ، قِیْلَ : ثُمَّ مَاذَا ؟ قَالَ : اَلْجِهَادُ فِیْ سَبِیْلِ اللّٰهِ، قِیْلَ : ثُمَّ مَاذَا ؟ قَالَ : حَجٌّ مَبْرُوْرٌ. (مُتَّفَقٌ عَلَیْهِ)

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે નબી અકરમ ﷺને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે, ''કયો અમલ સૌથી શ્રેષ્ઠ છે ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ અને તેના રસૂલ

---

૩. કિતાબુલ હજ, પ્રકરણ : ફસ્લુલ હજ્જિલ મબરૂર.
૪. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝલુલ હજ્જિ વલ ઉમરહ.

પર ઈમાન લાવવું." કહેવામાં આવ્યું, "તેના પછી ?" આપ ﷺએ ફરમાવ્યું, "અલ્લાહની રાહમાં જિહાદ કરવું." કહેવામાં આવ્યું, "તેના પછી ?" આપ ﷺએ ફરમાવ્યું, "હજ્જે મકબૂલ." આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૫)

**મસ્લા - ૭ : સ્ત્રીઓ, વૃદ્ધો અને કમજોર લોકોને હજનો સવાબ જિહાદ બરાબર મળે છે.**

عَنِ الْحَسَنِ بْنِ عَلِيٍّ رضي الله عنه اَنَّ رَجُلاً جَاءَ اِلَى النَّبِيِّ ﷺ فَقَالَ اِنِّيْ جَبَانٌ وَ اِنِّيْ ضَعِيْفٌ فَقَالَ : هَلُمَّ اِلَى جِهَادٍ لَا شَوْكَةَ فِيْهِ الْحَجُّ. (رَوَاهُ الطَّبْرَانِيُّ)

હઝરત હસન બિન અલી رضي الله عنه કહે છે કે એક માણસ નબી અકરમ ﷺની પાસે આવ્યો અને કહ્યું કે, "હું કમજોર દિલનો અને વૃદ્ધ માણસ છું." આપ ﷺએ ફરમાવ્યું, "એવો જિહાદ કર જેમાં તકલીફ નથી, અર્થાત્ હજ." આને તબરાનીએ રિવાયત કરેલ છે.(૬)

عَنْ عَائِشَةَ اُمِّ الْمُؤْمِنِيْنَ رضي الله عنها اَنَّهَا قَالَتْ : يَا رَسُوْلَ اللّٰهِ ﷺ نَرَى الْجِهَادَ اَفْضَلَ الْعَمَلِ اَفَلَا نُجَاهِدُ؟ قَالَ : لَا لٰكِنَّ اَفْضَلُ الْجِهَادِ حَجٌّ مَبْرُوْرٌ. (رَوَاهُ الْبُخَارِيُّ)

ઉમ્મુલ મુ'મિનીન હઝરત આઈશા رضي الله عنهاથી રિવાયત છે કે મેં અરજ કરી, "હે અલ્લાહના રસૂલ ﷺ ! અમને ખબર છે કે જિહાદ સૌથી વધારે અફઝલ (શ્રેષ્ઠ) અમલ છે, શું અમે જિહાદ ન કરીએ ?" આપ ﷺએ ફરમાવ્યું, "ના, (સ્ત્રીઓ માટે) સૌથી ઉત્તમ જિહાદ હજે-મબરૂર છે." આને બુખારીએ રિવાયત કરેલ છે.(૭)

**મસ્લા - ૮ : હજ અને ઉમરા અદા કરવાવાળાઓની દુઆઓ અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما عَنِ النَّبِيِّ ﷺ قَالَ : اَلْغَازِيْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَ الْحَاجُّ وَالْمُعْتَمِرُ وَفْدُ اللّٰهِ دَعَاهُمْ فَاَجَابُوْهُ وَ سَاَلُوْهُ فَاَعْطَاهُمْ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે આપ ﷺએ ફરમાવ્યું, "ગાઝી ફી સબીલિલ્લાહ (અલ્લાહની રાહનો યોદ્ધો કે વિજેતા), હાજી અને ઉમરા અદા કરવાવાળાઓ અલ્લાહ તઆલાના મહેમાન છે. અલ્લાહ

---

૫. બુખારી, કિતાબુલ ઈમાન, પ્રકરણ : મન કાલા અન્નલ ઈમાના હુવલ અમલ.
૬. ફિક્હુસ્સુન્નહ, લિસૈયદિસ્સાબિક, ભા-૧, પૃ. ૬૨૬.
૭. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલુલ હજ મબરૂર.

ત્આલાએ તેમને બોલાવ્યા અને તેમણે આદેશનું પાલન કર્યું. પછી તેમણે અલ્લાહ ત્આલાથી માંગ્યું અને અલ્લાહે તેમને પ્રદાન કર્યું.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૮)

**<u>મસ્લા - ૯ :</u> રમઝાનમાં ઉમરા અદા કરવાનો સવાબ હજના બરાબર છે.**

عَنْ اُمِّ مَعْقَلٍ رضي الله عنها قَالَتْ : لَمَّا حَجَّ رَسُوْلُ اللّٰهِ ﷺ حَجَّةَ الْوِدَاعِ وَ كَانَ لَنَا جَمَلٌ فَجَعَلَهُ اَبُوْ مَعْقِلٍ رضي الله عنه فِيْ سَبِيْلِ اللّٰهِ وَ اَصَابَنَا مَرَضٌ وَ هَلَكَ اَبُوْ مَعْقِلٍ رضي الله عنه وَ خَرَجَ النَّبِيُّ ﷺ فَلَمَّا فَرَغَ مِنْ حَجِّهِ جِئْتُهُ فَقَالَ : يَا اُمِّ مَعْقِلٍ ! مَا مَنَعَكِ اَنْ تَخْرُجِيْ مَعَنَا ؟ قَالَتْ : لَقَدْ تَهَيَّأْنَا فَهَلَكَ اَبُوْ مَعْقِلٍ رضي الله عنه وَ كَانَ لَنَا جَمَلٌ هُوَ الَّذِيْ نَحُجُّ عَلَيْهِ فَاَوْصٰى بِهٖ اَبُوْ مَعْقِلٍ فِيْ سَبِيْلِ اللّٰهِ، قَالَ فَهَلَّا خَرَجْتِ عَلَيْهِ فَاِنَّ الْحَجَّ فِيْ سَبِيْلِ اللّٰهِ فَاَمَّا اِذَا فَاتَتْكِ هٰذِهِ الْحَجَّةُ مَعَنَا فَاعْتَمِرِيْ فِيْ رَمَضَانَ فَاِنَّهَا كَحَجَّةٍ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત ઉમ્મે મઅ્કલ رضي الله عنها કહે છે કે જયારે રસૂલુલ્લાહ ﷺએ હજ કરી તો અમારા પાસે એક ઊંટ હતું, જેને અબૂ મઅ્કલ رضي الله عنهએ અલ્લાહ ત્આલાની રાહમાં આપી દીધું. (એ દરમ્યાન) અમે બીમાર પડી ગયા અને અબૂ મઅ્કલ رضي الله عنهનું અવસાન થઈ ગયું અને રસૂલે અકરમ ﷺ હજ માટે રવાના થઈ ગયા. જયારે આપ ﷺ હજથી નિવૃત્ત થયા (અને પાછા મદીના તશરીફ લાવ્યા) તો હું સેવામાં હાજર થઈ. આપ ﷺએ ફરમાવ્યું, ''હે ઉમ્મે મઅ્કલ ! તુ અમારા સાથે હજ પર કેમ ન આવી ?'' ઉમ્મે મઅ્કલ رضي الله عنهاએ અરજ કરી, ''અમે તૈયારી કરી હતી, પરંતુ અબૂ મઅ્કલ رضي الله عنه મૃત્યુ પામ્યા અને અમારા પાસે એક જ ઊંટ હતું, જેના પર અમે હજ કરતા હતા, જેને અબૂ મઅ્કલે رضي الله عنه અલ્લાહની રાહમાં આપવાની વસિયત કરી દીધી હતી.'' આપ ﷺએ ફરમાવ્યું, ''તો તેના પર કેમ ન નીકળી પડી, હજ પણ તો ફી સબીલિલ્લાહમાં દાખલ છે. કંઈ વાંધો નહીં, અમારા સાથે તો તારી હજ ન થઈ શકી, હવે રમઝાનમાં ઉમરા કરી લેજે, કેમ કે રમઝાનમાં ઉમરા (નો સવાબ) હજના બરાબર છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૯)

**<u>મસ્લા - ૧૦ :</u> રમઝાનમાં ઉમરા અદા કરવાનો સવાબ રસૂલુલ્લાહ ﷺની સાથે હજ કરવા બરાબર છે.**

---

૮. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝલુદ્-દુઆઈલ હજ.
૯. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઉમરહ.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ : اَرَادَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَلْحَجَّ فَقَالَتِ امْرَاَةٌ لِزَوْجِهَا اَحِجَّنِیْ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ عَلٰی جَمَلِكَ فَقَالَ : مَا عِنْدِیْ مَا اَحِجُّكِ عَلَيْهِ قَالَتْ : اَحِجَّنِیْ عَلٰی جَمَلِكَ فُلَانٍ ! قَالَ : ذَاكَ حَبِيْسٌ فِیْ سَبِيْلِ اللّٰهِ عَزَّ وَجَلَّ فَاَتٰی رَسُوْلَ اللّٰهِ ﷺ فَقَالَ : اِنَّ امْرَاَتِیْ تَقْرَاُ عَلَيْكَ السَّلَامَ وَ رَحْمَةُ اللّٰهِ وَ اِنَّهَا سَاَلَتْنِی الْحَجَّ مَعَكَ ! قَالَتْ : اَحِجَّنِیْ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ فَقُلْتُ : مَا عِنْدِیْ مَا اُحِجُّكِ عَلَيْهِ فَقَالَتْ اَحِجَّنِیْ عَلٰی جَمَلِكَ فُلَانٍ فَقُلْتُ : ذَاكَ حَبِيْسٌ فِیْ سَبِيْلِ اللّٰهِ فَقَالَ : اَمَّا اِنَّكَ لَوْ اَحْجَجْتَهَا عَلَيْهِ كَانَ فِیْ سَبِيْلِ اللّٰهِ قَالَ : وَ اَنَّهَا اَمَرَتْنِیْ اَنْ اَسْاَلَكَ مَا يَعْدِلُ حَجَّةً مَعَكَ ؟ فَقَالَ : رَسُوْلُ اللّٰهِ ﷺ : اَقْرِئْهَا السَّلَامَ وَ رَحْمَةَ اللّٰهِ وَ بَرَكَاتُهُ وَ اَخْبِرْهَا اَنَّهَا تَعْدِلُ حَجَّةً مَعِیَ يَعْنِیْ عُمْرَةً فِیْ رَمَضَانَ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે જ્યારે રસૂલુલ્લાહ ﷺએ હજનો ઈરાદો કર્યો, તો એક મહિલાએ પોતાના પતિને કહ્યું કે મને પણ રસૂલે અકરમ ﷺની સાથે હજ કરાવી દે. તેણે કહ્યું, ''મારા પાસે કોઈ સવારી નથી, જેના પર તને હજ કરાવું.'' મહિલાએ કહ્યું, ''પોતાના ફલાણા ઊંટ પર.'' પતિએ કહ્યું, ''તે તો અલ્લાહની રાહમાં આપી દેવામાં આવ્યું છે.'' પછી તે માણસ રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થયો અને અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! મારી પત્ની સલામ અરજ કરે છે, તેણે મને આપની સાથે હજ કરવાની વિનંતી કરી છે અને કહ્યું છે કે મને રસૂલુલ્લાહ ﷺની સાથે હજ કરાવી દે. મેં કહ્યું કે મારા પાસે સવારી નથી, જેના પર તને હજ કરાવું, તો તેણે કહ્યું પોતાના ફલાણા ઊંટ પર હજ કરાવ. મેં મારી પત્નીને કહ્યું કે તે તો અલ્લાહની રાહમાં આપી દેવામાં આવ્યું છે.'' રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''જો તુ એ જ ઊંટ પર હજ કરાવી દેતો તો તે (અમલ) પણ ફી સબીલિલ્લાહ હોત.'' એ માણસે અરજ કરી કે, ''મારી પત્નીએ મને આપ ﷺથી આ વાત પૂછવા માટે કહ્યું કે, ''કયો અમલ આપ ﷺની સાથે હજ કરવાના બરાબર છે ?'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''એ મહિલાને મારા સલામ કહેજો અને બતાવજો કે રમઝાનમાં ઉમરા કરવા મારા સાથે હજ કરવાના બરાબર છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૦)

**સ્પષ્ટીકરણ :** એક હદીસમાં રમઝાનુલ મુબારકમાં ઉમરાનો સવાબ હજના બરાબર બતાવવામાં આવેલ છે, જ્યારે બીજી હદીસમાં રમઝાનુલ મુબારકમાં ઉમરાનો સવાબ

૧૦. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઉમરહ.

રસૂલે અકરમ ﷺની સાથે હજ કરવાના બરાબર બતાવવામાં આવ્યો છે. અજ્ર અને સવાબમાં આ ફરક ઉમરા અદા કરવાવાળાની નિયત, નિષ્ઠા અને અકીદાના આધારે હશે.

**<u>મસ્લા - ૧૧ :</u> હાજી કે મોતમર (ઉમરા કરવાવાળો) જો હજ કે ઉમરા અદા કરતાં પહેલા રસ્તામાં જ મૃત્યુ પામે તો પણ તેને હજ કે ઉમરાનો પૂરેપૂરો સવાબ મળે છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ مَنْ خَرَجَ حَاجًّا اَوْ مُعْتَمِرًا اَوْ غَازِيًا ثُمَّ مَاتَ فِیْ طَرِيْقِهٖ كَتَبَ اللّٰهُ لَهٗ اَجْرَ الْغَازِیْ وَالْحَاجِّ وَ الْمُعْتَمِرِ.

(رَوَاهُ الْبَیْهَقِیُّ)

હઝરત અબૂ હુરૈરા رضی الله عنهથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ હજ કે ઉમરા કે જિહાદના ઈરાદાથી નીકળે અને તેને રસ્તામાં જ મોત આવી જાય, તો અલ્લાહ તઆલા તેને ગાઝી (અલ્લાહની રાહનો યોદ્ધો), હાજી કે ઉમરા કરવાવાળાનો સવાબ પ્રદાન કરે છે.'' આને બયહકીએ રિવાયત કરેલ છે.(૧૧)

**<u>મસ્લા - ૧૨ :</u> અહરામની હાલતમાં મૃત્યુ પામનાર હાજી કે મોતમર (ઉમરા કરવાવાળો) કયામતના દિવસે તલબિયા પોકારતો ઉઠશે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૧૦ માં જુઓ.

૧૧. મિશ્કાતુલ મસાબીહ , કિતાબુલ મનાસિક, ભા-૩.

# اَهَمِيَّةُ الْحَجِّ

# હજનું મહત્ત્વ

**મસ્લા - ૧૩ : સંસાધનો ધરાવવા છતાં હજ ન કરવાવાળો મુસલમાન નથી.**

عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ ﷛ اَنَّهٗ قَالَ لَقَدْ هَمَمْتُ اَنْ اَبْعَثُ رِجَالًا اِلٰى هٰذِهِ الْاَمْصَارِ فَيَنْظُرُوْا كُلَّ مَنْ كَانَ لَهٗ جِدَّةٌ وَلَمْ يَحُجَّ لِيُضْرِبُوْا عَلَيْهِمُ الْجِزْيَةَ مَا هُمْ بِمُسْلِمِيْنَ مَا هُمْ بِمُسْلِمِيْنَ. (رَوَاهُ سَعِيْدٌ فِيْ سُنَنِهٖ)

હઝરત ઉમર બિન ખત્તાબ ﷛ કહે છે કે મેં ઇરાદો કર્યો કે અમુક માણસોને શહેરમાં મોકલું, તેઓ તપાસ કરે કે જે લોકોમાં હજનું સામર્થ્ય છે અને તેમણે હજ નથી કરી તેમના ઉપર જિઝયા લગાવી દઉં. આવા લોકો મુસલમાન નથી, આવા લોકો મુસલમાન નથી. આને સઈદે પોતાની સુનનમાં રિવાયત કરેલ છે.[૧]

عَنْ عَلِيٍّ ﷛ اَنَّهٗ قَالَ مَنْ قَدَرَ عَلَى الْحَجِّ فَتَرَكَهٗ فَلَا عَلَيْهِ اَنْ يَمُوْتَ يَهُوْدِيًا اَوْ نَصْرَانِيًّا. (رَوَاهُ سَعِيْدٌ فِيْ سُنَنِهٖ)

હઝરત અલી ﷛ની રિવાયત છે કે તેમણે કહ્યું કે જેણે સામર્થ્ય હોવા છતાં હજ ન કરી, તેના માટે એક સરખું છે કે યહૂદી બનીને મૃત્યુ પામે કે ખ્રિસ્તી બનીને. આને સઈદે પોતાની સુનનમાં રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા - ૧૪ : સંસાધનો ઉપલબ્ધ થઈ ગયા પછી હજ અદા કરવામાં વિલંબ કરવો (મોડું કરવું) જાઈઝ નથી.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷠ قَالَ: قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ مَنْ اَرَادَ الْحَجَّ فَلْيَتَعَجَّلْ فَاِنَّهٗ قَدْ يَمْرَضُ الْمَرِيْضُ وَتَضِلُّ الضَّالَّةُ وَتَعْرِضُ الْحَاجَةُ. (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷠થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ હજનો ઇરાદો કરે તેણે જલ્દી કરવી જોઈએ, કેમ કે ક્યારેક વ્યક્તિ બીમાર થઈ જાય છે, સવારીનો પ્રબંધ નથી થઈ શકતો અથવા કોઈ રુકાવટ સામે આવી જાય છે. આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૩]

---

૧. મુંતકિયુલ અખબાર, કિતાબુલ મનાસિક, પ્રકરણ : વજૂબુલ હજ અલલ ફૌર.
૨. અલ-હજ વલ ઉમરત વઝ્-ઝિયારતિ લિશ્-શૈખ અબ્દુલ અઝીઝ બિન બાઝ, પૃ. ૮.
૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ખુરૂજ ઈલલ હજ.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما عَنِ النَّبِيِّ ﷺ قَالَ تَعَجَّلُوْا اِلَى الْحَجِّ يَعْنِيْ الْفَرِيْضَةَ فَاِنَّ اَحَدَكُمْ لَا يَدْرِيْ مَا يَعْرِضُ لَهٗ. (رَوَاهُ اَحْمَدُ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે આપ ﷺએ ફરમાવ્યું, ''હજની ફર્ઝ અદા કરવા માટે જલ્દી કરો, કેમ કે કોઈને ખબર નથી કે તેને શું કારણ કે અડચણ આવી પડે.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૪)

**<u>મસ્લા - ૧૫ :</u> મૃત્યુ પામનાર પર હજ ફર્ઝ હોય તો તેના વારસોએ મય્યત તરફથી હજ અદા કરવી જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૮૦ માં જુઓ.

૪. મુંતકિયુલ અખબાર, કિતાબુલ મનાસિક, પ્રકરણ : વજૂબુલ હજ અલલ ફૌર.

# اَلْحَجُّ وَالْعُمْرَةُ فِیْ ضَوْءِ الْقُرْآنِ

# હજ અને ઉમરા કુર્આનના પ્રકાશમાં

**મસ્લા - ૧૬ : સામર્થ્ય ધરાવનાર વ્યક્તિ પર હજ અદા કરવી ફર્ઝ છે.**

وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ؕ وَمَنْ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ ۝

''લોકો પર અલ્લાહ તઆલાનો હક છે કે જે તેના ઘર સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હોય, તે આ ઘરની હજ કરે અને જે વ્યક્તિ તેના આદેશના પાલનથી ઈન્કાર કરે, તેને ખબર હોવી જોઈએ કે અલ્લાહ તમામ દુનિયાવાળાઓથી બેનિયાઝ (નિરપેક્ષ, નિ:સ્પૃહ) છે.'' (સૂર: આલે ઈમરાન, આ. ૯૭)

**મસ્લા - ૧૭ : હજના મહિનાઓ અલ્લાહ તઆલા તરફથી નિર્ધારિત કરેલા છે.**

**મસ્લા - ૧૮ : હજ દરમ્યાન વાસનામય કાર્યો, લડાઈ-ઝઘડો અને અન્ય તમામ ગુનાના કાર્યો હરામ છે.**

**મસ્લા - ૧૯ : કરજ લઈને કે માંગીને હજ અદા કરવી જાઈઝ નથી.**

اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمٰتٌ ۚ فَمَنْ فَرَضَ فِيْهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَلَا فُسُوْقَ وَلَا جِدَالَ فِي الْحَجِّ ؕ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ يَّعْلَمْهُ اللّٰهُ ؕ وَتَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى ۚ وَاتَّقُوْنِ يٰٓاُولِي الْاَلْبَابِ ۝

''હજના મહિનાઓ બધાને ખબર છે, જે વ્યક્તિ આ મહિનાઓમાં હજની નિયત કરે તેણે સાવધાન રહેવું જોઈએ કે હજ દરમ્યાન તેનાથી કોઈ વાસનાનું કાર્ય, કોઈ ગુનો, કોઈ લડાઈ-ઝઘડાની વાત ન કરે અને જે સદ્કાર્ય કરશે, તે અલ્લાહના જ્ઞાનમાં હશે. હજના સફર માટે ભાથું (રસ્તાનો સામાન) સાથે લઈને નીકળો અને સૌથી ઉત્તમ ભાથું તકવા (બીજા પાસે માંગવાથી કે બીજાની સામે હાથ ફેલાવવાથી બચવું) છે. તો હે બુદ્ધિશાળી લોકો ! મારી અવજ્ઞાથી બચો.'' (સૂર: બકરહ, આ. ૧૯૭)

**સ્પષ્ટીકરણ :**

૧. હજના મહિનાઓ શવ્વાલ, ઝિલકઅદ અને ઝિલહજ્જના પહેલા ૧૦ દિવસ છે.

૨. લડાઈ અને ગુનાના કાર્યો સામાન્ય સ્થિતિમાં પણ મનાઈ છે, પરંતુ અહરામની હાલતમાં આ કાર્યોની વધારે મનાઈ છે. તેથી સામાન્ય સ્થિતિની સરખામણીમાં હજ દરમ્યાન તેનો ગુનો વધારે છે.

**મસ્લા - ૨૦ :** **અહરામ બાંધ્યા પછી કોઈ કારણ કે અડચણના લીધે હરમ ન પહોંચી શકવા માટે હાજી કે મોતમર (ઉમરા કરવાવાળો) શક્તિ અનુસાર એક (ઊંટ કે ગાય કે બકરી) કુરબાની આપીને અહરામ ખોલી શકે છે.**

**મસ્લા - ૨૧ :** **બીમાર કે માથાની તકલીફના કારણે 'યૌમે નહ્‌ર'થી પહેલા અહરામ જો કોઈ વ્યક્તિને ખોલી નાખવો પડે, તો તેણે ત્રણ રોઝા કે સદકો કે એક કુરબાની આપવી જોઈએ.**

**મસ્લા - ૨૨ :** **હરમથી બહાર રહેવાવાળા લોકો હજ્જે કિરાન અને હજ્જે તમત્તોઅ અદા કરી શકે છે, પરંતુ હરમની અંદર રહેવાવાળા લોકોને હજ્જે કિરાન અને હજ્જે તમત્તોઅ કરવાની મનાઈ છે.**

**મસ્લા - ૨૩ :** **હજ્જે કિરાન અને હજ્જે તમત્તોઅ કરવાવાળાઓ પર કુરબાની અદા કરવી વાજિબ છે.**

**મસ્લા - ૨૪ :** **જે વ્યક્તિ કુરબાનીની શક્તિ ન ધરાવતો હોય તેણે દસ રોઝા રાખવા જોઈએ.**

**મસ્લા - ૨૫ :** **કોઈ વ્યક્તિ તરફથી ઉમરા કે હજ કરવાની નિયતથી અહરામ બાંધી લેવામાં આવે, તો તે હજ કે ઉમરાને કોઈ અન્ય વ્યક્તિના નામથી કરી શકાય નહીં.**

وَاَتِمُّوا الْحَجَّ وَالْعُمْرَةَ لِلّٰهِ ؕ فَاِنْ اُحْصِرْتُمْ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْيِ ۚ
وَلَا تَحْلِقُوْا رُءُوْسَكُمْ حَتّٰى يَبْلُغَ الْهَدْيُ مَحِلَّهٗ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا
اَوْ بِهٖۤ اَذًى مِّنْ رَّاْسِهٖ فَفِدْيَةٌ مِّنْ صِيَامٍ اَوْ صَدَقَةٍ اَوْ نُسُكٍ ۚ فَاِذَآ
اَمِنْتُمْ ٝ فَمَنْ تَمَتَّعَ بِالْعُمْرَةِ اِلَى الْحَجِّ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْيِ ۚ فَمَنْ لَّمْ
يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ فِى الْحَجِّ وَسَبْعَةٍ اِذَا رَجَعْتُمْ ؕ تِلْكَ عَشَرَةٌ كَامِلَةٌ ؕ
ذٰلِكَ لِمَنْ لَّمْ يَكُنْ اَهْلُهٗ حَاضِرِى الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا
اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿۱۹۶﴾

''અને જ્યારે હજ અને ઉમરાની નિયત કરો, તો અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે તેને પૂરી કરો અને જો ક્યાંક રોકી લેવામાં આવો, તો જે કુરબાની ઉપલબ્ધ હોય અલ્લાહ સમક્ષ પ્રસ્તુત કરો અને જ્યાં સુધી કુરબાની પોતાની જગ્યાએ ન પહોંચી જાય (અર્થાત્ ઝબેહ ન થઈ જાય) પોતાના માથા ન મુંડાવો, પરંતુ જે વ્યક્તિ બીમાર હોય અથવા જેના માથામાં કોઈ તકલીફ હોય અને (આ કારણસર તે પોતાનું માથું મુંડાવી લે) તો તેને ફિદયા રૂપે રોઝા રાખવા જોઈએ અથવા સદકો આપવો જોઈએ અથવા કુરબાની કરવી જોઈએ; પછી જો તમને શાંતિ પ્રાપ્ત થાય (અને તમે હજથી પહેલા મક્કા પહોંચી જાઓ) તો જે વ્યક્તિ તમારામાંથી હજનો જમાનો આવવા સુધી ઉમરાનો ફાયદો ઉઠાવે તે યથાશક્તિ કુરબાની આપે અને જો કુરબાની ઉપલબ્ધ ન હોય તો ત્રણ રોઝા હજના જમાનામાં અને સાત રોઝા ઘર જઈને અર્થાત્ પૂરા દસ રોઝા રાખે. આ છૂટ એ લોકો માટે છે, જેમના ઘરબાર મસ્જિદે હરામના નજીક ન હોય. અલ્લાહ તઆલાના આ આદેશોનું ઉલ્લંઘન કરવાથી બચો અને સારી રીતે જાણી લો કે અલ્લાહ તઆલા કઠોર સજા આપવાવાળો છે.'' (સૂરઃ બકરહ, આ. ૧૯૬)

**સ્પષ્ટીકરણ :**

૧. રોઝા અને સદકા વિશે રસૂલુલ્લાહ ﷺએ હદીસમાં સ્પષ્ટ કર્યું છે કે રોઝા ત્રણ રાખવામાં આવે અથવા છ મિસ્કિનોને બે સમયના ભોજન જેટલું અનાજ સદકો કરવામાં આવે, જે લગભગ સાડા સાત કિલો થાય છે. જુઓ મસ્લા નં. ૧૨૧.

૨. કુરબાની હરમની સીમામાં કોઈપણ જગ્યાએ આપી શકાય છે.

૩. જો હરમમાં સ્વયં કુરબાની આપી ન શકાય તો કોઈ બીજાથી અપાવી શકાય છે.

૪. આ કુરબાની કફ્ફારો હોવાથી તમામ ગોશ્ત ગરીબો અને જરૂરતમંદોમાં વહેંચી દેવું જરૂરી છે, તેથી ન સ્વયં ખાવું જોઈએ, ન કોઈ ધનવાનને હદિયામાં આપવું જોઈએ.

**<u>મસ્લા - ૨૬ :</u> અહરામની હાલતમાં જમીન પર શિકાર કરવાની મનાઈ છે. જો કોઈ શિકાર કરે તો તેણે શિકાર કરવામાં આવેલ જાનવરના બરાબર કુરબાની આપવી જોઈએ.**

يَاۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقْتُلُوا الصَّيْدَ وَاَنْتُمْ حُرُمٌ ؕ وَمَنْ قَتَلَهٗ مِنْكُمْ مُّتَعَمِّدًا فَجَزَآءٌ مِّثْلُ مَا قَتَلَ مِنَ النَّعَمِ يَحْكُمُ بِهٖ ذَوَا عَدْلٍ مِّنْكُمْ هَدْيًا بٰلِغَ الْكَعْبَةِ اَوْ كَفَّارَةٌ طَعَامُ مَسٰكِيْنَ اَوْ عَدْلُ ذٰلِكَ صِيَامًا لِّيَذُوْقَ وَبَالَ اَمْرِهٖ ؕ عَفَا اللّٰهُ عَمَّا سَلَفَ ؕ وَمَنْ عَادَ فَيَنْتَقِمُ اللّٰهُ مِنْهُ ؕ وَاللّٰهُ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ۝

''હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અહરામની હાલતમાં શિકાર ન કરો અને જો તમારામાંથી કોઈ જાણીજોઈને આવું કરી નાખે તો જે જાનવર તેણે માર્યું હોય તેના સમાન જ એક જાનવર તેણે પશુઓમાંથી નઝર કરી (ભેટ ચઢાવી) દેવું જોઈએ, જેનો નિર્ણય તમારામાંથી બે ન્યાયપ્રિય વ્યક્તિઓ કરશે, અને આ નજરાણું કાબા પહોંચાડવામાં આવશે અથવા તો પછી આ જ ગુનાના કફ્ફારામાં અમુક ગરીબોને ભોજન કરાવવાનું રહેશે અથવા તેના જેટલા રોઝા હશે તેટલા રાખવા પડશે, જેથી તે પોતે કરેલ કૃત્યની મજા ચાખે. પહેલા જે કંઈ થઈ ગયું તેને અલ્લાહે માફ કરી દીધું અને જેણે આ કૃત્યને દોહરાવ્યું, તો તેનાથી અલ્લાહ બદલો લેશે. અલ્લાહ સૌના ઉપર પ્રભુત્વશાળી છે અને બદલો લેવાની શક્તિ ધરાવે છે.'' (સૂરઃ માઈદા, આ. ૯૫)

**મસ્લા - ૨૭ : અહરામની હાલતમાં સમુદ્રી શિકાર કરવો અને તેને ખાવું જાઈઝ છે.**

أُحِلَّ لَكُمْ صَيْدُ الْبَحْرِ وَطَعَامُهُ مَتَاعًا لَّكُمْ وَلِلسَّيَّارَةِ ۖ وَحُرِّمَ عَلَيْكُمْ صَيْدُ الْبَرِّ مَا دُمْتُمْ حُرُمًا ۗ وَاتَّقُوا اللَّهَ الَّذِي إِلَيْهِ تُحْشَرُونَ ﴿٩٦﴾

''તમારા માટે સમુદ્રનો શિકાર (કરવો) અને તેનું ભોજન હલાલ કરી દેવામાં આવ્યું છે, જ્યાં તમે રોકાઓ, ત્યાં તેને ખાઈ પણ શકો છો અને કાફલા માટે ભાથું પણ બનાવી શકો છો. અલબત્ત, જમીનનો શિકાર તમારા પર અહરામની હાલતમાં હરામ કરવામાં આવેલ છે. તેથી એ અલ્લાહ ત્આલાની અવજ્ઞાથી બચો, જેના સમક્ષ રજૂ કરવા માટે તમને સૌને ઘેરીને હાજર કરવામાં આવશે.'' (સૂરઃ માઈદા, આ. ૯૬)

**મસ્લા - ૨૮ : હજ કે ઉમરા દરમ્યાન સફા અને મરવા પહાડીઓનો તવાફ અર્થાત્ સઈ કરવાનો આદેશ છે.**

إِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِن شَعَائِرِ اللَّهِ ۖ فَمَنْ حَجَّ الْبَيْتَ أَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ أَن يَطَّوَّفَ بِهِمَا ۚ وَمَن تَطَوَّعَ خَيْرًا فَإِنَّ اللَّهَ شَاكِرٌ عَلِيمٌ ﴿١٥٨﴾

''નિશ્ચિતપણે સફા અને મરવા અલ્લાહ ત્આલાની નિશાનીઓમાંથી છે, તેથી જે વ્યક્તિ બૈતુલ્લાહ શરીફની હજ કે ઉમરા કરે, તેના માટે કોઈ ગુનાની વાત નથી કે તે આ બંને પહાડીઓની વચ્ચે સઈ કરે અને જે વ્યક્તિ પોતાની ઈચ્છાથી કોઈ સદ્કાર્ય કરશે, અલ્લાહને તેનું જ્ઞાન છે અને તે તેની કદર કરવાવાળો છે.''

(સૂરઃ બકરહ, આ. ૧૫૮)

**સ્પષ્ટીકરણ :** અજ્ઞાનતાકાળમાં લોકોએ સફા પર 'અસાફ' અને મરવા પર 'નાઈલા'ની મૂર્તિઓ મૂકી દીધી હતી અને તેનો તવાફ કરતા હતા. તેથી મુસલમાનો સફા અને મરવાનો

તવાફ કરવામાં દ્વિધામાં હતા કે કદાચ સફા અને મરવાની સઈ શિર્કના જમાનાની ઉપજ છે. ઉપરોક્ત આયતમાં અલ્લાહ ત્આલાએ આ વિચારનું ખંડન કર્યું છે.

**<u>મસ્લા - ૨૯ :</u> હજ અદા કરવાની સાથે વેપાર કરવો પણ જાઈઝ છે.**

**<u>મસ્લા - ૩૦ :</u> વુકૂફે-અરફા (અરફાતમાં રોકાણ) હજનું રુક્ન છે.**

**<u>મસ્લા - ૩૧ :</u> મુઝદલિફામાં અલ્લાહ ત્આલાને ભરપૂર યાદ કરવાનો આદેશ છે. મશ્અરે હરામના નજીક વુકૂફ (રોકાણ) કરવું શ્રેષ્ઠ છે.**

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ ؕ فَاِذَآ اَفَضْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ ۪ وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ ۝ ثُمَّ اَفِيْضُوْا مِنْ حَيْثُ اَفَاضَ النَّاسُ وَاسْتَغْفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝

''જો હજની સાથે તમે લોકો પોતાના પાલનહારનો ફઝ્લ (આજીવિકા) પણ શોધતા જાઓ, તો એમાં કોઈ વાંધો નથી. પછી જ્યારે અરફાતથી (પાછા) ફરો તો મશ્અરે હરામ (મુઝદલિફા)ની પાસે રોકાઈને અલ્લાહને યાદ કરો અને એ રીતે યાદ કરો જેનો નિર્દેશ તેણે તમને કર્યો છે, નહિં તો આનાથી પહેલા તો તમે લોકો પથભ્રષ્ટ હતા. પછી જ્યાંથી બીજા લોકો પાછા ફરે છે ત્યાંથી તમે પણ પાછા ફરો અને અલ્લાહથી માફી માંગો. નિશ્ચિતપણે તે માફ કરવાવાળો અને દયાળુ છે.'' (સૂર: બકરહ, આ. ૧૯૮-૧૯૯)

**<u>મસ્લા - ૩૨ :</u> તશરીકના દિવસોમાં અલ્લાહ ત્આલાને ભરપૂર યાદ કરવાનો આદેશ છે.**

**<u>મસ્લા - ૩૩ :</u> તશરીકના દિવસોમાં મિનાથી બાર ઝિલહજ્જના દિવસે પાછા આવવું જાઈઝ છે, પરંતુ તેર ઝિલહજ્જના દિવસે પાછા આવવું શ્રેષ્ઠ છે.**

وَاذْكُرُوا اللّٰهَ فِيْٓ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ تَعَجَّلَ فِيْ يَوْمَيْنِ فَلَآ اِثْمَ عَلَيْهِ ۚ وَمَنْ تَاَخَّرَ فَلَآ اِثْمَ عَلَيْهِ ۙ لِمَنِ اتَّقٰى ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ اِلَيْهِ تُحْشَرُوْنَ ۝

''આ ગણત્રીના કેટલાક દિવસો છે, જે તમને અલ્લાહ ત્આલાની યાદમાં પસાર કરવા જોઈએ. પછી જો કોઈ જલ્દી કરીને બે જ દિવસમાં પાછો ફરી ગયો તો કોઈ વાંધો નથી અને જે વધારે વાર સુધી રોકાઈને પાછો ફર્યો તો પણ કોઈ વાંધો નથી, શરત એ છે

કે આ દિવસો તેણે તકવાની સાથે વિતાવ્યા હોય. અલ્લાહની અવજ્ઞાથી બચો અને સારી રીતે યાદ રાખો કે એક દિવસ તેના સામે તમને હાજર થવાનું છે.''

(સૂરઃ બકરહ, આ. ૨૦૩)

**<u>મસ્લા - ૩૪ :</u> હજ એક અનેકવિધ ઉદ્દેશ્યો અને અનેકવિધ લાભવાળી ઈબાદત છે.**

**<u>મસ્લા - ૩૫ :</u> તવાફે ઝિયારત હજનું રુક્ન છે.**

وَاَذِّنْ فِی النَّاسِ بِالْحَجِّ یَاْتُوْكَ رِجَالًا وَّ عَلٰی كُلِّ ضَامِرٍ یَّاْتِیْنَ
مِنْ كُلِّ فَجٍّ عَمِیْقٍ ﴿۲۷﴾ لِّیَشْهَدُوْا مَنَافِعَ لَهُمْ وَیَذْكُرُوا اسْمَ اللّٰهِ فِیْۤ
اَیَّامٍ مَّعْلُوْمٰتٍ عَلٰی مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِیْمَةِ الْاَنْعَامِ ۚ فَكُلُوْا مِنْهَا
وَاَطْعِمُوا الْبَآئِسَ الْفَقِیْرَ ﴿۲۸﴾ ثُمَّ لْیَقْضُوْا تَفَثَهُمْ وَلْیُوْفُوْا نُذُوْرَهُمْ وَلْیَطَّوَّفُوْا
بِالْبَیْتِ الْعَتِیْقِ ﴿۲۹﴾

''(હે ઈબ્રાહીમ !) લોકોને હજ માટે જાહેર એલાન કરી દો કે તેઓ તમારા પાસે દરેક દૂર-સુદૂરના સ્થાનોથી પગપાળા અને ઊંટો પર સવાર થઈને આવે, જેથી તેઓ એ ફાયદાઓ જુએ જે અહીં તેમના માટે રાખવામાં આવેલ છે અને અમુક નિર્ધારિત દિવસો (અર્થાત્ નહ્રના દિવસો અને તશરીકના દિવસો)માં એ જાનવરો પર અલ્લાહનું નામ લે (અર્થાત્ ઝબેહ કરે), જે તેણે તેમને બક્ષ્યા છે, પોતે પણ ખાય અને જરૂરતમંદો વંચિતોને પણ આપે. પછી પોતાની ગંદકી દૂર કરે અને (કોઈએ આ અવસર માટે નઝર માની રાખી હોય તો) પોતાની નઝર પૂરી કરે અને પ્રાચીન ઘર (અર્થાત્ બૈતુલ્લાહ શરીફ)નો તવાફ કરે. (સૂરઃ હજ, આ. ૨૭-૨૯)

# شُرُوْطُ الْحَجِّ

# હજની શરતો

**મસ્લા - ૩૬ : ધનવાન, આઝાદ, સમજદાર-અક્કલવાળા, મુસલમાન પુરુષ અને સ્ત્રી પર હજ ફર્ઝ છે.**

عَنْ عَلِيٍّ ﷺ عَنِ النَّبِيِّ ﷺ قَالَ : رُفِعَ الْقَلَمُ عَنْ ثَلَاثَةٍ عَنِ النَّائِمِ حَتّٰى يَسْتَيْقِظَ وَ عَنِ الصَّبِيِّ حَتّٰى يَحْتَلِمَ وَ عَنِ الْمَجْنُوْنِ حَتّٰى يَعْقِلَ. (رَوَاهُ أَبُو دَاوُد) صحيح

હઝરત અલી ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ત્રણ વ્યક્તિઓ શરઈ આદેશના ઉત્તરદાયી નથી – એક સૂઈ ગયેલો ત્યાં સુધી કે તે જાગી જાય, બીજો બાળક ત્યાં સુધી કે તે બાલિગ (પુખ્ત) થઈ જાય અને ત્રીજો પાગલ ત્યાં સુધી કે તેનું પાગલપણું દૂર થઈ જાય.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૧]

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ: رَسُوْلُ اللّٰهِ ﷺ : اَيُّمَا صَبِيٍّ حَجَّ ثُمَّ بَلَغَ الْحِنْثَ فَعَلَيْهِ اَنْ يَّحُجَّ حَجَّةً اُخْرٰى وَ اَيُّمَا عَبْدٍ حَجَّ ثُمَّ اُعْتِقَ فَعَلَيْهِ اَنْ يَّحُجَّ حَجَّةً اُخْرٰى. (رَوَاهُ الطَّبْرَانِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે બાળક હજ કરે, પછી બાલિગ (પુખ્ત) થઈ જાય તો તેણે સામર્થ્ય પ્રાપ્ત થયેથી ફરીથી હજ કરવી જોઈએ, અને જે ગુલામે હજ કરી, પછી આઝાદ થઈ ગયો તો તેણે (સામર્થ્ય પ્રાપ્ત થયેથી) ફરીથી હજ કરવી જોઈએ.'' આને તબરાનીએ રિવાયત કરેલ છે.[૨]

عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ ﷺ قَالَ بَيْنَا نَحْنُ عِنْدَ رَسُوْلِ اللّٰهِ ﷺ ذَاتَ يَوْمٍ اِذْ طَلَعَ عَلَيْنَا رَجُلٌ شَدِيْدُ بَيَاضِ الثِّيَابِ شَدِيْدُ سَوَادِ الشَّعْرِ لَا يُرٰى عَلَيْهِ اَثَرُ السَّفَرِ وَلَا يَعْرِفُهُ مِنَّا اَحَدٌ حَتّٰى جَلَسَ اِلَى النَّبِيِّ ﷺ فَاَسْنَدَ رُكْبَتَيْهِ اِلٰى رُكْبَتَيْهِ وَوَضَعَ كَفَّيْهِ عَلٰى فَخِذَيْهِ وَقَالَ يَا مُحَمَّدُ (ﷺ) اَخْبِرْنِيْ عَنِ الْاِسْلَامِ فَقَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : اَلْاِسْلَامُ اَنْ تَشْهَدَ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ وَ يُقِيْمَ الصَّلَاةِ وَ تُؤْتِيَ الزَّكٰوةَ وَ تَصُوْمَ رَمَضَانَ وَ تَحُجَّ الْبَيْتَ اِنِ اسْتَطَعْتَ اِلَيْهِ سَبِيْلاً. (رَوَاهُ مُسْلِمٌ)

૧. કિતાબુલ હુદૂદ, પ્રકરણ : ફિલમજનૂનિ અવ યુસીબુ હુદા.
૨. ફિક્હુસ્સુન્નહ, લિસ્સૈયદિ સાબિક, ભા-૧, ૩૩૩.

હઝરત ઉમર બિન ખત્તાબ ﷺથી રિવાયત છે કે એક દિવસ અમે રસૂલે અકરમ ﷺની સેવામાં હાજર હતા, એટલામાં એક વ્યક્તિ તદ્દન સફેદ કપડાવાળો, ખૂબ કાળા વાળવાળો આવ્યો, જેના પર સફરના કોઈ અણસાર દેખાતા ન હતા અને અમારામાંથી કોઈપણ તેને ઓળખતું ન હતું. આવીને નબી અકરમ ﷺની પાસે બેસી ગયો અને પોતાનું ઢીંચણ નબી અકરમ ﷺના ઢીંચણથી અડાવી દીધા અને પોતાની બંને હથેળીઓ આપની જાંઘો પર મૂકી દીધી અને કહેવા લાગ્યો, ''હે મુહમ્મદ ﷺ ! મને ઈસ્લામ વિશે બતાવો.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''ઈસ્લામ એ છે કે તમે સાક્ષી આપો અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી અને મુહમ્મદ (ﷺ) અલ્લાહના રસૂલ છે, નમાઝ કાયમ કરો, ઝકાત અદા કરો, રમઝાનના રોઝા રાખો અને બૈતુલ્લાહ શરીફની હજ કરો, શરત એ છે કે તમે ત્યાં સુધી જવાનું સામર્થ્ય ધરાવતા હોવ.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

عَنْ اَنَسٍ ﷺ قِيْلَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ مَا السَّبِيْلُ ؟ قَالَ : اَلزَّادُ وَالرَّاحِلَةُ۔
(رَوَاهُ الدَّارُ الْقُطْنِيُّ)

હઝરત અનસ ﷺથી રિવાયત છે કે અરજ કરવામાં આવી, ''હે રસૂલુલ્લાહ ﷺ ! 'સબીલ'થી શું તાત્પર્ય છે?'' આપ ﷺએ ફરમાવ્યું, ''સફરનો ખર્ચ અને સવારી.'' આને દારે કુતનીએ રિવાયત કરેલ છે.(૪)

**<u>મસ્લા - ૩૭ :</u> હજના સફર માટે સ્ત્રીની સાથે પતિ કે કોઈ મેહરમ (જેમ કે પિતા, ભાઈ, પુત્ર, કાકા અથવા મામા વગેરે)નું હોવું શરત છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ سَمِعْتُ النَّبِيَّ ﷺ يَخْطُبُ يَقُوْلُ : لَا يَخْلُوَنَّ رَجُلٌ بِامْرَاَةٍ اِلَّا وَ مَعَهَا ذُوْ مَحْرَمٍ وَ لَا تُسَافِرِ الْمَرْاَةُ اِلَّا مَعَ ذِيْ مَحْرَمٍ، فَقَالَ رَجُلٌ فَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ اِنَّ امْرَاَتِيْ خَرَجَتْ حَاجَّةً وَاِنِّيْ اكْتُتِبْتُ فِيْ غَزْوَةِ كَذَا وَ كَذَا قَالَ اِنْطَلِقْ فَحُجَّ مَعَ امْرَاَتِكَ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે મેં નબી અકરમ ﷺને ખુત્બો આપતા સાંભળ્યા, આપ ફરમાવી રહ્યા હતા, ''કોઈ પુરુષ કોઈ સ્ત્રીની સાથે કદાપિ એકલતામાં ન મળે, સિવાય કે તે (સ્ત્રી)નો મેહરમ તેના સાથે હોય, ન તો કોઈ સ્ત્રી મેહરમ વગર સફર કરે.'' એક માણસ ઊભો થયો, તેણે અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! મારી પત્ની હજ માટે ચાલી ગઈ અને મેં ફલાણા-ફલાણા ગઝવા (યુદ્ધ)માં પોતાનું

૩. કિતાબુલ ઈમાન.
૪. ફિક્હુસ્સુન્નહ, ભા-૧, ૧૨૧.

નામ લખાવી દીધું છે.'' આપ ﷺએ ફરમાવ્યું, ''જાઓ અને પોતાની પત્નીની સાથે હજ કરો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૫)

عَنْ يَحْيَى بْنِ عَبَّادٍ قَالَ كَتَبَتْ اِمْرَاَةٌ مِنْ اَهْلِ الرَّىِّ اِلَى اِبْرَاهِيْمَ النَّخَعِيِّ اِنِّيْ لَمْ اَحُجَّ حَجَّةَ الْاِسْلَامِ وَ اَنَا مُوْسِرَةٌ لَيْسَ لِيْ ذُوْ مَحْرَمٍ فَكَتَبَ اِلَيْهَا اَنَّكِ مِمَّنْ لَمْ يَجْعَلِ اللّٰهُ لَهُ سَبِيْلاً ـ (ذَكَرَهُ فِيْ فِقْهِ السُّنَّةِ)

હઝરત યાહ્યા બિન અબાદ رحمه الله કહે છે કે રૈ (ઈરાનનું એક શહેર)ની એક સ્ત્રીએ હઝરત ઈબ્રાહીમ નખઈ رحمه الله (ઈમામ અબૂ હનીફા رحمه اللهના ઉસ્તાદ)ને લખ્યું કે મેં ફર્ઝ હજ અદા નથી કરી અને હું ધનવાન છું, પરંતુ મારો કોઈ મેહરમ નથી (મારા માટે શું આદેશ છે?) હઝરત ઈબ્રાહીમ નખઈ رحمه اللهએ સ્ત્રીને જવાબ લખ્યો કે તુ એ લોકોમાંથી છે જેમના પર અલ્લાહે હજ ફર્ઝ નથી કરી. આ રિવાયત 'ફિક્હુસ્સુન્નહ'માં છે.(૬)

**સ્પષ્ટીકરણ :** હરામ રિશ્તાઓની વિગત નીચે મુજબ છે :

- માતા, પિતાની માતા અને માતાની માતા, ચાહે સગી હોય કે સાવકી.
- પુત્રી, પૌત્રી, નવાસી (સગી હોય કે સાવકી).
- બહેન (સગી હોય કે સાવકી).
- ફઈ (સગી હોય કે સાવકી).
- માસી (સગી હોય કે સાવકી).
- ભત્રીજી (ચાહે સગા ભાઈની પુત્રી હોય કે સાવકા ભાઈની).
- ભાણી (ચાહે સગી બહેનની પુત્રી હોય કે સાવકી બહેનની).
- રઝાઈ માતા (દૂધમાતા કે પાલકમાતા).
- રઝાઈ બહેન (દૂધબહેન, ચાહે સગી માતાનું દૂધ પીવાના કારણે અથવા 'અન્ના' અર્થાત્ એક જ દૂધ પીવડાવનાર સ્ત્રીનું દૂધ પીવાના કારણે).
- પત્નીની માતા.
- પુત્ર - પૌત્ર - નવાસાની પત્ની.

**મસ્લા - ૩૮ : કોઈ સ્ત્રીનું સ્વયં જાતે ગૈર-મેહરમને મેહરમ પુરુષ ઠેરવીને તેના સાથે હજ કરવું સુન્નતથી સાબિત નથી.**

૫. કિતાબુલ હજ, પ્રકરણ : સફરુલ મઅ ઝી મહરમ.
૬. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુલ મિરઅતિ.

**<u>મસ્લા - ૩૯ :</u> કોઈ સ્ત્રીના મેહરમના સાથે ગૈર-મેહરમ સ્ત્રીનું ગ્રુપ બનાવીને હજ કરવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૪૦ :</u> સ્ત્રી માટે પતિના મૃત્યુ પછી ઈદ્દતની હાલતમાં ન હોવું પણ હજના સફર માટે શરત છે.**

عَنْ سَعِيْدِ بْنِ الْمُسَيَّبِ رضی اللہ عنہ اَنْ عُمَرَ بْنَ الْخَطَّابِ رضی اللہ عنہ كَانَ يَرُدُّ الْمُتَوَفّٰى عَنْهُنَّ اَزْوَاجُهُنَّ مِنَ الْبَيْدَاءِ يَمْنَعُهُنَّ الْحَجَّ۔ (رَوَاهُ مَالِكٌ)

હઝરત સઈદ બિન મુસય્યબ رضی اللہ عنہથી રિવાયત છે કે હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہ એ સ્ત્રીઓને, જેઓ તેમના પતિ મૃત્યુ પામ્યા હોવાને કારણે ઈદ્દતમાં હોય, મકામે બૈદાથી જ પાછી મોકલી દેતા અને હજ ન કરવા દેતા. આને માલિકે રિવાયત કરેલ છે.[૭]

**સ્પષ્ટીકરણ :** યાદ રહે કે પતિના મૃત્યુ પછી સ્ત્રીની ઈદ્દત ચાર મહિના દસ દિવસ છે.

**<u>મસ્લા - ૪૧ :</u> રસ્તાનું શાંતિપૂર્ણ હોવું અને સરકાર તરફથી રુકાવટ ન હોવું પણ હજ માટે શરત છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૪ માં જુઓ.

**<u>મસ્લા - ૪૨ :</u> હજના મહિનાઓમાં ઉમરા અદા કરવાથી હજનું ફર્ઝ થવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૪૩ :</u>** નાની ઉંમરમાં હજ અદા કરવાથી મોટી ઉંમરમાં સામર્થ્ય વગર હજનું ફર્ઝ થવું સુન્નતથી સાબિત નથી.

૭. કિતાબુત્-તલાક, પ્રકરણ : મકામુત્તવ ફી અન્હા ઝવજહા ફી બૈતહા હત્તા તહલ.

# મીકાત

**મક્કા મુકર્રમાની આસપાસથી આવનારા હાજીઓ માટે અહરામ બાંધવાની જગ્યાઓ = ●**

# اَلْمَوَاقِيْتُ

# મીકાત[1]ના મસાઈલ

**મસ્લા - ૪૪ : મીકાતના બે પ્રકારો છે.**

(અ) **મીકાતે મકાની :** એ સ્થળો જ્યાંથી હજ કે ઉમરા કરવાવાળો અહરામ બાંધે છે.

(બ) **મીકાતે ઝમાની :** એ જમાનો અથવા એ સમયગાળો જેમાં હજ કરવી જરૂરી છે.

## ૧. – મીકાતે મકાની

**મસ્લા - ૪૫ : બહારથી આવવાવાળા હાજીઓ માટે નીચે મુજબ પાંચ મીકાત છે :**

૧ – મદીનાવાસીઓ અથવા એ માર્ગથી આવનારાઓ માટે **ઝુલહુલૈફા** (નવું નામ **બે-યરે અલી**) મીકાત છે.

૨ – સીરિયાવાસીઓ અથવા એ માર્ગથી આવનારાઓ (જેમ કે ઈજિપ્ત, લીબિયા, અલ્જિરીયા, મોરક્કો વગેરે) માટે **જોહફા** મીકાત છે.

૩ – નજદવાસીઓ અથવા એ માર્ગથી આવનારાઓ (જેમ કે બહેરીન, દમામ, રિયાધ વગેરે) માટે **કર્ન-અલ-મનાઝિલ** (નવું નામ **અલ-સૈલ અથવા અલ-સૈલ અલ-કબીર**) મીકાત છે.

૪ – યમનવાસીઓ અથવા એ માર્ગથી આવનારાઓ (જેમ કે પાકિસ્તાન, ભારત, બાંગ્લાદેશ વગેરે) માટે **યલમલમ** (નવું નામ **સઅદિયહ**) મીકાત છે.

૫ – ઈરાકવાસીઓ અથવા એ માર્ગથી આવનારાઓ માટે **ઝાત ઈર્ક** મીકાત છે.

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ وَقَّتَ رَسُوْلُ اللّٰهِ ﷺ لِاَهْلِ الْمَدِيْنَةِ ذَا الْحُلَيْفَةِ وَ لِاَهْلِ الشَّامِ وَ مِصْرَ الْجُحْفَةَ وَ لِاَهْلِ الْعِرَاقِ ذَاتَ عِرْقٍ وَ لِاَهْلِ نَجْدٍ قَرْنًا وَلِاَهْلِ الْيَمَنِ يَلَمْلَمَ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત આઈશા رضي الله عنها થી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺ એ મદીનાવાસીઓ માટે ઝુલહુલૈફા, સીરિયા અને ઈજિપ્તવાસીઓ માટે જોહફા, ઈરાકવાસીઓ માટે ઝાત ઈર્ક અને નજદ (રિયાધ)વાસીઓ માટે કર્ન (અલ મનાઝિલ) અને યમનવાસીઓ માટે યલમલમ મીકાત નિશ્ચિત કરી છે. આને નસાઈએ રિવાયત કરેલ છે.[2]

---

૧. મીકાતનું બહુવચન 'મવાકીત' છે. મીકાતનો અર્થ છે નિશ્ચિત સમય અથવા નિશ્ચિત જગ્યા.

૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : મીકાત અહલુલ ઈરાક.

**સ્પષ્ટીકરણ :** હજની ફ્લાઇટોમાં મીકાત પર પહોંચવાના પહેલા મીકાતનું એલાન કરવામાં આવે છે, જેથી જે લોકો અહરામ બાંધવા ઈચ્છે તેઓ અહરામ બાંધી લે. સામાન્ય ફ્લાઈટોમાં જો વિમાનના કર્મચારીઓને અગાઉથી કહી દેવામાં આવે તો મીકાત પહોંચવાના પહેલા તેઓ મીકાતની જાણ કરે છે.

**મસ્લા - ૪૬ : મક્કા મુકર્રમા, ઉપરાંત મક્કા મુકર્રમાની વચ્ચે સ્થાઈ રહેવાવાળાઓ અર્થાત્ સ્થાનિક લોકો અને અસ્થાઈ રીતે રહેવાવાળાઓ અર્થાત્ બહારના હાજીઓને હજ માટે પોતાના રહેઠાણથી અહરામ બાંધવો જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ وَقَّتَ رَسُوْلُ اللّٰهِ ﷺ لِاَهْلِ الْمَدِيْنَةِ ذَاالْحُلَيْفَةِ وَلِاَهْلِ الشَّامِ الْجُحْفَةَ وَلِاَهْلِ نَجْدٍ قَرْنَ الْمَنَازِلَ وَلِاَهْلِ الْيَمَنِ يَلَمْلَمَ قَالَ فَهُنَّ لَهُنَّ وَلِمَنْ اَتٰى عَلَيْهِنَّ مِنْ غَيْرِ اَهْلِهِنَّ مِمَّنْ اَرَادَ الْحَجَّ وَ الْعُمْرَةَ فَمَنْ كَانَ دُوْنَهُنَّ فَمِنْ اَهْلِهٖ وَ كَذَا فَكَذٰلِكَ حَتّٰى اَهْلُ مَكَّةَ يُهِلُّوْنَ مِنْهَا ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما થી રિવાયત છે કે નબી અકરમ ﷺ એ મદીનાવાળાઓ માટે ઝુલહુલૈફા, સીરિયાવાળાઓ માટે જોહફા, નજદવાળાઓ માટે કર્ન-અલ-મનાઝિલ, યમનવાળાઓ માટે યલમલમ મીકાત નિર્ધારિત કરી છે. આ મીકાત એ દેશોમાં રહેવાવાળાઓ માટે પણ છે અને એ લોકો માટે પણ, જેઓ હજ અને ઉમરાના ઈરાદાથી આ પ્રદેશોમાંથી આવે. જે લોકો મીકાતની અંદર રહેતા હોય તેઓ પોતાના ઘરથી જ અહરામ બાંધે, ત્યાં સુધી કે મક્કાવાળા મક્કા મુકર્રમાથી જ અહરામ બાંધે. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૩]

**સ્પષ્ટીકરણ :**

૧ — મક્કા મુકર્રમા અને મીકાતની વચ્ચે રહેતા લોકોમાં એહલે હરમ (અર્થાત્ હરમની સીમાઓની અંદરના રહેવાસીઓ) અને 'હિલ'વાળા (અર્થાત્ હરમની સીમાઓની બહાર અને મીકાતની અંદરના રહેવાસીઓ) બંને સામેલ છે.

૨ — નોકરીના આશયથી આવેલા મીકાતની અંદર રહેતા વિદેશી લોકોની ગણના પણ સ્થાઈ નિવાસી લોકો અર્થાત્ સ્થાનિક રહેવાસીઓમાં થશે.

૩ — યાદ રહે કે જિદ્દાહ અને મક્કા મુકર્રમાની વચ્ચે કોઈ મીકાત નથી, તેથી હજ કે ઉમરા માટે આવનારા વિદેશી લોકોનું જિદ્દાહ પહોંચીને અહરામ બાંધવું જાઈઝ નથી. કતર, કુવૈત, દમામ અને અલ-રિયાધ વગેરેથી કાર દ્વારા આવનારા લોકોએ

૩. કિતાબુલ હજ, પ્રકરણ : મવાકીતુલ હજ.

કર્ન-અલ-મનાઝિલ અથવા અલ-સૈલ અલ-કબીર (તાઈફ અને મક્કાની વચ્ચેની મીકાત) પહોંચીને અહરામ બાંધવો જોઈએ, જ્યારે વિમાન દ્વારા જિદ્દાહ પહોંચીને મક્કા મુકર્રમા આવનારા લોકોએ પોતાના શહેર કે દેશથી અહરામ બાંધવો જોઈએ, અલબત્ત અહરામની નિયત અને તલબિયા મીકાત પર પહોંચીને કહેવી જોઈએ.

૪ — જિદ્દાહના સ્થાનિક લોકોએ હજ અને ઉમરા માટે જિદ્દાહથી જ અહરામ બાંધવો જોઈએ.

૫ — સાઉદી અરબના કોઈ શહેર કે વિદેશથી વેપાર કે નોકરીની નિયતથી જિદ્દાહ આવનારા લોકો પોતાના વેપાર કે નોકરીથી નિવૃત્ત થયા પછી ઉમરા કે હજનો ઈરાદો કરે તો તેઓ જિદ્દાહથી જ અહરામ બાંધે. (વલ્લાહુ અઅ્લમ બિસ્સવાબ)

**<u>મસ્લા - ૪૭</u>: હરમની સીમાઓમાં અસ્થાઈ રીતે રહેવાવાળાઓ અર્થાત્ વિદેશીઓને જરૂરતના સમયે ઉમરાનો અહરામ હરમની સીમાઓથી બહાર અર્થાત્ હિલમાં કોઈ સ્થળે, જેમ કે તનઈમ અથવા જાઅરાના જઈને બાંધવો જોઈએ.**

عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ اَبِيْ بَكْرٍ رضی اللہ عنہ اَخْبَرَهُ اَنَّ النَّبِيَّ ﷺ اَمَرَهُ اَنْ يُّرْدِفَ عَائِشَةَ رضی اللہ عنہا وَيُعْمِرَهَا مِنَ التَّنْعِيْمِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુર્રહમાન બિન અબૂબક્ર رضی اللہ عنہ થી રિવાયત છે કે નબી અકરમ ﷺ એ તેમને આદેશ આપ્યો, ''હઝરત આઇશા رضی اللہ عنہا ને પોતાની સાથે સવારી પર બેસાડીને લઈ જાય અને તનઈમ (અહરામ બાંધીને) તેમને ઉમરા કરાવે.''(૪)

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضی اللہ عنہ فِيْ قَوْلِهٖ (بَرَآءَةٌ مِنَ اللّٰهِ وَ رَسُوْلِهٖ) قَالَ لَمَّا قَفَلَ النَّبِيُّ ﷺ مِنْ حُنَيْنٍ اِعْتَمَرَ مِنَ الْجِعْرَانَةِ ثُمَّ اَمَّرَ اَبَابَكْرٍ عَلٰى تِلْكَ الْحَجَّةِ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબૂ હુરૈરા رضی اللہ عنہ અલ્લાહ તઆલાના મુબારક ઈરશાદ ★ (અલ્લાહ અને તેના રસૂલ તરફથી મુક્તિનું એલાન છે - સૂરઃ તૌબા, આ.૧) ની તફસીર કરતાં રિવાયત કરે છે કે જ્યારે નબી અકરમ ﷺ હુનૈનના યુદ્ધથી પાછા તશરીફ લાવ્યા, તો જઅરાનાથી (અહરામ બાંધીને) ઉમરા અદા કર્યો. પછી હઝરત અબૂબક્ર સિદ્દીક رضی اللہ عنہ ને એ (પછી અદા કરવામાં આવેલ) હજના અમીર (વડા) નિયુક્ત કર્યા. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૫)

---

૪. કિતાબુલ હજ, પ્રકરણ : ઉમરતુલ તનઈમ.

૫. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વજવહુલ અહરામ.

**સ્પષ્ટીકરણ :**

૧ — યાદ રહે કે તનઈમ અને જઅરાના મીકાત નથી, બલ્કે હરમની સીમાઓથી બહાર મક્કા મુકર્રમાના નજીક બે અલગ-અલગ સ્થળો છે. તનઈમ જિદ્દાહ તરફ અને જઅરાના તાઈફ તરફ છે.

૨ — વિદેશથી અથવા સાઉદી અરબના કોઈ શહેરથી વેપાર કે હંગામી ડ્યૂટી માટે મક્કા મુકર્રમા આવનારા લોકોનું વેપાર કે ડ્યૂટીથી નિવૃત્ત થયા પછી ઉમરાની નિયત કરે તો તેમણે તનઈમ કે જઅરાના જઈને અહરામ બાંધવો જોઈએ.

૩ — હરમની સીમાઓમાં સ્થાઈ રૂપે રહેતા સ્થાનિક લોકો ઉમરાનો અહરામ પોતાના રહેઠાણથી બાંધી શકે છે.

૪ — મક્કા મુકર્રમામાં કામ કરવાવાળા વિદેશી નોકરિયાતો અથવા વેપારીઓ માટે આદેશો એ જ છે, જે મક્કા મુઅઝ્ઝમામાં સ્થાઈ રૂપે રહેતા સ્થાનિક લોકો માટે છે. (વલ્લાહુ અઅ્લમ બિસ્સવાબ)

**મસ્લા - ૪૮ : હજે-તમત્તોઅની નિયતથી અહરામ બાંધવાવાળી મહિલા જો ઉમરા અદા કર્યા પહેલા માસિક-ધર્મમાં આવી જાય તો તે ઉમરા અદા ન કરે, હજના દિવસો શરૂ થઈ જવાની સ્થિતિમાં હજના અરકાન માસિક-ધર્મમાં જ પૂરા કરે, અલબત્ત તવાફે ઈફાઝા માટે તેણે માસિક-ધર્મથી પાક થવાની રાહ જોવી પડશે.**

**મસ્લા - ૪૯ : ઉલ્લેખિત મહિલા જો હજ પછી ઉમરા કરવા માગે તો તનઈમથી અહરામ બાંધીને ઉમરા અદા કરી શકે છે.**

عَنْ عَائِشَةَ ﵂ اَنَّهَا اَهَلَّتْ بِعُمْرَةٍ فَقَدِمَتْ وَ لَمْ تَطُفْ بِالْبَيْتِ حَتّٰى حَاضَتْ فَنَسَكَتِ الْمَنَاسِكَ كُلَّهَا وَ قَدْ اَهَلَّتْ بِالْحَجِّ فَقَالَ لَهَا النَّبِيُّ ﷺ يَوْمَ النَّفْرِ (يَسَعُكِ طَوَافُكِ لِحَجِّكِ وَ عُمْرَتِكِ) فَاَبَتْ فَبَعَثَ بِهَا مَعَ عَبْدِ الرَّحْمٰنِ اِلَى التَّنْعِيْمِ فَاعْتَمَرَتْ بَعْدَ الْحَجِّ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા ﵂થી રિવાયત છે કે તેમણે ઉમરાનો અહરામ બાંધ્યો. મક્કા મુકર્રમા આવી, હજુ બૈતુલ્લાહ શરીફનો તવાફ કર્યો ન હતો કે માસિક-ધર્મમાં આવી ગઈ. (તેથી તવાફ સિવાય બાકીના) મનાસિકે-હજ અદા કર્યા અને (હજના દિવસોમાં) હજનો અહરામ બાંધ્યો. રસૂલુલ્લાહ ﷺએ મિનાથી રવાનગીના દિવસે હઝરત આઈશા ﵂ને કહ્યું, ''તમારો તવાફ (ઈફાઝા) હજ અને ઉમરા બંને માટે પૂરતો હશે.'' હઝરત

આઈશા ﵂ ન માન્યા, તો રસૂલુલ્લાહ ﷺએ તેમના ભાઈ હઝરત અબ્દુર્રહમાન (બિન અબૂબક્ર સિદ્દીક ﵄)ની સાથે તનઈમ મોકલી દીધા. (જ્યાંથી તેઓ અહરામ બાંધીને આવ્યા અને) હજ પછી ઉમરા અદા કર્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૬)

**<u>મસ્લા - ૫૦ :</u> વારંવાર તનઈમ કે જઅરાનાથી અહરામ બાંધીને વારંવાર ઉમરા કરવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૫૧ :</u> મીકાત પર પહોંચીને અહરામ બાંધવું અફઝલ (શ્રેષ્ઠ) છે, પરંતુ મીકાતથી પહેલા અહરામ બાંધવો જાઈઝ છે.**

عَنْ عَبْدِ اللّٰهِ ابْنِ عُمَرَ ﵄ يَقُوْلُ بَيْدَاؤُكُمْ هٰذِهِ الَّتِيْ تَكْذِبُوْنَ عَلٰى رَسُوْلِ اللّٰهِ ﷺ فِيْهَا مَا اَهَلَّ رَسُوْلُ اللّٰهِ ﷺ اِلَّا مِنْ عِنْدَ الْمَسْجِدِ يَعْنِيْ ذَا الْحُلَيْفَةِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﵄ ફરમાવે છે કે બૈદાઅ એ જગ્યા છે (મસ્જિદ ઝુલહુલૈફાથી આગળ મક્કા તરફ), જેના વિશે તમે રસૂલુલ્લાહ ﷺને જોડીને ખોટી વાત કરો છો (કે આપ ﷺએ બૈદાઅથી અહરામ બાંધ્યો, જ્યારે કે) આપ ﷺએ મસ્જિદ ઝુલહુલૈફાની નજીક (અહરામ બાંધીને) લબ્બૈક પોકારવાનું શરૂ કર્યુ. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૭)

عَنْ نَافِعٍ عَنِ ابْنِ عُمَرَ ﵄ اَنَّهُ اَهَلَّ مِنْ بَيْتِ الْمُقَدَّسِ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત નાફેઅ ﵀થી રિવાયત છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﵄એ બૈતુલ મુકદ્દસથી અહરામ બાંધ્યો. આને શાફઈએ રિવાયત કરેલ છે.(૮)

## ૨ – મીકાતે ઝમાની

**<u>મસ્લા - ૫૨ :</u> હજ કે ઉમરા અદા કરવાવાળો અહરામ વગર મીકાતથી પસાર થઈ જાય તો તેણે પાછા એ જ મીકાત પર જઈને અહરામ બાંધવો જોઈએ, જ્યાંથી તે પસાર થઈને આવ્યો છે.**

عَنْ اَبِي الشَّعْثَاءِ ﵀ اَنَّهُ رَاٰى ابْنَ عَبَّاسٍ ﵄ يَرُدُّ مَنْ جَاوَزَ الْمِيْقَاتَ غَيْرَ مُحْرِمٍ. (رَوَاهُ الشَّافِعِيُّ)

૬. કિતાબુલ હજ, પ્રકરણ : વજવહુલ અહરામ વ ઈન્નહુ યજવઝ.

૭. કિતાબુલ હજ, પ્રકરણ : અમ્ર અહલુલ મદીનહ બિલ અહરામ મિન ઈન્દ મસ્જિદ ઝીલ હુલીફહ.

૮. કિતાબુલ હજ, પ્રકરણ : અમ્ર અહલુલ મદીનહ બિલ અહરામ મિન ઈન્દ મસ્જિદ ઝીલ હુલીફહ.

હઝરત અબૂ શઅ્સઅ ﷺથી રિવાયત છે કે તેમણે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺને જોયા કે જે વ્યક્તિ અહરામ બાંધ્યા વગર મીકાતથી પસાર થઈ જતો તેને પાછો મીકાત પર મોકલતા (જેથી અહરામ બાંધીને આવે). આને શાફઈએ રિવાયત કરેલ છે.[૯]

**<u>મસ્લા - ૫૩ :</u> હજ કે ઉમરા કરવાવાળો અહરામ વગર મીકાતથી પસાર થઈ જાય અને પછી તેના માટે મીકાત પર પાછું જવું સંભવ ન હોય તો તેણે એક બકરી ઝબેહ કરીને ગરીબોમાં વહેંચવી જોઈએ અને અહરામ બાંધીને હજ કે ઉમરા કરવો જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા નં. ૧૨૨માં જુઓ.

**<u>મસ્લા - ૫૪ :</u> હજ કે ઉમરાની નિયત ન હોય તો અહરામ બાંધ્યા વગર મીકાતથી પસાર થવું અને મક્કા મુકર્રમામાં દાખલ થવું જાઈઝ છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ دَخَلَ مَكَّةَ وَ قَالَ قُتَيْبَةُ دَخَلَ يَوْمَ الْفَتْحِ مَكَّةَ وَ عَلَيْهِ عِمَامَةٌ سَوْدَاءُ بِغَيْرِ اِحْرَامٍ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ મક્કામાં દાખલ થયા અને (હદીસના એક રાવી) કુતૈબા કહે છે કે રસૂલુલ્લાહ ﷺ ફત્હે-મક્કાના દિવસે મક્કામાં દાખલ થયા, તો આપ ﷺના માથા પર કાળી પાઘડી હતી અને આપ ﷺ અહરામ વગર હતા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૦]

**<u>મસ્લા - ૫૫ :</u> ઉમરાનો અહરામ વર્ષના કોઈપણ મહિનામાં બાંધવાથી હજ ફર્ઝ નથી થતી.**

**<u>મસ્લા - ૫૬ :</u> હજના મહિનાઓ અથવા હજના દિવસોમાં ઉમરાનો અહરામ બાંધવાથી હજ ફર્ઝ નથી થતી.**

عَنْ عَلِيِّ ابْنِ اَبِيْ طَالِبٍ ﷺ قَالَ فِيْ كُلِّ شَهْرٍ عُمْرَةٌ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત અલી ઈબ્ને અબી તાલિબ ﷺ ફરમાવે છે કે ઉમરા દર મહિનામાં અદા કરી શકાય છે. આને શાફઈએ રિવાયત કરેલ છે.[૧૧]

૯. કિતાબુલ હજ, પ્રકરણ : દખૂલુલન્નબી મક્કહ ગૈર મહરમ યવ્મુલ ફત્હ.
૧૦. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ દખૂલ મક્કહ બગૈર અહરામ.
૧૧. કિતાબુલ હજ, પ્રકરણ : ફી મવાકીબુલ હજ્જ વલ ઉમરહ.

**<u>મસ્લા - ૫૭ :</u> હજનો અહરામ હજના મહિનાઓમાં જ બાંધવો જોઈએ.**

**<u>મસ્લા - ૫૮ :</u> હજના મહિનાઓ આ પ્રમાણે છે - શવ્વાલ, ઝિલકઅદ અને ઝિલહજ્જ.**

عَنْ اِبْنِ جُرَيْجٍ رحمه الله قَالَ قُلْتُ لِنَافِعٍ رضي الله عنه اَسَمِعْتَ عَبْدِ اللهِ بْنِ عُمَرَ رضي الله عنه يُسَمِّى اَشْهَرُ الْحَجِّ ؟ قَالَ نَعَمْ كَانَ يُسَمِّيْ شَوَّالُ ذُوْ الْقَعْدَةِ وَ ذُوْ الْحَجَّةِ قُلْتُ لِنَافِعٍ فَاِنْ اَهَلَّ اِنْسَانٌ بِالْحَجِّ قَبْلَهُنَّ ؟ قَالَ لَمْ اَسْمَعُ فِيْ ذٰلِكَ مِنْهُ شَيْئًا ۔

(رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત ઈબ્ને જરીહ رحمه الله કહે છે કે મેં હઝરત નાફેઅ رضي الله عنهને પૂછ્યું, ''શું તમે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماને હજના મહિનાઓનું નામ લેતા સાંભળ્યા છે ?'' મેં હઝરત નાફેઅ رضي الله عنهને કહ્યું, ''હા, હઝરત અબ્દુલ્લાહ رضي الله عنهما શવ્વાલ, ઝિલકઅદ અને ઝિલહજ્જને હજના મહિનાઓમાં સામેલ કરતા હતા.'' મેં હઝરત નાફેઅ رضي الله عنهને કહ્યું, ''જો વ્યક્તિ આ હજના મહિનાઓથી પહેલા અહરામ બાંધી લે તો પછી ?'' તો હઝરત નાફેઅ رضي الله عنهએ કહ્યું, ''મેં આ વિશે તેમનાથી કંઈ નથી સાંભળ્યું (કે આવું કરવું પણ જાઈઝ છે). આને શાફઈએ રિવાયત કરેલ છે.[૧૨]

قَالَ ابْنُ عَبَّاسٍ رضي الله عنهما مِنَ السُّنَّةِ اَنْ لَّا يُحْرِمُ الرَّجُلُ بِالْحَجِّ اِلَّا فِيْ اَشْهُرِ الْحَجِّ ۔

(رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما ફરમાવે છે કે, ''સુન્નત એ છે કે વ્યક્તિ હજનો અહરામ હજના મહિનાઓમાં જ બાંધે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧૩]

૧૨. મુન્તકીયુલ અખબાર, કિતાબુલ હજ, પ્રકરણ : મા જાઅ ફી અશહરુલ હજ.

૧૩. કિતાબુલ હજ, પ્રકરણ : અલ્લાહ તઆલા ફરમાવે છે - (اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمَاتٌ اِلٰى قَوْلِهٖ فِى الْحَجِّ...)

# اَنْوَاعُ الْاِحْرَامِ

# અહરામના પ્રકારો

**મસ્લા - ૫૯ : અહરામના પ્રકારો નીચે મુજબ છે :**

૧) **ઉમરા** : આમાં માત્ર ઉમરાની નિયતથી અહરામ બાંધવામાં આવે છે.

૨) **હજ્જે ઈફરાદ** : આમાં માત્ર હજની નિયતથી અહરામ બાંધવામાં આવે છે.

૩) **હજ્જે કિરાન** : આમાં ઉમરા અને હજ બંનેની નિયતથી એકત્ર અહરામ બાંધવામાં આવે છે અને હજ પૂરી થયા પછી ખોલવામાં આવે છે.

૪) **હજ્જે તમત્તોઅ** : આમાં પહેલા ઉમરાની નિયતથી અહરામ બાંધવામાં આવે છે અને ઉમરા પૂરા થયા પછી ખોલી નાખવામાં આવે છે. હજના દિવસોમાં પોતાની રોકાવાની જગ્યાએથી જ ફરીથી હજની નિયતથી અહરામ બાંધવામાં આવે છે અને હજ પૂરી થયા પછી ખોલવામાં આવે છે.

عَنْ عَائِشَةَ ﷺ اَنَّهَا قَالَتْ خَرَجْنَا مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ عَامَ حَجَّةِ الْوَدَاعِ فَمِنَّا مَنْ اَهَلَّ بِعُمْرَةٍ وَ مِنَّا مَنْ اَهَلَّ بِحَجٍّ وَ عُمْرَةٍ وَ مِنَّا مَنْ اَهَلَّ بِالْحَجِّ وَ اَهَلَّ رَسُوْلُ اللّٰهِ ﷺ بِالْحَجِّ فَاَمَّا مَنْ اَهَلَّ بِعُمْرَةٍ فَحَلَّ وَ اَمَّا مَنْ اَهَلَّ بِحَجٍّ اَوْ جَمَعَ الْحَجَّ وَ الْعُمْرَةَ فَلَمْ يَحِلُّوْا حَتّٰى كَانَ يَوْمُ النَّحْرِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે અમે હજ્જતુલ વિદાઅના વર્ષે રસૂલુલ્લાહ ﷺની સાથે (હજ માટે) નીકળ્યા. અમારામાંથી અમુક લોકોએ ઉમરાનો અહરામ બાંધ્યો અને અમુકે હજ અને ઉમરા બંનેનો (અર્થાત્ હજ્જે કિરાનનો), અમુકે માત્ર હજનો (અર્થાત્ હજ્જે ઈફરાદનો) અને નબી અકરમ ﷺએ હજનો અહરામ બાંધ્યો હતો. આમ, જેમણે ઉમરાનો અહરામ બાંધ્યો હતો તેઓ (ઉમરા કર્યા પછી) હલાલ થઈ ગયા (એટલે કે અહરામ ખોલી નાખ્યો), જેમણે માત્ર હજનો અહરામ બાંધ્યો હતો અથવા હજ અને ઉમરા બંનેનો અહરામ બાંધ્યો હતો તેઓ કુરબાનીના દિવસ સુધી અહરામમાં જ રહ્યા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

૧. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વ જવહુલ અહરામ.

**સ્પષ્ટીકરણ :** હજે તમત્તોઅવાળો વ્યક્તિ જો હજના મહિનાઓમાં (શવ્વાલ અથવા ઝિલકઅદ)માં ઉમરા અદા કર્યા પછી પોતાના શહેર દા.ત. જિદ્દાહ, રિયાધ વગેરે અથવા પોતાના દેશ દા.ત. પાકિસ્તાન, ભારત વગેરે પાછો ફરી જાય અને હજના દિવસોમાં આવીને માત્ર હજ કરી લે, તો તેની હજે તમત્તોઅ સાચી નહીં હોય. હજે તમત્તોઅ માટે ઘરથી નીકળ્યા પછી એક જ સફરમાં ઉમરા અને હજ અદા કરવું જરૂરી છે.

**<u>મસ્લા - ૬૦ :</u> હજે કિરાનનો અહરામ બાંધવા માટે કુરબાનીનું જાનવર સાથે લઈ જવું મસનૂન છે.**

**<u>મસ્લા - ૬૧ :</u> જે લોકો કુરબાનીનું જાનવર મક્કા સાથે લઈને ન જાય તેમના માટે હજે તમત્તોઅનો અહરામ બાંધવો મસનૂન છે.**

عَنْ اسمَا بِنْتِ اَبِي بَكْرٍ رضي الله عنها قَالَتْ خَرَجْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ مُحْرِمِيْنَ فَقَالَ النَّبِيُّ ﷺ مَنْ كَانَ مَعَهُ هَدْيٌ فَلْيُقِمْ عَلٰى اِحْرَامِهٖ وَمَنْ لَّمْ يَكُنْ مَّعَهُ هَدْيٌ فَلْيُحْلِلْ قَالَتْ فَلَمْ يَكُنْ مَعِيَ هَدْيٌ فَاَحْلَلْتُ وَ كَانَ مَعَ الزُّبَيْرِ هَدْيٌ فَلَمْ يَحِلَّ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર رضي الله عنها ફરમાવે છે કે અમે અહરામની હાલતમાં નબી અકરમ ﷺની સાથે (હજ માટે) નીકળ્યા. નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જેના સાથે કુરબાનીનું જાનવર છે તે (ઉમરા અદા કર્યા પછી) અહરામમાં જ રહે અને જેના સાથે કુરબાનીનું જાનવર નથી તે અહરામ ઉતારી નાખે.'' હઝરત અસ્મા رضي الله عنها ફરમાવે છે, ''મારા સાથે કુરબાનીનું જાનવર ન હતું, તેથી મેં અહરામ ખોલી નાખ્યો.'' હઝરત ઝુબૈર رضي الله عنه (હજરત અસ્મા رضي الله عنهાના પતિ)ની સાથે કુરબાનીનું જાનવર હતું, તેથી તેઓ અહરામમાં જ રહ્યા.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

عَنْ جَابِرٍ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ سَاقَ هَدْيًا فِيْ حَجِّهٖ. (رَوَاهُ النَّسَائِيُّ)

હઝરત જાબિર رضي الله عنهથી રિવાયત છે કે નબી અકરમ ﷺ હજમાં પોતાની કુરબાની મદીનાથી સાથે લઈને ગયા હતા. આને નસાઈએ રિવાયત કરેલ છે.[૩]

**સ્પષ્ટીકરણ :** સાઉદી અરબના જુદા-જુદા શહેરોમાં હજથી અઠવાડિયા-દસ દિવસ પહેલા કુરબાની માટે વહેંચવામાં આવતી કૂપનો જો પોતાના શહેરથી ખરીદીને મક્કા મુકર્રમાનો

૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફસખુલ હજ.
૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : સવકુલ હદી.

સફર કરવામાં આવે તો તે કુરબાનીનો વિકલ્પ બની શકે છે અને હાજી હજે કિરાનનો અહરામ બાંધી શકે છે. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

**<u>મસ્લા - ૬૨ :</u> નબી અકરમ ﷺએ હજે કિરાનનો અહરામ બાંધ્યો હતો.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ اَخْبَرَنِىْ اَبُوْ طَلْحَةَ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَرَنَ الْحَجَّ وَالْعُمْرَةَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત ઈબ્ને અબ્બાસ رضي الله عنهماએ કહ્યું કે મને હઝરત અબૂ તલ્હા رضي الله عنهએ બતાવ્યું કે રસૂલુલ્લાહ ﷺએ હજ અને ઉમરા મેળવીને અદા કર્યા. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૪]

عَنْ اَنَسٍ رضي الله عنه قَالَ سَمِعْتُ النَّبِيَّ ﷺ يَقُوْلُ : لَبَّيْكَ بِعُمْرَةٍ وَ حَجَّةٍ. (رَوَاهُ التِّرْمِذِيُّ)

હઝરત અનસ رضي الله عنهથી રિવાયત છે કે મેં નબી અકરમ ﷺને એવું ફરમાવતા સાંભળ્યા કે ''હું ઉમરા અને હજ માટે હાજર છું.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૫]

**<u>મસ્લા - ૬૩ :</u> જે હાજી કુરબાનીનું જાનવર પોતાના રહેઠાણથી મક્કા લઈ જાય તે માત્ર હજે કિરાન જ અદા કરી શકે છે.**

**<u>મસ્લા - ૬૪ :</u> હજે તમત્તોઅનો અહરામ બાંધવો અફઝલ છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها اَنَّهَا قَالَتْ قَدِمَ رَسُوْلُ اللّٰهِ ﷺ لِاَرْبَعٍ مَضَيْنَ مِنْ ذِى الْحِجَّةِ اَوْ خَمْسٍ فَدَخَلَ عَلَيَّ وَ هُوَ غَضْبَانُ، فَقُلْتُ مَنْ اَغْضَبَكَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ ؟ اَدْخَلَهُ اللّٰهُ النَّارَ. قَالَ اَوَ مَا شَعَرْتِ اَنِّىْ اَمَرْتُ النَّاسَ بِاَمْرٍ فَاِذَا هُمْ يَتَرَدَّدُوْنَ، قَالَ الْحَكَمُ : كَاَنَّهُمْ يَتَرَدَّدُوْنَ اَحْسِبُ، وَ لَوْ اَنِّىْ اسْتَقْبَلْتُ مِنْ اَمْرِىْ مَا اسْتَدْبَرْتُ مَا سُقْتُ الْهَدْىَ مَعِىْ حَتّٰى اَشْتَرِيَهُ ثُمَّ اَحِلُّ كَمَا حَلُّوْا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા رضي الله عنها ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ ઝિલહજ્જની ચોથી કે પાંચમી તારીખે મક્કા પહોંચ્યા અને ગુસ્સાની હાલતમાં મારી પાસે તશરીફ લાવ્યા. મેં અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ ! અલ્લાહ તેને આગમાં નાખે જેણે આપ ﷺને

૪. કિતાબુલ હજ, પ્રકરણ : મન કરનલ હજ વલ ઉમરહ.

૫. કિતાબુલ હજ, પ્રકરણ : અલજમઅ બૈનુલ હજ વલ ઉમરહ.

ગુસ્સે કર્યા છે.'' રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''તમને ખબર નથી કે મેં લોકોને એક વાતનો આદેશ આપ્યો હતો અને તેઓ તેના પાલનમાં આનાકાની કરી રહ્યા છે.'' (હદીસના એક રાવી) હકમ કહે છે કે મારો ખ્યાલ છે કે રસૂલ ﷺએ આમ ફરમાવ્યું, ''જાણે કે લોકો આનાકાની કરી રહ્યા છે.'' પછી આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''જો હું અગાઉથી એ વાત જાણતો જે મને પાછળથી ખબર પડી છે, તો કુરબાનીનું જાનવર (મદીનાથી) પોતાની સાથે ન લાવતો અને (અહીં મક્કાથી) જ ખરીદી લેતો, પછી જે રીતે લોકોએ (ઉમરા અદા કર્યા પછી તમત્તોઅ માટે) અહરામ ખોલ્યો એ જ રીતે હું પણ ખોલી નાખતો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૬]

૬. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વ જવહુલ અહરામ ઈન્નહૂ...

# فَسۡخُ الۡحَجِّ اِلٰی الۡعُمۡرَۃِ

# હજની નિયતને ઉમરામાં બદલવું

**મસ્લા - ૬૫ : મીકાતથી હજ્જે ઈફરાદ અથવા હજ્જે કિરાનની નિયતથી અહરામ બાંધવાવાળો વ્યક્તિ મક્કા મુકર્રમા પહોંચ્યા પહેલા અથવા મક્કા મુકર્રમા પહોંચ્યા પછી હજ્જે તમત્તોઅ કરવા માગે તો પોતાની નિયત બદલી શકે છે અને હજના અહરામને ઉમરાના અહરામમાં બદલી શકે છે.**

**મસ્લા - ૬૬ : જો હજ્જે કિરાન અદા કરવાવાળો વ્યક્તિ પોતાની સાથે કુરબાનીનું જાનવર મક્કા મુકર્રમા લઈને આવ્યો હોય તો તે હજની નિયત ઉમરામાં બદલી નથી શકતો.**

عَنۡ جَابِرِ بۡنِ عَبۡدِ اللّٰهِ ﷺ قَالَ قَدِمۡنَا مَعَ رَسُوۡلِ اللّٰهِ ﷺ مُهِلِّيۡنَ بِالۡحَجِّ فَاَمَرَنَا رَسُوۡلُ اللّٰهِ ﷺ اَنۡ نَّجۡعَلَهَا عُمۡرَةً وَّ نَحِلَّ قَالَ : وَ كَانَ مَعَهُ الۡهَدۡىُ فَلَمۡ يَسۡتَطِعۡ اَنۡ يَّجۡعَلَهَا عُمۡرَةً. (رَوَاهُ مُسۡلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺથી રિવાયત છે કે અમે રસૂલુલ્લાહ ﷺની સાથે હજની લબ્બૈક પોકારતા (મક્કા મુકર્રમા)આવ્યા. અમને આપ ﷺએ આદેશ આપ્યો, ''પોતાની હજને ઉમરા બનાવી લો અને હલાલ થઈ જાઓ (અર્થાત્ અહરામ ઉતારી નાખો).'' રાવી કહે છે કે રસૂલે અકરમ ﷺની સાથે કુરબાનીનું જાનવર હતું (જે આપ ﷺ મદીનાથી પોતાની સાથે લાવ્યા હતા) તેથી આપ ﷺ પોતાની હજ (કિરાન)ને ઉમરામાં બદલી ન શક્યા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

**મસ્લા - ૬૭ : મીકાતથી ઉમરાની નિયતથી અહરામ બાંધવાવાળા વ્યક્તિનું ઉમરાની નિયતને હજની નિયતમાં બદલવું સુન્નતથી સાબિત નથી.**

૧. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વ જવહુલ અહરામ.

# أَحْكَامُ الْإِحْرَامِ

# અહરામના મસાઈલ

**<u>મસ્લા - ૬૮ :</u> ઉમરા કે હજ માટે અહરામ બાંધવું ફર્ઝ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૪૭ / ૫૩ માં જુઓ.

**<u>મસ્લા - ૬૯ :</u> અહરામના પોશાકમાં તહબંદ (શરીરના નીચેના ભાગે પહેરાતી ચાદર), ચાદર અને પગરખા (જૂતા જે ઘૂંટીથી નીચે સુધી હોય) સામેલ છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما فِيْ حَدِيْثٍ لَهُ عَنِ النَّبِيِّ ﷺ قَالَ وَلْيُحْرِمْ اَحَدُكُمْ فِيْ اِزَارٍ وَّرِدَاءٍ وَ نَعْلَيْنِ فَاِنْ لَّمْ يَجِدْ نَعْلَيْنِ فَلْيَلْبَسْ خُفَّيْنِ وَلْيَقْطَعْهُمَا اَسْفَلَ مِنَ الْكَعْبَيْنِ. (رَوَاهُ اَحْمَدُ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما થી રિવાયત છે કે નબી અકરમ ﷺ એ ફરમાવ્યું, ''તમારે તહબંદ, ચાદર અને પગરખામાં અહરામ બાંધવો જોઈએ. જો પગરખા ન હોય તો મોજા પહેરી લો, પણ તેને ઘૂંટીથી નીચે સુધી કાપી નાખો. આને અહમદે રિવાયત કરેલ છે.[૧]

**<u>મસ્લા - ૭૦ :</u> જો મુહરિમ (અહરામ બાંધનાર)ને અહરામ બાંધવા માટે તહબંદ ન મળી શકે તો પાયજામા (લેંઘા)નો ઉપયોગ કરી શકે છે અને જો ઘૂંટીથી નીચે સુધીના પગરખા ન મળે તો સામાન્ય પગરખાનો પણ ઉપયોગ કરી શકે છે.**

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ قَالَ رَسُوْلُ اللهِ ﷺ مَنْ لَّمْ يَجِدْ نَعْلَيْنِ فَلْيَلْبَسْ خُفَّيْنِ وَ مَنْ لَّمْ يَجِدْ اِزَارًا فَلْيَلْبَسْ سَرَاوِيْلَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''જેને (અહરામ બાંધવા માટે) પગરખા ન મળે તે મોજા પહેરી લે અને જેને તહબંદ ન મળી શકે તે પાયજામો પહેરી લે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

---

૧. મુંતકિયુલ અખબાર, કિતાબુલ હજ, પ્રકરણ : મા યસનઅ મિન અરાદુલ ઈહરામ.
૨. કિતાબુલ હજ, પ્રકરણ : મા યુબાહ લિલમુહરિમ બ-હજ અવ ઉમરહ.

**<u>મસ્લા - ૭૧ :</u> જો મુહરિમ ભૂલથી કે અજાણતામાં સીવેલા કપડાં પહેરી લે અથવા માથું કપડાથી ઢાંકી લે અથવા ખુશ્બૂનો ઉપયોગ કરી લે અથવા નખ કાપે અથવા વાળ કાપે તો તેના પર કોઈ ફિદયા કે દમ નથી. અલબત્ત, યાદ આવતાં જ અથવા જાણ થઈ જતાં જ આ કામથી રોકાઈ જવું જરૂરી છે.**

عَنْ يَعْلَى رضي الله عنه قَالَ اَتَى النَّبِيَّ ﷺ رَجُلٌ وَهُوَ بِالْجِعْرَانَةِ وَ اَنَا عِنْدَ النَّبِيِّ ﷺ وَ عَلَيْهِ مُقَطَّعَاتٌ يَعْنِيْ جُبَّةٌ وَهُوَ مُتَضَمِّخٌ بِالْخَلُوْقِ، فَقَالَ اِنِّيْ اَحْرَمْتُ بِالْعُمْرَةِ وَعَلَيَّ هٰذَا وَاَنَا مُتَضَمِّخٌ بِالْخَلُوْقِ، فَقَالَ لَهُ النَّبِيُّ ﷺ : مَا كُنْتَ صَانِعًا فِيْ حَجِّكَ، قَالَ : اَنْزِعُ عَنِّيْ هٰذِهِ الثِّيَابَ وَاَغْسِلُ عَنِّيْ هٰذَا الْخَلُوْقَ، فَقَالَ لَهُ النَّبِيُّ ﷺ : مَا كُنْتَ صَانِعًا فِيْ حَجِّكَ فَاصْنَعْهُ فِيْ عُمْرَتِكَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત યઅ્લા رضي الله عنه કહે છે કે જ્યારે આપ ﷺ જઅરાનામાં હતા તો એક માણસ સેવામાં હાજર થયો અને હું તે વખતે આપ ﷺની પાસે હતો. તે માણસે ઝભ્ભો પહેર્યો હતો અને તેમાં ખુશ્બૂ પણ લગાવેલી હતી. તેણે અરજ કરી, ''મેં ઉમરાનો અહરામ બાંધ્યો છે અને મેં ઝભ્ભો પહેરી રાખ્યો છે, જેના પર ખુશ્બૂ લગાવેલી છે.'' આપ ﷺએ તેને પૂછ્યું, ''(જો તમે હજ કરવા માગતા તો) હજમાં શું કરતા ?'' તેણે અરજ કરી, ''હું આ કપડાં ઉતારી દેતો અને ખુશ્બૂ ધોઈ નાખતો.'' આપ ﷺએ ફરમાવ્યું, ''જે કંઈ હજમાં કરો છો એ જ ઉમરામાં કરો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૩]

**<u>મસ્લા - ૭૨ :</u> માસિક-ધર્મની હાલતમાં ઉમરા કે હજ માટે આવનારી સ્ત્રીઓએ પણ મીકાતથી અહરામ બાંધવો જોઈએ.**

**<u>મસ્લા - ૭૩ :</u> જો બીમારીનો ભય ન હોય, તો માસિક-ધર્મવાળી કે નિફાસવાળી સ્ત્રીઓએ અહરામ બાંધતા પહેલા ગુસ્લ કરવું જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૯૦ માં જુઓ.

**<u>મસ્લા - ૭૪ :</u> સ્ત્રીઓનો અહરામ એ જ પોશાક છે જેનો તેઓ રોજિંદા જીવનમાં ઉપયોગ કરે છે. તેમના માટે કોઈ વિશિષ્ટ પોશાક બનાવવો સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૭૫ :</u> અહરામ બાંધતી વખતે સ્ત્રીઓના માથના વાળને બાંધવા અથવા વાળને બાંધવા માટે વિશેષ કપડું સીવડાવવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૭૬ :</u> અહરામ માટે રંગીન કપડાંનો ઉપયોગ જાઈઝ છે, પરંતુ સફેદ કપડાંનો ઉપયોગ મુસ્તહબ છે.**

---

૩. કિતાબુલ હજ, પ્રકરણ : મા યુબાહ લિલમુહરિમ બ-હજ અવ ઉમરહ લિબાસુહ.

عَنْ سَمُرَةَ رضي الله عنه عَنِ النَّبِيِّ ﷺ قَالَ : اَلْبَسُوْا مِنْ ثِيَابِكُمُ الْبَيَاضَ فَإِنَّهَا اَطْهَرُ وَ اَطْيَبُ وَ كَفِّنُوْا فِيْهَا مَوْتَاكُمْ ۔ (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત સમરહ رضي الله عنهની રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''સફેદ કપડાં પહેરવાનું રાખો, આ સૌથી વધારે સારું અને પસંદ કરવામાં આવેલ છે અને આ જ કપડાંમાં પોતાના પુરુષોને કફન આપવાનું રાખો.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૪)

**<u>મસ્લા - ૭૭</u>: એવી ચાદર જેના પર ખુશ્બૂ લાગેલી હોય, તેનો અહરામ માટે ઉપયોગ કરવો જાઈઝ નથી.**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رضي الله عنهما اَنَّهُمَا اَنَّهُ قَالَ نَهٰى رَسُوْلُ اللّٰهِ ﷺ اَنْ يَّلْبَسَ الْمُحْرِمُ ثَوْبًا مَصْبُوْغًا بِوَرْسٍ اَوْ زَعْفَرَانٍ ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ અહરામ પહેરવાવાળાને વરસ (એક મીઠો છોડ જેનો ઉપયોગ કાપડને પીળા કલરની ડાઈ માટે કરવામાં આવે છે) અને જાફરાન (Saffron, કેસરી ભગવા રંગ)માં રંગેલી ચાદરોના ઉપયોગની મનાઈ કરેલ છે.(૫)

**<u>મસ્લા - ૭૮</u>: અહરામ બાંધવા માટે ગુસ્લ કરવું મસનૂન છે.**

عَنْ زَيْدِ بْنِ ثَابِتٍ رضي الله عنه عَنْ اَبِيْهِ اَنَّهُ رَاَى النَّبِيَّ ﷺ تَجَرَّدَ لِاِهْلَالِهِ وَاغْتَسَلَ ۔

(رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત ઝૈદ બિન સાબિત رضي الله عنهથી રિવાયત છે કે તેમણે જોયું કે નબી અકરમ ﷺઅહરામ બાંધવા માટે જુદા પડ્યા અને ગુસ્લ કર્યું. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૬)

**<u>મસ્લા - ૭૯</u>: અહરામ બાંધતા પહેલા પુરુષોનું ખુશ્બૂ લગાવવું સુન્નત છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ كُنْتُ اُطَيِّبُ رَسُوْلَ اللّٰهِ ﷺ بِاَطْيَبِ مَا اَقْدِرُ عَلَيْهِ قَبْلَ اَنْ يُحْرِمَ ثُمَّ يُحْرِمُ ۔ (رَوَاهُ مُسْلِمٌ)

---

૪. કિતાબુલ ઝીન્નહ, પ્રકરણ : અલ-અમ્ર યલબિસુલ બૈઝ મિનલ સિયાબ.

૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : મા યલબિસુલ મુહરિમ મિનલ સિયાબ.

૬. કિતાબુલ હજ, પ્રકરણ : અલ ઈગ્તિસાલ ઈન્દલ ઈહરામ.

હઝરત આઈશા ﵂ ફરમાવે છે કે હું રસૂલુલ્લાહ ﷺને અહરામ બાંધતા પહેલા સારી રીતે ખુશ્બૂ લગાવતી હતી. પછી આપ ﷺ અહરામ બાંધતા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૭)

**મસ્લા - ૮૦ : ફર્ઝ નમાઝ અદા કરીને અહરામ બાંધવો મુસ્તહબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﵄ قَالَ صَلّٰى رَسُوْلُ اللّٰهِ ﷺ اَلظُّهْرَ بِذِی الْحُلَيْفَةِ ثُمَّ دَعَا بِنَاقَتِهٖ فَاَشْعَرَهَا فِیْ صَفْحَةِ سَنَامِهَا الْاَيْمَنَ وَ سَلَتَ الدَّمَ وَ قَلَّدَهَا نَعْلَيْنِ ثُمَّ رَكِبَ رَاحِلَتَهٗ فَلَمَّا اسْتَوَتْ بِهٖ عَلَى الْبَيْدَاءِ اَهَلَّ بِالْحَجِّ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﵄થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ (ઝુહ્રની) નમાઝ ઝુલ હુલૈફામાં અદા કરી, પોતાની કુરબાની (ઊંટણી) માગી, તેના પાછળના ભાગે જમણી બાજુ એક ઈજા કરી, લોહી સાફ કર્યું અને તેના ગળામાં બે પગરખાનો હાર નાખ્યો, પછી પોતાની સવારી (વાળી ઊંટણી) પર સવાર થયા. જ્યારે ઊંટણી બૈદાઅ (નામના સ્થળ) પર સીધી ઊભી થઈ ગઈ તો હજ માટે તલબિયા પોકારી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૮)

**મસ્લા - ૮૧ : અહરામ બાંધવા માટે બે નફિલ અદા કરવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૮૨ : અહરામ બાંધતા પહેલા હજ અને ઉમરા બંનેની નિયત કરવા માટે નીચે મુજબ દર્શાવેલ શબ્દો કહેવા મસનૂન છે.**

عَنْ اَنَسٍ ﵁ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يُلَبِّیْ بِالْحَجِّ وَالْعُمْرَةِ جَمِيْعًا يَقُوْلُ : لَبَّيْكَ عُمْرَةً وَ حَجًّا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અનસ ﵁થી રિવાયત છે કે મેં નબી અકરમ ﷺને હજ અને ઉમરા બંને માટે તલબિયા પોકારતા સાંભળ્યા છે. આપ ફરમાવતા હતા - لَبَّيْكَ عُمْرَةً وَ حَجًّا. (**લબ્બૈક ઉમરતુન વ હજ્જા**) (હું હાજર છું હે અલ્લાહ ! ઉમરા અને હજ માટે).(૯)

**મસ્લા - ૮૩ : ઉમરાના તવાફમાં અહરામની ચાદર જમણા ખભાથી કાઢીને ડાબા પર નાખી દેવી મસનૂન છે. આને 'ઈઝ્તિબાઅ' કહે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૫૩ / ૧૬૩ માં જુઓ.

---

૭. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તહબાબુલ તય્યબ કબ્લલ ઈહરામ.
૮. કિતાબુલ હજ, પ્રકરણ : અશ્આરુલ બદન વ તકલીદહ ઈન્દલ ઈહરામ.
૯. કિતાબુલ હજ, પ્રકરણ : ફીલ ઈફરાદ વલ કિરાન.

**મસ્લા - ૮૪ : અહરામની હાલતમાં ઈઝ્તિબાઅ માત્ર ઉમરાના તવાફ માટે વિશિષ્ટ છે. સામાન્ય સ્થિતિમાં વિશેષ રૂપે નમાઝ વખતે બંને ખભા અહરામની ચાદરથી ઢાંકવા જરૂરી છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضی اللہ عنہ قَالَ النَّبِيُّ ﷺ لَا يُصَلِّيْ اَحَدُكُمْ فِي الثَّوْبِ الْوَاحِدِ لَيْسَ عَلٰى عَاتِقَيْهِ شَيْءٌ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા رضی اللہ عنہ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''તમારામાંથી કોઈ વ્યક્તિ એક કપડામાં એ રીતે નમાઝ ન પઢે કે તેના ખભા પર કોઈ વસ્તુ ન હોય.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૦)

**મસ્લા - ૮૫ : અહરામ બાંધ્યા પછી તલબિયા કહેવું સુન્નત છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૨૭ માં જુઓ.

**મસ્લા - ૮૬ : મીકાતથી પહેલા અહરામ બાંધવો જાઈઝ છે, પરંતુ મીકાત પર પહોંચીને અહરામ બાંધવો અફઝલ (શ્રેષ્ઠ) છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૫૧ માં જુઓ.

**મસ્લા - ૮૭ : મીકાતથી પહેલા અહરામ બાંધવાની સ્થિતિમાં અહરામની નિયત અને તલબિયા કહેવાનું મીકાત પર પહોંચીને શરૂ કરવું જોઈએ.**

عَنْ عُمَرَ بْنِ خَطَّابٍ رضی اللہ عنہ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ : اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہ કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે, ''આ'માલ (આચરણ કે કાર્યોના અજ્ર અને સવાબ)નો આધાર નિયતો પર છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૧)

**સ્પષ્ટીકરણ :** અહરામની પાબંદીઓ ત્યાંથી જ શરૂ થશે જ્યાંથી અહરામની નિયત કરવામાં આવે.

**મસ્લા - ૮૮ : અહરામ બાંધવાની સ્થિતિમાં કોઈ અડચણ આવી જવાના કારણે ઉમરા કે હજ અદા ન કરી શકવાની સ્થિતિમાં હાજી અથવા મુઅતમિર (ઉમરા**

---

૧૦. કિતાબુસ્સલાત, પ્રકરણ : અઝા સલા ફીલ ગવબ અલ વાહિદ.
૧૧. કિતાબ બિદ્અ અલ-વહ્યુ ઈલા રસૂલિલ્લાહ ﷺ.

**કરવાવાળા)એ એક જાનવર ઝબેહ કરીને અહરામ ખોલી નાખવો જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૨૨ માં જુઓ.

<u>મસ્લા - ૮૯ :</u> **જો કોઈ વ્યક્તિને બીમારી કે માથાની તકલીફના કારણે યવ્મે નહ્ર (કુરબાનીના દિવસ)થી પહેલા અહરામ ખોલી નાખવો પડે તો ત્રણ રોઝા રાખવા જોઈએ અથવા છ ગરીબોને ભોજન કરાવવું જોઈએ અથવા એક બકરી ઝબેહ કરવી જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૧ માં જુઓ.

<u>મસ્લા - ૯૦ :</u> **શરતી અહરામ બાંધવા પર કોઈ દમ કે ફિદયા નથી.**

# مُبَاحَاتُ الْاِحْرَامِ

# અહરામની હાલતમાં જાઈઝ કાર્યો

<u>મસ્લા - ૯૧ :</u> **અહરામની હાલતમાં માથું ધોવું, માથું દબાવવું-ઘસવું અને ગુસ્લ (સ્નાન) કરવું જાઈઝ છે.**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَبَّاسٍ وَالْمِسْوَرَ بْنِ مَخْرَمَةَ رضی اللہ عنہ اَنَّهُمَا اخْتَلَفَا بِالْاَبْوَاءِ فَقَالَ عَبْدِ اللّٰهِ بْنُ عَبَّاسٍ يَغْسِلُ الْمُحْرِمُ رَأْسَهُ وَقَالَ الْمِسْوَرُ لَا يَغْسِلُ الْمُحْرِمُ رَأْسَهُ فَارْسَلَنِيْ بْنُ عَبَّاسٍ اِلٰى اَبِيْ اَيُّوْبَ الْاَنْصَارِيِّ رضی اللہ عنہ اَسَالُهُ عَنْ ذٰلِكَ فَوَجَدْتُّهُ يَغْتَسِلُ بَيْنَ الْقَرْنَيْنِ وَهُوَ يَسْتَتِرُ بِثَوْبٍ قَالَفَسَلَّمْتُ عَلَيْهِ فَقَالَ مَنْ هٰذَا ؟ فَقُلْتُ اَنَا عَبْدُ اللّٰهِ بْنِ حُنَيْنٍ اَرْسَلَنِيْ اِلَيْكَ عَبْدُ اللّٰهِ ابْنُ عَبَّاسٍ اَسْاَلُكَ كَيْفَ كَانَ. رَسُوْلُ اللّٰهِ ﷺ يَغْسِلُ رَأْسَهُ وَهُوَ مُحْرِمٌ ؟ فَوَضَعَ اَبُوْ اَيُّوْبَ (رضی اللہ عنہ) يَدَهُ عَلَى الثَّوْبِ فَطَأْطَأَهُ حَتّٰى بَدَالِيْ رَأْسُهُ ثُمَّ قَالَ لِاِنْسَانٍ يَصُبُّ اصْبُبْ فَصَبَّ عَلٰى رَأْسِهٖ ثُمَّ حَرَّكَ رَأْسَهُ بِيَدَيْهِ فَاَقْبَلَ بِهِمَا وَ اَدْبَرَ ثُمَّ قَالَ هٰكَذَا رَأَيْتُهُ ﷺ يَفْعَلُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہ અને હઝરત મિસવર બિન મખરમા رضی اللہ عنہમાં અબવા નામના સ્થળે તકરાર થઈ. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہ એ કહેતા હતા કે મુહરિમ માથું ધોઈ શકે છે અને હઝરત મિસવર رضی اللہ عنہ કહેતા હતા કે નથી ધોઈ શકતો. હઝરત મિસવર બિન મખરમા رضی اللہ عنہએ કહ્યું કે મને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہએ મને હઝરત અબૂ ઐયુબ رضی اللہ عنہની પાસે મોકલ્યો કે તેમનાથી આ મામલો પૂછું. મેં તેમને કૂવાની બે લાકડીઓની વચ્ચે ગુસ્લ કરતા જોયા. તેમણે એક કપડાથી પરદો કર્યો હતો. મેં અસ્સલામુ અલયકુમ કહ્યું, તો તેમણે પૂછ્યું, ''કોણ છે ?''મેં કહ્યું, ''હું અબ્દુલ્લાહ બિન હુનૈન છું, અને અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہએ મોકલ્યો છે કે આપથી પૂછું કે રસૂલ અકરમ ﷺ અહરામમાં કેવી રીતે માથું ધોતા હતા ?'' હઝરત અબૂ ઐયુબ رضی اللہ عنہએ પોતાના બંને હાથ કપડા પર મૂક્યા અને માથું નમાવ્યું, ત્યાં સુધી કે મને દેખાયું અને એ માણસથી કહ્યું જે તેમના પર પાણી નાખતો હતો કે પાણી નાખો, પછી તેમણે માથાને હલાવ્યું અને પોતાના હાથથી આગળ-પાછળ કર્યું. પછી તેમણે કહ્યું, ''મેં નબી અકરમ ﷺને આ જ રીતે કરતા જોયા છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

૧. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ ગુસ્લ અલમુહરિમ વ રાસિહી.

**સ્પષ્ટીકરણ :** હાથ-મોઢું સાફ કરવા અથવા ગુસ્લ કરવા માટે એવા સાબુનો ઉપયોગ કરી શકાય છે, જેમાં ખુશ્બૂ ન હોય.

**<u>મસ્લા - ૯૨ :</u> અહરામની હાલતમાં આંખોના ઈલાજ માટે સુરમો અથવા કોઈ દવા નાખવી જાઈઝ છે, શરત એ છે કે તેમાં ખુશ્બૂ ન હોય.**

عَنْ عُثْمَانَ رضي الله عنه حَدَّثَ عَنْ رَسُوْلِ اللهِ ﷺ فِي الرَّجُلِ إِذَا اشْتَكَى عَيْنَيْهِ وَهُوَ مُحْرِمٌ ضَمَّدَهُمَا بِالصَّبِرِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત ઉસ્માન رضي الله عنهથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺએ અહરામની હાલતમાં, જેમની આંખોમાં તકલીફ હોય તેમના વિશે ઈરશાદ ફરમાવ્યો કે, ''તે પોતાની આંખો પર 'એલોવ્સ' (એક એવી વનસ્પતિનો રસ જેના પાંદડા જાડા, રસવાળા હોય છે, આનું વૈજ્ઞાનિક નામ એલોવીરા છે, અર્થાત્ કુંવારપાઠાનો રસ)નો લેપ કરે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

قَالَ عَبْدِ اللهِ بْنِ عَبَّاسٍ رضي الله عنهما يَكْتَحِلُ الْمُحْرِمُ بِأَيِّ كُحْلٍ إِذَا رَمَدَ مَالَمْ يَكْتَحِلْ بِطِيْبٍ وَمِنْ غَيْرِ رَمَدٍ ذَكَرَهُ فِيْ فِقْهِ السُّنَّةِ.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما ફરમાવે છે કે મુહરિમ જે સુરમો ઈચ્છે તેનો ઉપયોગ કરી શકે છે, ચાહે આંખો દુખતી હોય કે ન દુખતી હોય, શરત એ છે કે સુરમામાં ખુશ્બૂ ન હોય. આ રિવાયત 'ફિકહુસ્સુન્નહ'માં છે.(૩)

**<u>મસ્લા - ૯૩ :</u> અહરામની હાલતમાં ઈલાજના રૂપમાં શરીરના કોઈ ભાગમાંથી લોહી કઢાવવું અને મલમપટ્ટી કરાવવી જાઈઝ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما أَنَّ النَّبِيَّ ﷺ احْتَجَمَ وَهُوَ مُحْرِمٌ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ અહરામની હાલતમાં 'પૂછના' લગાવ્યા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૪)

(પૂછના લગાવવું : ઈલાજ માટે સોઈ, બ્લેડ કે અસ્ત્રાથી શરીરના કોઈ ભાગથી લોહી કાઢવાને 'પૂછના લગાવવું' કહે છે.)

---

૨. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ મદાવાતુલ મુહરિમ ઐનિહી.
૩. કિતાબુલ હજ, પ્રકરણ : મા યુબાહા લિલ મુહરિમ.
૪. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝુલ હજામતુલ મુહરિમ.

**મસ્લા - ૯૪ : અહરામની હાલતમાં એવું તેલ અને સાબુનો ઉપયોગ કરવો જાઈઝ છે, જેમાં ખુશ્બૂ ન હોય.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ اَنَّهُ ادَّهَنَ بِزَيْتٍ غَيْرِ مُقَتَّتٍ وَهُوَ مُحْرِمٌ ۔ (رَوَاهُ اَحْمَدُ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما થી રિવાયત છે કે નબી અકરમ ﷺ એ અહરામની હાલતમાં એવા તેલનો ઉપયોગ કર્યો, જેમાં ખુશ્બૂ ન હતી. આને અહમદે રિવાયત કરેલ છે.[૫]

**મસ્લા - ૯૫ : અહરામની હાલતમાં ખુશ્બૂવાળું ફૂલ સૂંઘવું જાઈઝ છે.**

**મસ્લા -૯૬ : અહરામની હાલતમાં વિંટી, પટ્ટી, ચશ્મા અને ઘડિયાળ વગેરેનો ઉપયોગ કરવો જાઈઝ છે.**

**મસ્લા - ૯૭ : ખાવાની અને પીવાની દવાઓ દ્વારા અહરામની હાલતમાં ઈલાજ કરવો જાઈઝ છે.**

قَالَ ابْنُ عَبَّاسٍ رضي الله عنهما يَشَمُّ الْمُحْرِمُ الرَّيْحَانَ وَ يَنْظُرُ فِي الْمِرْآةِ وَ يَتَدَاوٰى بِمَا يَاْكُلُ الزَّيْتَ وَ السَّمْنَ وَ قَالَ عَطَاءٌ يَتَخَتَّمُ وَ يَلْبَسُ الْهِمْيَانَ ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما ફરમાવે છે કે મુહરિમ 'રૈહાન' (તુલસીનું ફૂલ) સૂંઘી શકે છે, દર્પણમાં જોઈ શકે છે અને જે વસ્તુઓને ખાઈ શકે છે, જેમ કે તેલ અને ઘી (વગેરે) તેનો દવાના રૂપમાં ઉપયોગ કરી શકે છે. હઝરત અતા رحمه الله ફરમાવે છે કે મુહરિમ વિંટી પહેરી શકે છે અને પટ્ટી બાંધી શકે છે. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૬]

**મસ્લા - ૯૮ : અહરામની હાલતમાં માથા અને શરીર ખંજવાળવું જાઈઝ છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها سُئِلَتْ عَنِ الْمُحْرِمِ يَحُكُّ جَسَدَهُ قَالَتْ نَعَمْ فَلْيَحْكُكْهُ وَ لْيَشْدُدْ ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઈશા رضي الله عنها થી પૂછવામાં આવ્યું, ''શું મુહરિમ શરીર ખંજવાળી શકે છે ?'' કહ્યું, ''હા, બલ્કે જોરથી ખંજવાળે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૭]

---

૫. શરહુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : મા યહતબુલ મુહરિમ મિનલ લિબાસ.
૬. કિતાબુલ હજ, પ્રકરણ : અત્-તીબ ઈન્દલ ઈહરામ.
૭. ફિકહુસ્સુન્નહ, ભા-૧, પૃ. ૬૮.

**મસ્લા - ૯૯ : અહરામની હાલતમાં તંબુ, છત કે છત્રીથી માથા પર છાંયડો કરવો જાઈઝ છે.**

عَنْ اُمِّ الْحُصَيْنِ رضي الله عنها قَالَتْ : حَجَجْتُ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ حَجَّةَ الْوِدَاعِ فَرَاَيْتُ اُسَامَةَ وَ بِلَالًا وَ اَحَدُهُمَا اٰخِذٌ بِخِطَامِ نَاقَةِ النَّبِيِّ ﷺ وَ الْاٰخَرُ رَافِعٌ ثَوْبَهُ يَسْتُرُهُ مِنَ الْحَرِّ حَتّٰى رَمٰى جَمْرَةَ الْعَقَبَةِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત ઉમ્મે હસીન رضي الله عنها કહે છે કે મેં નબી અકરમ ﷺની સાથે હજ અદા કરી. મેં હઝરત ઉસામા બિન ઝૈદ رضي الله عنه અને હઝરત બિલાલ رضي الله عنهને જોયા કે તેમાંથી એકે નબી અકરમ ﷺની ઊંટણીની લગામ પકડી હતી અને બીજાએ પોતાના કપડાથી આપ ﷺ પર છાંયડો કરી રાખ્યો હતો જેથી આપને ગરમીથી બચાવે, ત્યાં સુધી કે આપ ﷺએ જમરા ઉકબાને કાંકરીઓ મારી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૮)

**મસ્લા - ૧૦૦ : મુહરિમ અહરામની ચાદરો ધોઈ શકે છે, જો બદલવા માગે તો બદલી શકે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૭૧ માં જુઓ.

**મસ્લા - ૧૦૧ : સ્ત્રી અહરામની હાલતમાં ઘરેણાંનો ઉપયોગ કરી શકે છે. ઉપરાંત, રંગીન કપડાં પણ પહેરી શકે છે.**

وَلَمْ تَرَ عَائِشَةُ رضي الله عنها بَأْسًا بِالْحُلِيِّ وَ الثَّوْبِ الْاَسْوَدِ وَ الْمُوَرَّدِ وَ الْخُفِّ لِلْمَرْاَةِ.
(رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઈશા رضي الله عنهاના મતે સ્ત્રી માટે અહરામની હાલતમાં ઘરેણા પહેરવા, કાળા અને ગુલાબી રંગના કપડાં પહેરવા અને મોજા પહેરવામાં કોઈ વાંધો નથી. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૯)

**મસ્લા - ૧૦૨ : અહરામની હાલતમાં બાળકો અથવા નોકરને તાલીમ અને શિષ્ટાચાર શીખવાડવા માટે ઠપકો આપવો/શિક્ષા આપવી જાઈઝ છે.**

عَنْ اَسْمَاءَ بِنْتِ اَبِيْ بَكْرٍ رضي الله عنها قَالَتْ خَرَجْنَا مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ حُجَّاجًا حَتّٰى اِذَا كُنَّا بِالْعَرْجِ نَزَلَ رَسُوْلُ اللّٰهِ ﷺ وَ نَزَلْنَا فَجَلَسَتْ عَائِشَةُ رضي الله عنها اِلٰى جَنْبِ رَسُوْلِ اللّٰهِ ﷺ وَ جَلَسْتُ اِلٰى جَنْبِ اَبِيْ وَ كَانَتْ زِمَالَةُ اَبِيْ بَكْرٍ وَ زِمَالَةُ

૮. સહીહ મુસ્લિમ, કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તહબાબ રમી જમરતુલ ઉકબહ યવ્મુન્-નહ્ર રાકબા.
૯. કિતાબુલ હજ, પ્રકરણ : મા યલબસુલ મુહરિમ મિનલ સિયાબ.

رَسُوْلِ اللّٰهِ ﷺ وَحِدَةً مَعَ غُلَامٍ لِأَبِي بَكْرٍ فَجَلَسَ اَبُوْبَكْرٍ يَنْتَظِرُ اَنْ يَطْلِعَ عَلَيْهِ فَطَلَعَ وَلَيْسَ مَعَهُ بَعِيْرُهُ قَالَ اَيْنَ بَعِيْرَكَ ؟ قَالَ اَضْلَلْتُهُ الْبَارِحَةَ قَالَ : فَقَالَ اَبُوْ بَكْرٍ ﷺ بَعِيْرٌ وَاحِدٌ تُضِلُّهُ قَالَ فَطَفِقَ يَضْرِبُهُ وَرَسُوْلُ اللّٰهِ ﷺ يَتَبَسَّمُ وَيَقُوْلُ اُنْظُرُوْا اِلَى هٰذَا الْمُحْرِمِ مَا يَصْنَعُ ؟ . (رَوَاهُ اَبُوْ دَاوُدَ) حسن

હઝરત અસ્મા બિન્તે અબૂબક્ર ﷺથી રિવાયત છે કે અમે લોકો રસૂલે અકરમ ﷺની સાથે હજ માટે નીકળ્યા. જ્યારે અમે અરજ (નામના સ્થળે) પહોંચ્યા તો રસૂલુલ્લાહ ﷺઅને અમે સૌએ પડાવ નાખ્યો. હઝરત આઇશા ﷺ નબી અકરમ ﷺની પાસે અને હું મારા પિતા (હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺ)ની પાસે બેસી ગયા. હઝરત અબૂબક્ર ﷺ અને રસૂલુલ્લાહ ﷺનો સામાન એક જ ઊંટણી પર હતો અને હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺનો ગુલામ પણ (સામાનની દેખરેખ માટે) સાથે હતો. હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺ (અરજના સ્થળે) બેસીને ગુલામની રાહ જોવા લાગ્યા. જ્યારે તે આવ્યો તો તેના સાથે ઊંટ ન હતું. હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺએ પૂછ્યું, ''ઊંટ ક્યા છે ?'' ગુલામે અરજ કરી, ''તે તો ગત રાત્રે જ મારાથી ખોવાઈ ગયું.'' હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺએ ફરમાવ્યું, ''એક તો ઊંટ હતું, તેને જ તે ખોઈ નાખ્યું'' અને ગુલામને મારવા લાગ્યા. નબી અકરમ ﷺ (જોઈને) મલકાયા અને ફરમાવ્યું, ''આ મુહરિમને જુઓ, એ શું કરી રહ્યો છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૧૦]

**મસ્લા - ૧૦૩ : અહરામની હાલતમાં સમુદ્રના જાનવરનો શિકાર કરવો, તેનું ખરીદ-વેચાણ કરવું અને તેનું માંસ ખાવું જાઈઝ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૭ માં જુઓ.

**મસ્લા - ૧૦૪ : અહરામની હાલતમાં સાપ, વિંછુ, કાગડો, ચીલ (ગરૂડ) અને હડકાયો કૂતરો અને અન્ય જંગલી જાનવરો જેવા કે વાઘ, ચિત્તો વગેરેને હરમમાં પણ મારવા જાઈઝ છે.**

عَنْ عَائِشَةَ ﷺ عَنِ النَّبِيِّ ﷺ اَنَّهُ قَالَ خَمْسٌ فَوَاسِقُ يُقْتَلْنَ فِي الْحِلِّ وَالْحَرَمِ : الْحَيَّةُ وَالْغُرَابُ الْاَبْقَعُ وَالْفَأْرَةُ وَالْكَلْبُ الْعَقُوْرُ وَالْحُدَيَّا . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઇશા ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''પાંચ ઘાતક અને નુકસાનકારક જાનવરોને હિલ કે હરમમાં દરેક ઠેકાણે મારવામાં આવે; સાપ,

૧૦. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલમુહરિમ યવદબ ગુલામહ.

કાબરચિતરો કાગડો, ઉંદર, હડકાયો કૂતરો અને ચીલ (ગરૂડ).'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[11]

**<u>મસ્લા - ૧૦૫ :</u> અહરામની હાલતમાં મચ્છર, માખી, જૂ, કરડવાવાળી કીડી વગેરેને પણ મારી શકાય છે.**

عَنْ عَطَاءٍ ﷺ اَنَّ رَجُلًا سَاَلَهُ عَنِ الْقِرَدَةِ تَدُبُّ عَلَيْهِ وَهُوَ مُحْرِمٌ فَقَالَ : اَلْقِ عَنْكَ مَا لَيْسَ مِنْكَ. ذَكَرَهُ فِيْ فِقْهِ السُّنَّةِ.

હઝરત અતા ﷺને એક માણસે પ્રશ્ન કર્યો, ''મુહરિમ પર જો ચાંચડ (કે કોઈ કરડવાવાળું જંતુ) અથવા કીડી ચાલવા લાગે તો શું આદેશ છે?'' તેમણે કહ્યું, ''જે વસ્તુ તારાથી નથી તેને ઉતારી ફેંક.'' આ રિવાયત 'ફિક્હુસ્સુન્નહ'માં છે.[12]

**<u>મસ્લા - ૧૦૬ :</u> જરૂર પડે તો મુહરિમ પોતાની સાથે હથિયાર રાખી શકે છે.**

عَنِ الْبَرَاءِ بْنِ عَازِبٍ ﷺ قَالَ اِعْتَمَرَ النَّبِيُّ ﷺ فِيْ ذِى الْقَعْدَةِ فَاَبٰى اَهْلُ مَكَّةَ اَنْ يَدَعُوْهُ يَدْخُلُ مَكَّةَ حَتّٰى قَاضَاهُمْ عَلٰى اَنْ لَا يَدْخُلَ مَكَّةَ سِلَاحٌ اِلَّا فِيْ الْقِرَابِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત બર્રા બિન આઝિબ ﷺ ફરમાવે છે કે નબી અકરમ ﷺ ઝિલકઅદમાં ઉમરા માટે (મદીનાથી મક્કા) તશરીફ લઈ ગયા. (હુદૈબિયાના સ્થળે) મક્કાવાસીઓએ નબી અકરમ ﷺને મક્કામાં આવવાથી રોકી લીધા, ત્યાં સુધી કે નબી અકરમ ﷺએ મક્કાવાસીઓ સાથે એ વાત પર સુલેહ કરી કે રસૂલે અકરમ ﷺ (આવતા વર્ષે) મક્કા (ઉમરતુલ કઝા માટે) તશરીફ લાવશે અને તેમની તલવારો મ્યાનોમાં હશે. આને બુખારીએ રિવાયત કરેલ છે.[13]

**<u>મસ્લા - ૧૦૭ :</u> હજ કે ઉમરા અદા કરવાવાળા આલિમો કે બુઝુર્ગોનો સંગાથ પ્રાપ્ત કરવા માટે અહરામ બાંધતી વખતે જો એ નિયત કરવામાં આવે કે જે 'અહરામ ફલાણાનો એ જ મારો' તો એ જાઈઝ છે.**

عَنْ اَنَسٍ ﷺ قَالَ قَدِمَ عَلِيٌّ ﷺ عَلَى النَّبِيِّ ﷺ مِنَ الْيَمَنِ فَقَالَ - بِمَ اَهْلَلْتَ يَا عَلِيُّ ﷺ قَالَ اَهْلَلْتُ كَاِهْلَالِ النَّبِيِّ ﷺ قَالَ - لَوْلَا اَنَّ مَعِيَ الْهَدْيَ لَاَحْلَلْتُ. (مُتَّفَقٌ عَلَيْهِ)

---

૧૧. કિતાબુલ હજ, પ્રકરણ : મા યન્દબ લિલ મુહરિમ વ ગૈરહ કતલહુ મિનલ દવાબ ફી...

૧૨. કિતાબુલ હજ, પ્રકરણ : મા યુબાહ લિલમુહરિમ.

૧૩. કિતાબુસ્-સુલ્હ, પ્રકરણ : કૈફ યકતુબુ હાઝા મા સાલિહ ફલાં બિન ફલાં.

હઝરત અનસ رضي الله عنه કહે છે કે હઝરત અલી رضي الله عنه (યમનથી) રસૂલુલ્લાહ ﷺની સેવામાં (અહરામની હાલતમાં) હાજર થયા. આપ ﷺએ પૂછ્યું, ''તમે કઈ નિયતથી અહરામ બાંધ્યો છે ?'' હઝરત અલી رضي الله عنهએ અરજ કરી, ''મેં આપ ﷺના અહરામની જેમ અહરામ બાંધ્યો છે.'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જો મારા પાસે કુરબાનીનું જાનવર ન હોત તો હું (ઉમરા અદા કર્યા પછી) હલાલ થઈ જતો.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૪]

૧૪. મુંતકિયુલ અખબાર, કિતાબુલ હજ, પ્રકરણ : મિન અહરમ મતલકા, હ.નં. ૩૪૦૧.

# مَمْنُوْعَاتُ الْاِحْرَامِ

# અહરામની હાલતમાં મનાઈ કરવામાં આવેલ કાર્યો[1]

**મસ્લા - ૧૦૮ : અહરામની હાલતમાં નીચેની વસ્તુઓનો ઉપયોગ નાજાઈઝ છે.**

(૧) સીવેલું કપડું પહેરવું. (પુરુષો માટે).

(૨) માથા પર પાઘડી, ટોપી કે કપડું ઓઢવું. (પુરુષો માટે).

(૩) મોજા, જુરાબ અથવા જૂતા પહરેવા જે ઘૂંટીથી ઊંચા હોય. (પુરુષો માટે).

(૪) શરીર કે અહરામના કપડાઓ પર ખુશ્બૂ લગાવવી. (પુરુષો અને સ્ત્રીઓ બંને માટે).

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ ﷺ اَنَّ رَجُلًا قَالَ : يَا رَسُوْلَ اللّٰهِ ﷺ مَا يَلْبَسُ الْمُحْرِمُ مِنَ الثِّيَابِ ؟ قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - لَا يَلْبَسُ الْقُمُصَ وَ لَا الْعَمَائِمَ وَ لَا السَّرَاوِيْلَاتِ وَ لَا الْبَرَانِسَ وَ لَا الْخِفَافَ اِلَّا اَحَدٌ لَا يَجِدُ نَعْلَيْنِ فَلْيَلْبَسْ خُفَّيْنِ وَ لْيَقْطَعْهُمَا اَسْفَلَ مِنَ الْكَعْبَيْنِ وَ لَا تَلْبَسُوْا مِنَ الثِّيَابِ شَيْئًا مَسَّهُ زَعْفَرَانٌ اَوْ وَرْسٌ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺથી રિવાયત છે કે એક માણસે અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! મુહરિમ કયા કપડા પહેરે ?'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''કમીસ, પાઘડી, પાયજામો અને કોટ ન પહેરો, ન મોજા પહેરો. હા, અલબત્ત, જેને પગરખા ન મળે તે મોજા ટખ્ના (પગની ઘૂંટી) સુધી કાપીને પહેરી લે. ઉપરાંત, ઝા'ફરાન (ભગવો) અથવા વરસ (પીળા રંગની ડાઈ) લાગેલ કપડાનો પણ ઉપયોગ ન કરે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[2]

---

૧. યાદ રહે અહરામમાં મનાઈ કરવામાં આવેલ કાર્યોમાંથી જો અજાણતામાં અથવા ભૂલચૂકથી કોઈ કાર્ય થઈ જાય તો તેના પર કોઈ ફિદયા કે દમ નથી; અબલત્ત યાદ આવતાં જ અથવા જાણ થતાં જ તેનાથી અટકી જવું જરૂરી છે. અલબત્ત, કોઈ મજબૂરી અથવા શરઈ ઉઝ્ર (જેમ કે ઠંડીના કારણે માથું ઢાંકવું અથવા સ્વેટર પહેરવું વગેરે)ના કારણે અહરામની હાલતમાં મનાઈ કરવામાં આવેલ કાર્યો પર અમલ કરવાથી ગુનો તો નહીં થાય, પરંતુ ફિદયા અદા કરવો જરૂરી હશે, જે ક્રમવાર એક કુરબાની અથવા છ મિસ્કીનોને ભોજન અથવા ત્રણ દિવસના રોઝા રાખવા છે. છ મિસ્કીનોને ભોજન ત્રણ સાઅ (અર્થાત્ ૭.૫ કિલોગ્રામ) ઘઉં (અથવા તેના બરાબર મૂલ્ય) કોઈ એક મિસ્કીનને આપી દેવામાં આવે અથવા છ મિસ્કીનોમાં વહેંચી દેવામાં આવે એ બંને જાઈઝ છે. (ઈન્-શા અલ્લાહ)

૨. કિતાબુલ હજ, પ્રકરણ : મા લા યલબસુલ મુહરિક મિલ સિયાબ.

**મસ્લા - ૧૦૯ : અહરામ પહેર્યા પછી અહરામની ચાદરો અથવા શરીર પર ખૂશ્બૂ લગાવવાની મનાઈ છે.**

**મસ્લા - ૧૧૦ : મુહરિમ જો મૃત્યુ પામે તો પણ તેને ખુશ્બૂ ન લગાવવી જોઈએ, ન તો માથું ઢાંકવું જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷛ اَنَّ رَجُلاً كَانَ مَعَ النَّبِيِّ ﷺ فَوَقَصَتْهُ نَاقَتُهُ وَهُوَ مُحْرِمٌ فَمَاتَ فَقَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - اِغْسِلُوْهُ بِمَاءٍ وَ سِدْرٍ وَ كَفِّنُوْهُ فِيْ ثَوْبَيْنِ وَ لَا تَمَسُّوْهُ بِطِيْبٍ وَّلَا تُخَمِّرُوْا رَاْسَهُ فَاِنَّهُ يُبْعَثُ يَوْمَ الْقِيٰمَةِ مُلَبِّيًا - (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷛થી રિવાયત છે કે (હજ્જતુલ વિદા પ્રસંગે) એક માણસ અહરામની હાલતમાં નબી અકરમ ﷺની સાથે હતો. તેની ઊંટણીએ તેને (નીચે પાડીને) તેની ગરદન તોડી નાખી અને તે મૃત્યુ પામ્યો. રસૂલ અકરમ ﷺએ ફરમાવ્યું, ''તેને પાણી અને બેરી (નાના ફળવાળા ઝાડ, જાંબુના ઝાડ)ના પત્તાઓથી ગુસ્લ આપો અને (અહરામના) બંને કપડાઓમાંતેને કફન આપો, તેને ખુશ્બૂ ન લગાવો, ન તો તેનું માથું ઢાંકો. આ કયામતના દિવસે તલબિયા કહેતો-કહેતો ઊભો થશે.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.[3]

**મસ્લા - ૧૧૧ : મુહરિમ ન નિકાહ કરી શકે છે, ન કરાવી શકે છે, ન નિકાહનો સંદેશો મોકલાવી શકે છે.**

عَنْ اَبَانَ بْنُ عُثْمَانَ بْنِ عَفَّانَ ﷛ يَقُوْلُ قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - لَا يَنْكِحَ الْمُحْرِمُ وَلَا يُنْكِحُ وَلَا يَخْطُبُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબાન ﷛ કહે છે કે મેં હઝરત ઉસ્માન ﷛ને કહેતા સાંભળ્યા છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''મુહરિમ ન નિકાહ કરે, ન કરાવડાવે અને ન તો નિકાહનો સંદેશો મોકલે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[4]

**મસ્લા - ૧૧૨ : અહરામની હાલતમાં વાળ કાપવા, માથું મુંડાવવા અથવા નખ કાપવાની મનાઈ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૧ હેઠળ સૂરઃ બકરહની આયત નં. ૧૯૬ માં જુઓ.

---

૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ગુસ્લ અલ મુહરિમ બિસ્સદરિ ઈઝા માત.
૪. કિતાબુન્-નિકાહ, પ્રકરણ : અન્-નહી અન્-નિકાહુલ મુહરિમ વ ખુત્બતહ.

**મસ્લા - ૧૧૩ : મુહરિમ સ્ત્રી માટે ચહેરાનો પરદો કરવો મનાઈ છે. અલબત્ત, જરૂર પડે તો ચહેરાને છુપાવવા માટે સ્ત્રી ચાદર કે ઓઢણી વગેરેનો ઉપયોગ કરી શકે છે. જો ઓઢણી ચહેરાને અડી જાય તો કોઈ વાંધો નથી.**

**મસ્લા - ૧૧૪ : મુહરિમ સ્ત્રી માટે હાથના મોજા પહેરવાની મનાઈ છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ قَالَ - وَلَا تَنْتَقِبِ الْمَرْاَةُ الْحَرَامُ وَلَا تَلْبَسِ الْقُفَّازَيْنِ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''અહરામવાળી સ્ત્રી નકાબ અને હાથ-મોજાનો ઉપયોગ ન કરે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૫]

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ كَانَ الرُّكْبَانُ يَمُرُّوْنَ بِنَا وَ نَحْنُ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ مُحْرِمَاتٌ فَاِذَا حَاذَوْبِنَا سَدَلَتْ اِحْدَانَا جِلْبَابَهَا مِنْ رَاسِهَا عَلٰى وَجْهِهَا فَاِذَا حَاذَوْنَا كَشَفْنَاهُ۔ (رَوَاهُ اَحْمَدُ وَ اَبُوْ دَاوُدَ وَ ابْنُ مَاجَةَ)

હઝરત આઈશા رضي الله عنها ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ ﷺની સાથે અહરામની હાલતમાં હતા અને કાફલાઓ અમારા સામેથી પસાર થઈ રહ્યા હતા. જ્યારે તે સામે આવતા તો અમે અમારી ચાદરો ચહેરા પર લટકાવી લેતા અને જ્યારે તે પસાર થઈ જતા તો ચહેરા ખોલી નાખતા. આને અહમદ, અબૂ દાઉદ અને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૬]

**સ્પષ્ટીકરણ :** ઉપરોક્ત તમામ મનાઈ કરવામાં આવેલ કાર્યોમાંથી કોઈ એક પણ કાર્ય ઈરાદાપૂર્વક (ચાહે શરઈ ઉઝ્ર જ કેમ ન હોય) કરવામાં આવે તો ક્રમવાર એક કુરબાની અથવા છ મિસ્કીનોને ભોજન (૭.૫ કિલોગ્રામ ઘઉં અથવા તેના જેટલું મૂલ્ય) અથવા ત્રણ દિવસના રોઝા રાખવા પડશે.

**મસ્લા - ૧૧૫ : અહરામની હાલતમાં જમીનના જાનવરનો શિકાર કરવો અને ઝબેહ કરવો બંનેની મનાઈ છે.**

**મસ્લા - ૧૧૬ : અહરામની હાલતમાં કોઈ શિકારીની મદદ કરવાની પણ મનાઈ છે.**

---

૫. કિતાબુલ હજ, પ્રકરણ : મા જાઅ ફીમા લા યજૂઝ લિલ મુહરિમ લિબાસુહ.
૬. મુંતકિયુલ અખબાર, ભા-૧, પૃ. ૨૪૪૧.

મસ્લા - ૧૧૭ : જો કોઈ વ્યક્તિ અહરામની હાલતમાં ન હોય અને તે પોતાના માટે સ્વયં શિકાર કરે તો મુહરિમ માટે ખાવું જાઈઝ છે, પરંતુ જો તે મુહરિમને આપવાની નિયતથી શિકાર કરવામાં આવેલ હોય તો પછી મુહરિમ માટે ખાવું જાઈઝ નથી.

عَنْ اَبِیْ قَتَادَةَ رضی اللہ عنہ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ خَرَجَ حَاجًّا وَ خَرَجْنَا مَعَهٗ قَالَ فَصَرَفَ مِنْ اَصْحَابِهٖ فِيْهِمْ اَبُوْ قَتَادَةَ رضی اللہ عنہ فَقَالَ - خُذُوْا سَاحِلَ الْبَحْرِ حَتّٰى تَلْقَوْنِىْ، قَالَ فَاَخَذُوْا سَاحِلَ الْبَحْرِ فَلَمَّا انْصَرَفُوْا قِبَلَ رَسُوْلِ اللّٰهِ ﷺ اَحْرَمُوْا كُلُّهُمْ اِلَّا اَبَا قَتَادَةَ فَاِنَّهٗ لَمْ يُحْرِمْ فَبَيْنَمَا هُمْ يَسِيْرُوْنَ اِذْ رَاَوْا حُمُرَ وَحْشٍ فَحَمَلَ عَلَيْهَا اَبُوْ قَتَادَةَ فَعَقَرَ مِنْهَا اَتَانًا فَنَزَلُوْا فَاَكَلُوْا مِنْ لَحْمِهَا قَالَ فَقَالُوْا اَكَلْنَا لَحْمًا وَّنَحْنُ مُحْرِمُوْنَ قَالَ فَحَمَلُوْا مَا بَقِىَ مِنْ لَحْمِ الْاَتَانِ فَلَمَّا اَتَوْا رَسُوْلَ اللّٰهِ ﷺ قَالُوْا يَا رَسُوْلَ اللّٰهِ ﷺ اِنَّا كُنَّا اَحْرَمْنَا وَ كَانَ اَبُوْ قَتَادَةَ رضی اللہ عنہ لَمْ يُحْرِمْ فَرَاَيْنَ حُمُرَ وَحْشٍ فَحَمَلَ عَلَيْهَا اَبُوْ قَتَادَةَ رضی اللہ عنہ فَعَقَرَ مِنْهَا اَتَانًا فَنَزَلْنَا فَاَكَلْنَا مِنْ لَحْمِهَا فَقُلْنَا نَاْكُلُ لَحْمَ صَيْدٍ وَّ نَحْنُ مُحْرِمُوْنَ فَحَمَلْنَا مَا بَقِىَ مِنْ لَحْمِهَا فَقَالَ - هَلْ مِنْكُمْ اَحَدٌ اَمَرَهٗ اَوْ اَشَارَ اِلَيْهِ بِشَىْءٍ ؟ قَالَ : قَالُوْا لَا، قَالَ - فَكُلُوْا مَا بَقِىَ مِنْ لَحْمِهَا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા રદિ. કહે છે કે નબી અકરમ ﷺ મદીનાથી હજ માટે નીકળ્યા અને અમે પણ આપ ﷺની સાથે નીકળ્યા. હઝરત અબૂ કતાદા રદિ.એ કહ્યું કે આપ ﷺએ બીજો રસ્તો પકડ્યો અને પોતાના સહાબામાંથી કેટલાકને ફરમાવ્યું, ''તમે સમુદ્રના કિનારાનો રસ્તો પકડો, ત્યાં સુધી કે મને આવીને મળો.'' આમાં જ હઝરત અબૂ કતાદા રદિ. પણ હતા. આ લોકોએ સમુદ્રના કિનારાનો રસ્તો પકડ્યો. પછી જ્યારે તેઓ રસૂલ અકરમ ﷺની પાસે પહોંચ્યા તો તેમણે અહરામ બાંધી લીધો, સિવાય હઝરત અબૂ કતાદા રદિ.ના. તેમણે અહરામ બાંધ્યો ન હતો. તેઓ ચાલી જઈ રહ્યા હતા કે તેમણે રસ્તામાં જંગલી ગધેડાઓને જોયા. હઝરત અબૂ કતાદા રદિ.એ તેમના પર હુમલો કર્યો અને તેમાંથી એક ગધેડીની 'કૂચાઓ' (ચોપગા પશુઓના પાછલા પગની ઘૂંટણની પાછલી બાજુની મોટી નસ) કાપી નાખી. તે પછી સૌએ એક ઠેકાણે પડાવ નાખ્યો, તેનો ગોશ્ત ખાધો, પછી તેમણે (પરસ્પર) કહ્યું કે આપણે તો ગોશ્ત ખાધો, જ્યારે કે આપણે મુહરિમ હતા. તેનો બચેલો ગોશ્ત સાથે લઈ લીધો. પછી જ્યારે રસૂલે અકરમ ﷺની પાસે પહોંચ્યા

તો અરજ કરી, ''હે રસૂલુલ્લાહ ﷺ! અમે અહરામ બાંધી લીધો હતો, પરંતુ હઝરત અબૂ કતાદા رضي الله عنهએ ન હતો બાંધ્યો, પછી અમે કેટલાક જંગલી ગધેડાઓ જોયા અને હઝરત અબૂ કતાદા رضي الله عنهએ તેમના પર હુમલો કરીને એકની કૂચાઓ કાપી નાખી. અમે પડાવ નાખ્યો અને સૌએ તેનો ગોશ્ત ખાધો. પછી અમે કહ્યું કે આપણે શિકારનો ગોશ્ત ખાઈ રહ્યા છીએ, જ્યારે કે અમે અહરામમાં બંધાયેલા છીએ અને તેનો બાકીનો ગોશ્ત અમે લઈને આવ્યા છીએ. આપ ﷺએ ફરમાવ્યું, ''કોઈએ તમારામાંથી આનો હુકમ આપ્યો હતો કે તેના તરફથી ઈશારો કર્યો હતો ?'' તો તેમણે અરજ કરી, ''ના !'' આપ ﷺએ ફરમાવ્યું, ''તેનો જે ગોશ્ત બાકી છે તે પણ ખાઈ લો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૭]

عَنِ الصَّعْبِ بْنِ جَثَّامَةَ رضي الله عنه اَنَّهُ اَهْدٰى لِرَسُوْلِ اللّٰهِ ﷺ حِمَارًا وَ حَشِيًّا وَهُوَ بِالْاَبْوَاءِ اَوْ بِوَدَّانٍ فَرَدَّهُ عَلَيْهِ رَسُوْلُ اللّٰهِ ﷺ قَالَ فَلَمَّا اَنْ رَاٰى رَسُوْلُ اللّٰهِ ﷺ مَا فِيْ وَجْهِيْ قَالَ: اِنَّا لَمْ نَرُدَّهُ عَلَيْكَ اِلَّا اَنَّا حُرُمٌ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત સઅબ બિન જસામા رضي الله عنهથી રિવાયત છે કે તેમણે રસૂલ અકરમ ﷺને એક જંગલી ગધેડો (શિકાર કરીને) હદિયો આપ્યો. તે વખતે આપ ﷺ વાદીએ અબવા અથવા વિદાનમાં હતા. રસૂલ અકરમ ﷺએ હદિયો પરત કરી દીધો, પરંતુ જ્યારે આપ ﷺએ સબઅ رضي الله عنهના ચહેરા પર દુ:ખ જોયું તો ફરમાવ્યું, ''અમે આ હદિયો માત્ર એટલા માટે પરત કર્યો છે કે અમે અહરામમાં છીએ.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૮]

**સ્પષ્ટીકરણ :** અહરામની હાલતમાં શિકાર કરવા અથવા શિકાર ખાવાનો ફિદયો એક કુરબાની છે.

**મસ્લા - ૧૧૮ : અહરામની હાલતમાં જાતીય કૃત્યો અથવા વાસનામય વાતો, લડાઈ-ઝઘડો અથવા કોઈ નાફરમાની (અવજ્ઞા)નું કાર્ય કરવું મનાઈ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ قَالَ النَّبِيُّ ﷺ - مَنْ حَجَّ هٰذَا الْبَيْتَ فَلَمْ يَرْفُثْ وَلَمْ يَفْسُقْ رَجَعَ كَيَوْمِ وَلَدَتْهُ اُمُّهُ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા رضي الله عنه કહે છે કે મેં નબી અકરમ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે જે વ્યક્તિએ અલ્લાહ (ની પ્રસન્નતા) માટે હજ કરી અને તેમાં કોઈ વાસનામય વાત કે વાસનામય કૃત્ય ન કર્યું, અલ્લાહ તઆલાની નાફરમાની ન કરી તે (હજ પછી

૭. કિતાબુલ હજ, પ્રકરણ : તહરીમ અસ્સય્યદુલ મા કૌલુલ બરી અલલ મુહરિમ.
૮. કિતાબુલ હજ, પ્રકરણ : તહરીમ અસ્સય્યદુલ મા કૌલ વ મા અસ્લહુ ઝાલિક...

એ જ રીતે ગુનાઓથી પવિત્ર થઈને) એ દિવસની જેમ ઘર પાછો ફરે છે જે દિવસે તેની માતાએ તેને (ગુનાઓથી પવિત્ર) જણ્યો હતો. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૯)

**સ્પષ્ટીકરણ :** અહરામની હાલતમાં પોતાની પત્નીને ચુંબન કરવા માટે એક કુરબાની ફિદયો છે. જો વાસનાને કારણે વીર્ય-સ્ખલન થઈ જાય તો પણ તેનો ફિદયો એક કુરબાની છે. તે ઉપરાંત તૌબા-ઈસ્તગફાર કરવું પણ જરૂરી છે.

**<u>મસ્લા - ૧૧૯ :</u> અહરામની હાલતમાં પત્નીથી સંભોગ કરવાની મનાઈ છે. આવું કરવાથી હજ બાતિલ (નકામી) થઈ જાય છે.**

**સ્પષ્ટીકરણ :**

૧) હદીસ મસ્લા - ૧૨૪ માં જુઓ.

૨) અહરામની હાલતમાં પત્નીથી સંભોગ કરવાનો ફિદયો એક ઊંટની કુરબાની અને બીજી હજ અદા કરવી પડશે, ચાહે હાજીની હજ ફર્ઝ હોય કે નફિલ. યાદ રહે કે હાજીએ પોતાની ચાલુ હજ પણ પૂરી કરવી પડશે.

૯. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલુલ હજ અલ મબરૂર.

# اَلْفِدْيَةُ

# ફિદયાના મસાઈલ

**મસ્લા - ૧૨૦:** હાજી અથવા મુઅતમિર (ઉમરા કરવાવાળો) અહરામની હાલતમાં મનાઈ કરવામાં આવેલ કાર્યોમાંથી કોઈ કાર્ય કરે, તો તેના માટે એક કુરબાની, જો આ શક્ય ન હોય તો છ મિસ્કીનોને ભોજન જો આ પણ શક્ય ન હોય તો ત્રણ દિવસના રોઝાનો ફિદયા અદા કરવો જરૂરી છે.

**મસ્લા ૧૨૧ :** બીમારી કે માથામાં તકલીફના કારણે યવ્મુલ નહ્ર (કુરબાનીના દિવસ)થી પહેલા અહરામ ખોલવો પડે તો ઉલ્લેખિત ફિદયા અદા કરવો પડશે.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ مَعْقِلٍ رضي الله عنه قَالَ قَعَدْتُ اِلٰى كَعْبِ بْنِ عُجْرَةَ فِيْ هٰذَا الْمَسْجِدِ يَعْنِيْ مَسْجِدَ الْكُوْفَةِ فَسَاَلْتُهُ عَنْ فِدْيَةٌ مِنْ صِيَامٍ فَقَالَ حُمِلْتُ اِلَى النَّبِيِّ ﷺ وَ الْقُمَّلُ يَتَنَاثَرُ عَلٰى وَجْهِيْ فَقَالَ - مَا كُنْتُ اُرٰى اَنَّ الْجُهْدَ قَدْبَلَغَ بِكَ هٰذَا اَمَا تَجِدُ شَاةً. قُلْتُ : لَا. قَالَ - صُمْ ثَلَاثَةَ اَيَّامٍ اَوْ اَطْعِمْ سِتَّةَ مَسَاكِيْنَ لِكُلِّ مِسْكِيْنٍ نِصْفُ صَاعٍ مِنْ طَعَامٍ وَاحْلِقْ رَاْسَكَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન મઅ્કલ રઝિ. કહે છે કે હું હઝરત કઅબ બિન અજરહ રઝિ.ની પાસે કૂફાની એ મસ્જિદમાં બેસ્યો હતો. મેં તેમને રોઝાના ફિદયા વિશે પ્રશ્ન કર્યો (કે એ કેટલો હોવો જોઈએ તેના પર) તેમણે બતાવ્યું કે (અહરામની હાલતમાં) મને નબી અકરમ ﷺની પાસે લઈ જવામાં આવ્યો એ હાલતમાં કે જૂઓ (અધિકતાના કારણે) મારા ચહેરા પર પડી રહી હતી. આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''મને એવું ન હતું કે તમને આટલી વધારે તકલીફ હશે, સારું બતાવો, એક બકરી ઝબેહ કરવાની શક્તિ ધરાવો છો?'' મેં અરજ કરી, ના. આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''તો પછી ત્રણ રોઝા રાખી લો અથવા છ મિસ્કીનોને ભોજન કરાવો (અથવા) દરેક મિસ્કીનને એક ટંકના ભોજનના બદલે અડધો સાઅ (૧ $^{1}/_{4}$ કિલોગ્રામ) અનાજ અથવા તેની કિંમત આપી દો અને પોતાનું માથું મુંડાવી લો.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :** અહરામમાં મનાઈ કરવામાં આવેલ કાર્યો જેમ કે - કપડા પહેરવા, ટોપી પહેરવી, મોજા, જુરાબ, હાથમોજા પહેરવા, શરીર કે અહરામ પર ખુશ્બૂ લગાવવું, નિકાહ કરવા-કરાવવા, નખ કાપવા કે વાળ મુંડાવવા વગેરેમાંથી કોઈ એક પર

૧. કિતાબુલ તફસીર સૂરતુલ બકરહ, પ્રકરણ : ફમન કાન મિન્કુમ મરીઝા અવ બિહી અઝા મિન રાસહ.

ઈરાદાપૂર્વક અમલ કરવાથી ઉલ્લેખિત ફિદયો અદા કરવો પડશે. યાદ રહે કે છ મિસ્કીનોનું ભોજન ૩ સાઅ (૭.૫ કિલોગ્રામ) થઉં છે.

**<u>મસ્લા - ૧૨૨ :</u> અહરામ બાંધ્યા પછી કોઈ રુકાવટ કે અવરોધના કારણે હજ કે ઉમરા અદા ન કરી શકવાની સ્થિતિમાં હાજી કે મોતમિરે એક જાનવર ઝબેહ કરીને અહરામ ખોલી નાખવો જોઈએ.**

**<u>મસ્લા - ૧૨૩ :</u> હજના કોઈ વાજિબ અમલને છોડી દેવાનો ફિદયો એક કુરબાની છે.**

عَنْ نَافِعٍ اَنَّ عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ ﷺ خَرَجَ مُعْتَمِرًا فِي الْفِتْنَةِ فَقَالَ اِنْ صُدِدْتُ عَنِ الْبَيْتِ صَنَعْنَا كَمَا صَنَعْنَا مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ فَاَهَلَّ بِعُمْرَةٍ مِنْ اَجْلِ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَانَ اَهَلَّ بِعُمْرَةٍ عَامَ الْحُدَيْبِيَةِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત નાફેઅ ﷺથી રિવાયત છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફિત્નાઓના જમાનામાં ઉમરા માટે નીકળ્યા તો કહેવા લાગ્યા, ''જો મને ખાનએ કાબા પહોંચવાથી રોકી દેવામાં આવ્યો તો એ જ કરીશ જે અમે આપ ﷺના જમાનામાં કરતા હતા.'' (અર્થાત્ મક્કાના કાફિરો દ્વારા રોકવા પર રસૂલુલ્લાહ ﷺએ જાનવર કુરબાની કરીને અહરામ ખોલી નાખવાનો હુકમ આપી દીધો હતો.) આમ, તેમણે ઉમરાનો અહરામ બાંધ્યો, કેમ કે હુદૈબિયાવાળા વર્ષે રસૂલુલ્લાહ ﷺએ ઉમરાનો એ જ અહરામ બાંધ્યો હતો. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા - ૧૨૪ :</u> અહરામની હાલતમાં પત્નીથી સંભોગ કરવાનો ફિદયો એક ઊંટની કુરબાની અને બીજી હજ અદા કરવી પડશે.**

عَنْ عُمَرَ بْنِ الْخَطَّابِ ﷺ وَعَلِيِّ بْنِ اَبِيْ طَالِبٍ وَ اَبَا هُرَيْرَةَ ﷺ اَنَّهُمْ سُئِلُوْا عَنْ رَجُلٍ اَصَابَ اَهْلَهُ وَهُوَ مُحْرِمٌ بِالْحَجِّ فَقَالُوْا يَنْفُذَانِ لِوَجْهِهِمَا حَتّٰى يَقْضِيَا حَجَّهُمَا ثُمَّ عَلَيْهِمَا حَجٌّ قَابِلٍ وَالْهَدْيُ. (رَوَاهُ مَالِكٌ فِي الْمُوَطَّا)

હઝરત ઉમર, હઝરત અલી અને હઝરત અબૂ હુરૈરા ﷺને અહરામની હાલતમાં પોતાની પત્નીથી સંભોગ કરવાવાળા વિશે પૂછવામાં આવ્યું તો તેમણે ફરમાવ્યું, ''બંને પતિ-પત્ની હજના અરકાન અદા કરે, ત્યાં સુધી કે હજ સંપૂર્ણ થઈ જાય. ત્યારબાદ પછીના વર્ષે બીજી હજ અદા કરે અને સાથે કુરબાની કરે.'' આને માલિકે મૌતામાં રિવાયત કરેલ છે.[૩]

---

૨. કિતાબુલ મગાઝી, પ્રકરણ : ગઝવતુલ હુદૈબિયહ.

૩. કિતાબુલ હજ, પ્રકરણ : અલહુદા અલ મુહરિમ ઈઝા અસાબ અહલહુ.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَبَّاسٍ ﷺ اَنَّهُ سُئِلَ عَنْ رَجُلٍ وَقَعَ بِاَهْلِهٖ وَهُوَ بِمِنًى قَبْلَ اَنْ يُفِيْضَ فَاَمَرَهُ اَنْ يَنْحَرَ بَدَنَةً. (رَوَاهُ مَالِكٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺને કોઈ વ્યક્તિએ પ્રશ્ન કર્યો કે એ માણસ વિશે શું હુકમ છે જેણે મિનામાં પોતાની પત્નીથી સંભોગ કર્યો ? હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ ફરમાવ્યું, ''તે એક ઊંટની કુરબાની આપે.'' આને માલિકે રિવાયત કરેલ છે.(૪)

**સ્પષ્ટીકરણ :**

(૧) ફિદયાની કુરબાની હજની કુરબાની ઉપરાંત હશે.

(૨) હજ ચાહે ફર્ઝ હોય કે નફિલ હોય બંને સ્થિતિમાં હજનો ઈરાદો જરૂરી છે.

(૩) તહલુલ અવ્વલ પછી અને તવાફે ઈફાઝા (તવાફે ઝિયારત)થી પહેલા પત્નીથી માત્ર ચુંબન કે સ્પર્શ કરવા ત્યાં સુધી કે જાતીય આવેગથી વીર્ય-સ્ખલન થઈ જાય તો પણ એક દમ વાજિબ હશે અને તૌબા-ઈસ્તગફાર પણ ફરજિયાત કરવો પડશે.

(૪) તહલુલ અવ્વલ પછી અને તવાફે ઈફાઝાથી પહેલા જો કોઈ વ્યક્તિ પોતાની પત્નીથી સંભોગ કરી લે તો તેના પર એક દમ હશે અને હરમની સીમાઓથી બહાર જઈને નવેસરથી અહરામ બાંધીને તવાફે ઈફાઝા કરવા પડશે. (મુગની : ૫/૩૭૫)

**<u>મસ્લા - ૧૨૫ :</u> જો કોઈ વ્યક્તિને બીમારી વગેરેનો ભય હોય અને તે અહરામ બાંધતી વખતે એ નિયત કરી લે કે જો બીમારી વધી ગઈ તો હું ત્યાં જ અહરામ ખોલી નાખીશ, તો એવા વ્યક્તિ પર હજ કે ઉમરા અદા કરતાં પહેલાં અહરામ ખોલી નાખવા પર કોઈ ફિદયો કે દમ નહીં હોય.**

عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ دَخَلَ رَسُوْلُ اللّٰهِ ﷺ عَلٰى ضُبَاعَةَ بِنْتِ الزُّبَيْرِ فَقَالَ لَهَا اَرَدْتِ الْحَجَّ؟ قَالَتْ وَاللّٰهِ مَا اَجِدُنِيْ اِلَّا وَجِعَةً فَقَالَ لَهَا - حُجِّيْ وَ اشْتَرِطِيْ وَ قُوْلِيْ اَللّٰهُمَّ مَحِلِّيْ حَيْثُ حَبَسْتَنِيْ، وَ كَانَتْ تَحْتَ الْمِقْدَادِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ ઝબાઆ બિન્તે ઝુબૈર ﷺ જેઓ હઝરત મિકદાવ ﷺના નિકાહમાં હતી, ના ત્યાં તશરીફ લઈ ગયા અને પૂછ્યું, ''શું તમે હજ અદા કરી લીધી ?'' તેમણે કહ્યું, ''અલ્લાહના સોગંદ ! હું વારંવાર બીમાર થઈ જાઉં છું.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''હજ કરો, પણ (અહરામ બાંધતી વખતે)

૪. કિતાબુલ હજ, પ્રકરણ : હુદા અલ મુહરિમ ઈઝા અસાબ અહલહુ કબ્લ અન યફીઝ.

૫. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ ઈશ્તરાતુલ મુહરિમ...

એ શરત કરી લો કે હે અલ્લાહ ! જ્યાં તેં મને રોકી લીધી ત્યાં અહરામ ખોલી નાખીશ.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૫]

**મસ્લા - ૧૨૬ : અહરામની હાલતમાં શિકાર કરવા કે ખાવાનો ફિદયો એક ઘેટાની કુરબાની આપવું છે.**

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ جَعَلَ رَسُوْلُ اللهِ ﷺ فِي الضَّبُعِ يُصِيْبُهُ الْمُحْرِمُ كَبْشًا وَجَعَلَهُ مِنَ الصَّيْدِ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત જાબિર رضي الله عنهથી રિવાયત છે કે રસૂલ અકરમ ﷺએ અહરામની હાલતમાં બજૂ (એક ચોપગું પ્રાણી) (અથવા ગોહ)નો શિકાર કરવા પર એક ઘેટાની કુરબાની ફિદયા ના રૂપમાં નક્કી કરેલ છે અને તેને શિકાર ઠેરવેલ છે. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૬]

૫. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ ઈશ્તરાતુલ મુહરિમ...
૬. કિતાબુલ હજ, પ્રકરણ : મા યજવઝ લિલ મુહરિમ લબસહુ.

# اَلتَّلْبِيَةُ

# તલબિયા[1]ના મસાઈલ

**મસ્લા - ૧૨૭: ઉમરા કે હજનો અહરામ બાંધ્યા પછી તલબિયા કહેવાનો હુકમ છે.**

عَنْ اُمِّ سَلَمَةَ رضي الله عنها قَالَتْ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ : يَا اٰلَ مُحَمَّدٍ ﷺ مَنْ حَجَّ مِنْكُمْ فَلْيُهِلَّ فِيْ حَجَّةٍ۔ (رَوَاهُ اَحْمَدُ وَ ابْنُ حِبَّانَ)

હઝરત ઉમ્મે સલમા رضي الله عنها કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે, ''હે મુહમ્મદ (ﷺ)ના ઘરવાળાઓ ! તમારામાંથી જે વ્યક્તિ હજ કરે તેણે તલબિયા પોકારવી જોઈએ.'' આને અહમદ અને ઈબ્ને હબ્બાને રિવાયત કરેલ છે.[2]

**મસ્લા ૧૨૮: તલબિયા કહેવાની ફઝીલત (શ્રેષ્ઠતા).**

عَنْ سَهْلِ بْنِ سَعْدٍ السَّاعِدِيِّ رضي الله عنه رَسُوْلِ اللّٰهِ ﷺ قَالَ - مَا مَلَبٍّ يُلَبِّيْ اِلَّا لَبّٰى مَا عَنْ يَمِيْنِهٖ وَ شِمَالِهٖ مِنْ حَجَرٍ اَوْ شَجَرٍ اَوْ مَدَرٍ حَتّٰى تَنْقَطِعَ الْاَرْضُ مِنْ هَاهُنَا وَ هَاهُنَا۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત સઅલ બિન સઅદ સાઅદી رضي الله عنه રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જયારે કોઈ તલબિયા કહેવાવાળો તલબિયા કહે છે તો તેના જમણે અને ડાબે જમીનના અંતિમ કિનારાઓ સુધી તમામ પથ્થરો, વૃક્ષો અને કાંકરીઓ પણ લબ્બૈક પોકારે છે. (જેનો સવાબ તલબિયા કહેવાવાળાને મળે છે.) આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[3]

**મસ્લા - ૧૨૯: તલબિયાના મસનૂન શબ્દો નીચે પ્રમાણે છે.**

عَنْ عَبْدَ اللّٰهِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ تَلْبِيَةَ رَسُوْلِ اللّٰهِ ﷺ : لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ لَبَّيْكَ لَا شَرِيْكَ لَكَ لَبَّيْكَ اِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَ الْمُلْكَ لَا شَرِيْكَ لَكَ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલ અકરમ ﷺના

૧. ઊંચા અવાજથી 'લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક...' પોકારવાને તલબિયા કહે છે.
૨. ફિકહુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : અત્તલબિયહ.
૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અત્તલબિયહ.

તલબિયાના શબ્દો આ પ્રમાણે છે : **“લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક, લબ્બૈક લા શરીક લક લબ્બૈક, ઈન્નલ હમ્દ વન્-નિઅ્મત લક વલ્ મુલ્ક લા શરીક લક.”** (હાજર છું હે અલ્લાહ ! હું હાજર છું, હું હાજર છું, તારો કોઈ ભાગીદાર નથી, હું હાજર છું, નિઃશંક પ્રશંસા તારા જ માટે યોગ્ય છે, તમામ ને'મતો તેં જ પ્રદાન કરેલ છે, બાદશાહી તારી જ છે, અને તારો કોઈ ભાગીદાર નથી.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૪]

**<u>મસ્લા - ૧૩૦ :</u> તલબિયા માટે નીચે જણાવેલ શબ્દો પણ કહેવા મસનૂન છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ كَانَ مِنْ تَلْبِيَةِ النَّبِیِّ ﷺ لَبَّيْكَ اِلٰهَ الْحَقِّ. (رَوَاهُ النِّسَائِیُّ) صحيح

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه ફરમાવે છે કે નબી અકરમ ﷺ તલબિયા માટે આ શબ્દો પણ અદા ફરમાવતા હતા, ''લબ્બૈક ઈલાહુલ હક્ક.'' (હે ઈલાહુલ હક્ક અર્થાત્ હે સાચા ઉપાસ્ય ! હું હાજર છું.) આને નસાઈએ રિવાયત કરેલ છે.[૫]

**<u>મસ્લા - ૧૩૧ :</u> હજનો અહરામ બાંધ્યા અને તલબિયા કહ્યા પછી એક વાર** اَللّٰهُمَّ حَجَّةٌ لَا رِيَاءَ فِيْهَا وَلَا سُمْعَةَ **“અલ્લાહુમ્મ હિજ્જતુન લા રિયાઅ ફીહા વ-લા સુમ્અહ” કહેવું મસનૂન છે.**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رضی الله عنه قَالَ حَجَّ النَّبِیُّ ﷺ عَلٰی رَحْلٍ رَثٍّ وَ قَطِيْفَةٍ تُسَاوِیْ اَرْبَعَةَ دَرَاهِمَ اَوْ لَا تُسَاوِیْ ثُمَّ قَالَ: اَللّٰهُمَّ حَجَّةٌ لَا رِيَاءَ فِيْهَا وَلَا سُمْعَةَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અનસ બિન માલિક رضی الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ એવી સવારી પર હજ કરી, જેની જીન કે પલાણ જૂનું હતું અને આપ ﷺના શરીર પર એવી ચાદર હતી જે ચાર દિરહમ કે તેનાથી પણ ઓછી કિંમતની હતી. આપ ﷺ એવું ફરમાવી રહ્યા હતા કે, ''હે અલ્લાહ ! હું એવી હજ કરી રહ્યો છું, જેમાં ન દેખાડો (આડંબર) છે, ન કોઈ ખ્યાતિ કે કીર્તિનો હેતુ છે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૬]

**<u>મસ્લા - ૧૩૨ :</u> તલબિયા કહ્યા પછી જન્નત પ્રાપ્ત કરવા અને જહન્નમથી શરણ માગવાની દુઆ કરવી મસનૂન છે.**

عَنْ خُزَيْمَةَ بْنِ ثَابِتٍ عَنْ اَبِيْهِ رضی الله عنه عَنِ النَّبِیِّ ﷺ اَنَّهُ كَانَ اِذَا فَرَغَ مِنْ تَلْبِيَتِهِ سَاَلَ اللّٰهَ رِضْوَانَهُ وَالْجَنَّةَ وَاسْتَعْفَاهُ بِرَحْمَتِهِ مِنَ النَّارِ. (رَوَاهُ الشَّافِعِیُّ)

---

૪. કિતાબુલ હજ, પ્રકરણ : અત્તલબિયહ.

૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અત્તલબિયહ

૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ હજ અલલ રહલ.

હઝરત ખુઝૈમા બિન સાબિત ﷺ પોતાના પિતા (હઝરત સાબિત) ﷺથી રિવાયત કરે છે કે નબી અકરમ ﷺ જ્યારે તલબિયાથી ફારેગ થતા તો અલ્લાહ તૂઆલાથી તેની પ્રસન્નતા અને જન્નતનો સવાલ કરતા, ઉપરાંત અલ્લાહ તૂઆલાની રહમત (દયા)ના માધ્યમથી આગથી શરણ માગતા. આને શાફઈએ રિવાયત કરેલ છે.(૭)

**<u>મસ્લા - ૧૩૩ :</u> તલબિયા પછી ....اَللّٰهُمَّ اِنِّیْ اُرِیْدُ الْحَجَّ فَیَسِّرْهُ لِیْ ''અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ હજ્જ ફ-યસ્સિરુહુ લી ફ-તકબ્બલ્હુ મિન્ની'' ના શબ્દો કહેવા સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૧૩૪ :</u> ઊંચા અવાજથી તલબિયા કહેવું હજના અજ્ર અને સવાબમાં વધારાનું કારણ છે.**

عَنْ اَبِیْ بَکْرِ الصِّدِّیْقِ رضی الله عنه اَنَّ النَّبِیَّ ﷺ سُئِلَ اَیُّ الْحَجِّ اَفْضَلُ ؟ قَالَ : اَلْعَجُّ وَ الثَّجُّ۔ (رَوَاهُ التِّرْمِذِیُّ) صحیح

હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺથી પૂછવામાં આવ્યું કે, ''કઈ હજ અફઝલ (શ્રેષ્ઠ) છે ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''જેમાં ઊંચા અવાજથી તલબિયા પોકારવામાં આવે અને કુરબાની આપવામાં આવે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૮)

**<u>મસ્લા - ૧૩૫ :</u> માત્ર પુરુષોએ ઊંચા અવાજથી તલબિયા પોકારવી જોઈએ.**

عَنْ خَلَّادِ بْنِ السَّائِبِ عَنْ اَبِیْهِ رضی الله عنهما اَنَّ النَّبِیَّ ﷺ قَالَ : اَتَانِیْ جِبْرِیْلُ فَاَمَرَنِیْ اَنْ اٰمُرَ اَصْحَابِیْ اَنْ یَّرْفَعُوْا اَصْوَاتَهُمْ بِالْاِهْلَالِ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحیح

હઝરત ખલ્લાદ બિન સાઈબ ﷺ પોતાના પિતા (હઝરત સાઈબ ﷺ)થી રિવાયત કરે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''મારા પાસે જિબ્રઈલ ﷺ આવ્યા અને મને (અલ્લાહ તરફથી) હુકમ આપ્યો કે હું પોતાના સાથીઓને હુકમ આપું કે તેઓ તલબિયા ઊંચા અવાજથી કહે.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૯)

**<u>મસ્લા - ૧૩૬ :</u> સ્ત્રીએ ઊંચા અવાજથી તલબિયા ન કહેવી જોઈએ, બલ્કે માત્ર એટલા અવાજથી જેને તે પોતે સાંભળી શકે.**

---

૭. કિતાબુલ હજ, પ્રકરણ : ફીમા યલઝમ, હદીસ નં. ૭૯૭.
૮. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝલુલ તલબિયહ વનૂ-નહ્ર.
૯. કિતાબુલ મનાસિક, પ્રકરણ : રફઉસ્સવ્ત વલ તલબિયહ.

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ عَنِ النَّبِيِّ ﷺ قَالَ : اَلتَّسْبِيْحُ لِلرِّجَالِ وَالتَّصْفِيْقُ لِلنِّسَاءِ فِي الصَّلَاةِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે નબી ﷺએ ફરમાવ્યું, ''નમાઝમાં (ઈમામના ભૂલી જવાથી) પુરુષો માટે 'સુબ્હાનલ્લાહ' કહેવાનું છે, સ્ત્રીઓ માટે હાથ પર હાથ મારવો છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧૦)

**<u>મસ્લા - ૧૩૭:</u> ઉમરામાં તવાફ શરૂ કરતાં પહેલા તલબિયા કહેવાનું બંધ કરી દેવું જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يُمْسِكُ عَنِ التَّلْبِيَةِ فِي الْعُمْرَةِ اِذَا اسْتَلَمَ الْحَجَرَ. (رَوَاهُ التِّرْمِذِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺ ઉમરામાં હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરતાં જ તલબિયા કહેવાનું બંધ કરી દેતા. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૧૧)

**<u>મસ્લા - ૧૩૮:</u> હજમાં દસ ઝિલહજ્જે (કુરબાનીના દિવસે) જમરાને કાંકરીઓ મારતાં પહેલાં તલબિયા કહેવાનું બંધ કરી દેવું જોઈએ.**

عَنِ الْفَضْلِ بْنِ عَبَّاسٍ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ لَبّٰى حَتّٰى رَمٰى جَمْرَةَ الْعَقَبَةِ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત ફઝલ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺએ (પોતાના હજમાં) જમરા ઉકબાને કાંકરીઓ મારવાનો સમય આવ્યો ત્યાં સુધી તલબિયા કહી. આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૨)

**<u>મસ્લા - ૧૩૯:</u> કાફલાવાળાઓ દ્વારા ઊંચા અવાજથી સામૂહિક રૂપે તલબિયા કહેવું સુન્નતથી સાબિત નથી.**

—●—●—

૧૦. કિતાબુસ્સલાત, પ્રકરણ : અત્તસ્બીહ લિલ હાજત ફીસ્સલાત.
૧૧. કિતાબુલ હજ, પ્રકરણ : માજાઅ મતા યકતઅ અત્તલબિયત ફીલ ઉમરહ.
૧૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : મતા યકતઅ અત્તલબિયહ.

# دُخُوْلُ مَكَّةَ وَالْمَسْجِدِ الْحَرَامِ

# મક્કા મુકર્રમા અને મસ્જિદે-હરામમાં દાખલ થવાના મસાઈલ

**મસ્લા - ૧૪૦ :** મક્કા મુકર્રમામાં દાખલ થતાં પહેલા વાદીએ તુવા (નવું નામ આબાર ઝાહિદ)માં રાત વિતાવવું મસનૂન છે.

**મસ્લા - ૧૪૧ :** મક્કા મુકર્રમામાં દાખલ થતાં પહેલા ગુસ્લ કરવું મુસ્તહબ છે.

**મસ્લા - ૧૪૨ :** મક્કા મુકર્રમામાં દિવસના સમયે દાખલ થવું મુસ્તહબ છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّهُ كَانَ يُلَبِّيْ مِنْ ذِي الْحُلَيْفَةِ حَتّٰى اِذَا يَبْلُغَ الْحَرَامَ ثُمَّ يُمْسِكُ حَتّٰى اِذَا جَاءَ ذَاطُوًى بَاتَ بِهٖ حَتّٰى يُصْبِحَ فَاِذَا صَلَّى الْغَدَاةَ اغْتَسَلَ وَ زَعَمَ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ فَعَلَ ذٰلِكَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما ઝુલહુલૈફાથી તલબિયા પોકારવાનું શરૂ કરતાં-કરતાં હરમની હદમાં પહોંચતા તો રોકાઈ જતા અને રાત ઝી તુવામાં વિતાવતા. પછી સવારની નમાઝ અદા કરી લેતા તો ગુસ્લ કરતા (અને પછી મક્કા મુકર્રમામાં દાખલ થતા). હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما વિશ્વાસ રાખતા હતા કે રસૂલે અકરમ ﷺએ પણ આવું જ કર્યું હતું. આને બુખારીએ રિવાયત કરેલ છે.[1]

**મસ્લા - ૧૪૩ :** મક્કા મુકર્રમામાં કુદાઈના રસ્તે દાખલ થવું મુસ્તહબ છે અને બાબુલ શબૈકહના નજીક શામિયહ મહોલ્લાની પાછળની ઘાટીના રસ્તે પાછા આવવું મુસ્તહબ છે.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَدْخُلُ مَكَّةَ مِنْ كَدَاءٍ مِنْ ثَنِيَّةِ الْبَطْحَاءِ وَ يَخْرُجُ مِنَ الثَّنِيَّةِ السُّفْلٰى. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે નબી અકરમ ﷺ મક્કા મુઅઝ્ઝમામાં બતહાવાળી ઊંચી ઘાટીથી કુદાઈના રસ્તે દાખલ થતા અને નીચલી ઘાટીથી પાછા તશરીફ લઈ જતા. આને બુખારીએ રિવાયત કરેલ છે.[2]

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : અલ હલાલ મુસ્તકબલ કિબ્લહ.
૨. કિતાબુલ હજ, પ્રકરણ : મિન ઐન યદખુલુ અલ મક્કહ.

**<u>મસ્લા - ૧૪૪ :</u> મક્કા મુકર્રમામાં દાખલ તથી વખતે નીચે મુજબ દુઆ પઢવી મસનૂન છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنه قَالَ كُنَّا نُسَافِرُ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ فَإِذَا رَأَىٰ قَرْيَةً يُرِيْدُ اَنْ يَّدْخُلَهَا قَالَ : اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهَا (ثَلَاثًا) اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَ حَبِّبْنَا اِلٰى اَهْلِهَا وَ حَبِّبْ صَالِحَ اَهْلِهَا اِلَيْنَا ۔ (رَوَاهُ الطَّبَرَانِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنه કહે છે કે અમે રસૂલે અકરમ ﷺની સાથે સફરમાં જતા, જ્યારે આપ ﷺ એ વસ્તી જોતા જેમાં દાખલ થવા માગતા તો ત્રણ વાર ફરમાવતા - 'હે અલ્લાહ ! અમને આ વસ્તીમાં બરકત પ્રદાન કર. આ વસ્તીના ફળોથી અમને લાભાન્વિત કર, અને ત્યાંના લોકોના દિલોમાં અમારો પ્રેમ નાખી દે અને ત્યાંના નેક લોકોને અમારા માટે પ્રિય બનાવી દે.' આને તબરાનીએ રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા - ૧૪૫ :</u> મસ્જિદે હરામમાં બાબ બની શીબા (હવે બાબુસ્સલામ)થી દાખલ થવું મસનૂન છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ لَمَّا قَدِمَا فِيْ عُقْدِ قُرَيْشٍ، فَلَمَّا دَخَلَ مَكَّةَ دَخَلَ مِنْ هٰذَا الْبَابِ الْاَعْظَمِ ۔ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે જ્યારે રસૂલે અકરમ ﷺ મક્કાના કુરૈશથી સુલેહ હેઠળ મક્કા તશરીફ લાવ્યા તો (મસ્જિદે હરામમાં) આ જ મહાન બાબ (બાબ બની શીબા)થી દાખલ થયા. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૪)

**<u>મસ્લા - ૧૪૬ :</u> મસ્જિદે હરામમાં દાખલ થતી વખતે આ દુઆ પઢવી જોઈએ –**

بِسْمِ اللّٰهِ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَللّٰهُمَّ اغْفِرْ لِيْ ذُنُوْبِيْ وَ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ

**(બિસ્મિલ્લાહિ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મગ્-ફિરલી ઝુનૂબી વફ્-તહ્-લી અબ્વાબ રહ્મતિક) અને નીકળતી વખતે આ દુઆ પઢવી જોઈએ –**

بِسْمِ اللّٰهِ وَ السَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَللّٰهُمَّ اغْفِرْ لِيْ ذُنُوْبِيْ وَ افْتَحْ لِيْ اَبْوَابَ فَضْلِكَ

**(બિસ્મિલ્લાહિ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ અલ્લાહુમ્મગ્-ફિર્-લી ઝુનૂબી વફ્તહ્-લી અબ્વાબ ફઝલિક).**

---

૩. ઈદ્દતુલ હસન વલ હસીન ફઝલુલ સફર, હદીસ નં. ૨૮૭.

૪. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈસ્તજાબ દખૂલ અલ મસ્જિદ મિન બાબ બની શીબા.

عَنْ فَاطِمَةَ ﷺ بِنْتِ رَسُوْلِ اللّٰهِ ﷺ قَالَتْ : إِذَا دَخَلَ الْمَسْجِدَ يَقُوْلُ - بِسْمِ اللّٰهِ وَ السَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذُنُوْبِيْ وَ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ - وَ إِذَا خَرَجَ قَالَ - بِسْمِ اللّٰهِ وَ السَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذُنُوْبِيْ وَ افْتَحْ لِيْ اَبْوَابَ فَضْلِكَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત ફાતિમા ﷺ બિન્તે રસૂલુલ્લાહ ﷺ કહે છે કે રસૂલે અકરમ ﷺ જ્યારે મસ્જિદમાં દાખલ થતા તો ફરમાવતા, ''અલ્લાહના નામથી દાખલ થાઉં છું, અલ્લાહના રસૂલ પર સલામ થાય, હે અલ્લાહ ! મારા ગુનાઓને માફ કર અને પોતાની રહમત (દયા)ના દરવાજાઓ મારા માટે ખોલી દે.'' જ્યારે મસ્જિદમાંથી બહાર નીકળતા તો આ કલેમાઓ અદા ફરમાવતા, ''અલ્લાહના નામથી મસ્જિદમાંથી નીકળું છું, અલ્લાહના રસૂલ પર સલામ થાય, હે અલ્લાહ ! મારા ગુનાઓને માફ કર અને પોતાના ફઝલ (કૃપા)ના દરવાજાઓ મારા માટે ખોલી દે.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૫)

**મસ્લા - ૧૪૭ : બૈતુલ્લાહ શરીફને જોઈને આ દુઆ કરવી મુસ્તહબ છે.**

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَ مِنْكَ السَّلَامُ فَحَيِّنَا بِالسَّلَامِ

**'અલ્લાહુમ્મ અન્તસ્સલામ વ મિન્કસ્સલામુ ફ-હય્યિના રબ્બિના બિસ્સલામ.''**

عَنْ سَعِيْدِ بْنِ مُسَيَّبٍ ﷺ اَنَّهُ كَانَ حِيْنَ يَنْظُرُ اِلَى الْبَيْتِ يَقُوْلُ : اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَ مِنْكَ السَّلَامُ فَحَيِّنَا بِالسَّلَامِ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત સઈદ બિન મુસય્યિબ ﷺ જ્યારે બૈતુલ્લાહ શરીફ તરફ જોતા તો ફરમાવતા, ''તુ સંપૂર્ણ સલામતી છે અને સલામતી તારાથી પ્રાપ્ત થઈ શકે છે, હે અમારા પાલનહાર ! અમને સલામતીની સાથે જીવંત રાખ.'' આને શાફઈએ રિવાયત કરેલ છે.(૬)

**મસ્લા - ૧૪૮ : મસ્જિદે હરામમાં દાખલ થયા પછી સૌપ્રથમ વુઝૂ કરીને તવાફ કરવા મસનૂન છે.**

عَنْ عُرْوَةَ بْنِ الزُّبَيْرِ ﷺ فَقَالَ قَدْ حَجَّ النَّبِيُّ ﷺ فَاَخْبَرَتْنِيْ عَائِشَةُ ﷺ اَوَّلَ شَيْءٍ بَدَاَ بِهِ حِيْنَ قَدِمَ النَّبِيُّ ﷺ مَكَّةَ اَنَّهُ تَوَضَّاَ ثُمَّ طَافَ بِالْبَيْتِ. (مُتَّفَقٌ عَلَيْهِ)

૫. કિતાબુલ મસાજિદ, પ્રકરણ : અદ્-દુઆ ફીમા યલઝમ અલ હજ બઅ્દ દખૂલ મક્કહ. હદીસ નં. ૮૭૪.
૬. કિતાબુલ હજ, પ્રકરણ : ફીમા યલઝમ અલ હજ બઅ્દ દખૂલ મક્કહ. હદીસ નં. ૮૭૪.

હઝરત ઉરવા બિન ઝુબૈર رضي الله عنه કહે છે કે નબી અકરમ ﷺની હજ વિશે હઝરત આઈશા رضي الله عنهاએ મને બતાવ્યું કે જ્યારે રસૂલે અકરમ ﷺ મક્કા મુકર્રમા (મસ્જિદે હરામ) તશરીફ લાવ્યા તો સૌપ્રથમ આપ ﷺએ વુઝૂ કરી, પછી બૈતુલ્લાહ શરીફનો તવાફ કર્યો. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૭)

**સ્પષ્ટીકરણ :** જો ફર્ઝ નમાઝ ઊભી થઈ ગઈ હોય અથવા કઝા નમાઝ અદા કરવાની હોય તો પહેલા નમાઝ અદા કરવી જોઈએ અને પછી તવાફ કરવો જોઈએ.

**<u>મસ્લા - ૧૪૯:</u> મસ્જિદે હરામમાં દાખલ થઈને તહિય્યતુલ મસ્જિદ અદા કરવી સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૧૫૦:</u> મસ્જિદે હરામમાંથી બહાર નીકળતી વખતે ઊલ્ટા પગે પાછા આવવું સુન્નતથી સાબિત નથી.**

૭. મિશ્કાતુલ મસાબીહ, કિતાબુલ હજ, પ્રકરણ : દખૂલ મક્કહ અફઝલુલ અવ્વલ.

# اَنْوَاعُ الطَّوَافِ

# તવાફ[1]ના પ્રકારો

**મસ્લા - ૧૫૧ :** તવાફના પાંચ પ્રકારો છે :

(૧) તવાફે કુદૂમ (અથવા તવાફે તહિય્યહ અથવા તવાફે વરૂદ)
(૨) તવાફે ઉમરા
(૩) તવાફે ઈફાઝા (અથવા તવાફે ઝિયારહ અથવા તવાફે હજ)
(૪) તવાફે વિદાઅ
(૫) નફલી તવાફ

**મસ્લા - ૧૫૨ :** મક્કા મુકર્રમામાં દાખલ થયા પછી સૌપ્રથમ જે તવાફ કરવામાં આવે છે તેને 'તવાફે કુદૂમ' અથવા 'તવાફે તહિય્યહ' અથવા 'તવાફે વરૂદ' કહેવામાં આવે છે.

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہ فَقَدْ حَجَّ رَسُوْلُ اللّٰهِ ﷺ فَطَافَ بِالْبَيْتِ قَبْلَ اَنْ يَّاْتِيَ الْمَوْقِفَ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ હજ અદા કરી અને અરફાત જતાં પહેલા તવાફ (તહિય્યહ) અદા કર્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]

**સ્પષ્ટીકરણ :** તવાફે કુદૂમ મસનૂન છે, વાજિબ નથી. તેથી જો કોઈ વ્યક્તિ મક્કા મુકર્રમા જવાના બદલે સીધો મિના કે અરફાત જતો રહે તો તેના પર કોઈ દમ કે ફિદયો નથી.

**મસ્લા - ૧૫૩ :** ઉમરા અદા કરવાવાળો વ્યક્તિ મક્કા મુઅઝ્ઝમા પહોંચીને સૌપ્રથમ જે તવાફ અદા કરે છે તેને 'તવાફે ઉમરા' કહેવામાં આવે છે.

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ وَ اَصْحَابَهُ اعْتَمَرُوْا مِنَ الْجِعْرَانَةِ فَرَمَلُوْا بِالْبَيْتِ وَ جَعَلُوْا اَرْدِيَتَهُمْ تَحْتَ اٰبَاطِهِمْ قَدْ قَذَفُوْهَا عَلٰى عَوَاتِقِهِمُ الْيُسْرٰى۔ (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

1. બૈતુલ્લાહ શરીફના આસપાસ સાત ચક્કરને એક તવાફ કહે છે અને એક ચક્કરને 'શૂત' કહેવામાં આવે છે.
2. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તહબાબ તવાફુલ કુદૂમ લિલ હજ.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺ અને આપ ﷺના સહાબાએ જઅરાનાથી (અહરામ બાંધીને) ઉમરા કર્યો તો (તવાફે ઉમરામાં) પોતાની ચાદરો જમણા ખભાની નીચેથી કાઢીને ડાબા ખભા પર નાખી દીધી. આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[3]

**<u>મસ્લા - ૧૫૪ :</u> ૧૦ ઝિલહજ્જના દિવસે મિનામાં કુરબાની કર્યા પછી મક્કા મુકર્રમા આવીને બૈતુલ્લાહ શરીફનો તવાફ કરવો ફર્ઝ છે. આને 'તવાફે ઈફાઝા' અથવા 'તવાફે ઝિયારહ' અથવા 'તવાફે હજ' કહે છે.**

عَنْ عَائِشَةَ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ اَرَادَ مِنْ صَفِيَّةَ بَعْضَ مَا يُرِيْدُ الرَّجُلُ مِنْ اَهْلِهٖ فَقَالُوْا اِنَّهَا حَائِضٌ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - وَاِنَّهَا لَحَابِسَتُنَا . فَقَالُوْا : يَا رَسُوْلَ اللّٰهِ ﷺ اِنَّهَا قَدْ زَارَتْ يَوْمَ النَّحْرِ ، قَالَ - فَلْتَنْفِرْ مَعَكُمْ . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા ﷺથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺએ પોતાની (પત્ની) હઝરત સફિયા ﷺથી એ કામનો ઈરાદો કર્યો જે પુરુષ પોતાની પત્નીથી કરે છે. તેમણે (બીજી પવિત્ર પત્નીઓએ) અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! સફિયા તો માસિક-ધર્મમાં છે.'' રસૂલ અકરમ ﷺએ ફરમાવ્યું, ''પછી તો તેણે અમને (મદીના પાછા જવાથી) રોકી લીધા.'' પવિત્ર પત્નીઓએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! સફિયા કુરબાનીના દિવસે તવાફે ઝિયારહ તો કરી ચૂકી છે.'' તો આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''પછી તે તમારા સાથે (પાછી) રવાના થઈ જાય.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[4]

**<u>મસ્લા - ૧૫૫ :</u> હજ અદા કર્યા પછી મક્કા મુઅઝ્ઝમાથી વિદાય થતાં પહેલા બૈતુલ્લાહ શરીફનો તવાફ કરવો વાજિબ છે. આને તવાફે વિદાઅ કહે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૫૧ માં જુઓ.

**<u>મસ્લા - ૧૫૬ :</u> તવાફે કુદૂમ, તવાફે ઉમરા, તવાફે ઈફાઝા અને તવાફે વિદાઅ ઉપરાંત જે પણ તવાફ કરવામાં આવશે તે નફલી તવાફ કહેવાશે.**

**સ્પષ્ટીકરણ :** બૈતુલ્લાહ શરીફમાં રોકાણ દરમ્યાન તમામ નફલી ઈબાદતમાંથી નફલી તવાફ સૌથી અફઝલ ઈબાદત છે. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

---

૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ ઈઝ્તિબાઅ ફીત્તવાફ.

૪. કિતાબુલ હજ, પ્રકરણ : વજૂબ તવાફુલ વિદાઅ.

# اَلطَّوَافُ

# તવાફના મસાઈલ

**મસ્લા - ૧૫૭ : બૈતુલ્લાહ શરીફના એક તવાફનો સવાબ એક ગુલામ આઝાદ કરવા બરાબર છે.**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ - مَنْ طَافَ بِالْبَيْتِ وَ صَلّٰى رَكْعَتَيْنِ كَانَ كَعِتْقٍ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنه કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને કહેતા સાંભળ્યા છે કે જેણે બૈતુલ્લાહ શરીફનો તવાફ કર્યો અને બે રકા'તો અદા કરી જાણે તેણે એક ગુલામને આઝાદ કર્યો. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૧૫૮ : તવાફ માટે સતર ઢાંકવું શરત (ફર્ઝ) છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه اَنَّ اَبَا بَكْرٍ الصِّدِّيْقَ رضي الله عنه بَعَثَهُ فِي الْحَجَّةِ الَّتِيْ اَمَّرَهُ عَلَيْهِ رَسُوْلُ اللّٰهِ ﷺ قَبْلَ حَجَّةِ الْوَدَاعِ يَوْمَ النَّحْرِ فِيْ رَهْطٍ يُؤَذِّنُ فِي النَّاسِ اَنْ لَّا يَحُجَّ بَعْدَ الْعَامِ مُشْرِكٌ وَّ لَا يَطُوْفُ بِالْبَيْتِ عُرْيَانٌ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા رضي الله عنهથી રિવાયત છે કે હઝરત અબૂબક્ર رضي الله عنهએ હજ્જતુલ વિદાઅથી પહેલા તેમને એ હજમાં મોકલ્યા, જેમાં રસૂલે અકરમ ﷺએ તેમને (અર્થાત્ હઝરત અબૂબક્ર رضي الله عنهને) અમીર નિયુક્ત કર્યા હતા, જેથી તેઓ કુરબાનીના દિવસે (અર્થાત્ ૧૦ ઝિલહજ્જ) મિનામાં લોકો દરમ્યાન જાહેર એલાન કરી દે કે આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ ન કરે અને કોઈ વ્યક્તિ નગ્ન થઈને બૈતુલ્લાહ શરીફનો તવાફ ન કરે. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા - ૧૫૯ : તવાફ માટે દરેક પ્રકારની નજાસત (અશુદ્ધિ)થી પવિત્ર થવું જરૂરી છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها عَنِ النَّبِيِّ ﷺ قَالَ : اَلْحَائِضُ تَقْضِي الْمَنَاسِكَ كُلَّهَا اِلَّا الطَّوَافَ بِالْبَيْتِ. (رَوَاهُ اَحْمَدُ)

૧. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝલુલ તવાફ.
૨. કિતાબુલ હજ, પ્રકરણ : લા યતૂફ બિલ બઈત ઉરયાન વ લા...

હઝરત આઈશા ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''માસિક ધર્મવાળી સ્ત્રી તવાફ સિવાય તમામ અહકામો પૂરા કરે.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૩)

**મસ્લા - ૧૬૦: તવાફ માટે વુઝૂથી હોવું જરૂરી છે.**

**મસ્લા - ૧૬૧: ઈસ્તેહાઝા (માસિક ધર્મમાં ચાર દિવસથી વધારે રક્તસ્ત્રાવવાળી સ્ત્રી), બવાસિર (હરસ-મસા), પેશાબ અને મઝી (કામવેગ વખતે નીકળતું ચીકણું ઘટ્ટ પ્રવાહી) વગેરેના બીમાર વ્યક્તિએ દરેક પ્રકારના તવાફ માટે નવું વુઝૂ કરવું જોઈએ.**

عَنْ عَائِشَةَ ﷺ اَنَّ فَاطِمَةَ بِنْتِ اَبِيْ حُبَيْشٍ كَانَتْ تُسْتَحَاضُ فَقَالَ لَهَا رَسُوْلُ اللّٰهِ ﷺ - اِنَّ دَمَ الْحَيْضِ دَمٌ اَسْوَدُ يُعْرَفُ فَاِذَا كَانَ ذٰلِكَ فَاَمْسِكِيْ عَنِ الصَّلَاةِ وَاِذَا كَانَ الْاٰخَرُ فَتَوَضَّئِيْ وَ صَلِّيْ. (رَوَاهُ النَّسَائِيُّ) حسن

હઝરત આઈશા ﷺથી રિવાયત છે કે હઝરત ફાતિમા બિન્તે અબી હુબૈશ ﷺ ઈસ્તહાઝા (લાંબા માસિક-ધર્મના રક્તસ્ત્રાવ)ની બીમાર હતી. તેમને રસૂલુલ્લાહ ﷺ ફરમાવ્યું, ''માસિક ધર્મના લોહીનો રંગ કાળો હોય છે, જે ઓળખાઈ જાય છે. જો આ હોય તો નમાઝ ન પઢો અને જો આ સિવાય કોઈ બીજું લોહી હોય તો પછી (દરેક વખતે) વુઝૂ કરો અને નમાઝ અદા કરો. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૪)

**મસ્લા - ૧૬૨: તવાફે કુદૂમ અને તવાફે ઉમરામાં ઈઝ્તિબાઅ (અહરામ)ની ચાદર જમણા ખભાની નીચેથી કાઢીને ડાબા ખભા પર નાખી દેવી મસનૂન છે.**

**સ્પષ્ટીકરણ :** (૧) હદીસ મસ્લા - ૧૫૩ માં જુઓ.
(૨) તવાફ પછી વિશેષ રૂપે નમાઝ વખતે ઈઝ્તિબાઅ જાઈઝ નથી. જુઓ મસ્લા-૮૪.

**મસ્લા - ૧૬૩: તવાફની શરૂઆત હજ્રે અસ્વદને ચુંબન આપવા (અથવા હાથથી સ્પર્શ કરીને હાથને ચુંબન આપવા)થી કરવી જોઈએ.**

**મસ્લા - ૧૬૪: તવાફમાં બૈતુલ્લાહ શરીફ ડાબી તરફ હોવા જોઈએ.**

**મસ્લા - ૧૬૫: એક તવાફ બૈતુલ્લાહ શરીફની આસપાસ સાત ચક્કરોનો હોવો જોઈએ.**

---

૩. મુંતકિયુલ અખબાર, કિતાબુલ હજ, પ્રકરણ : અત્તહારત વ મસ્વતુલ તવાફ.
૪. કિતાબુલ હૈઝ વલ ઈસ્તહાઝહ, પ્રકરણ : અલ ફરક બિન દમ અલ હૈઝ વલ ઈસ્તહાઝહ.

**મસ્લા - ૧૬૬ :** તવાફે કુદૂમના પહેલા ત્રણ ચક્કરોમાં રમલ (ખભો અક્કડ રાખીને તેજ ગતિથી અને નાના-નાના ડગલાઓ ભરીને ચાલવું) મસનૂન છે.

**મસ્લા - ૧૬૭ :** સાત ચક્કર પૂરા કર્યા પછી મકામે-ઈબ્રાહીમ પર આવીને બે રકા'ત નમાઝ અદા કરવી મસનૂન છે.

**મસ્લા - ૧૬૮ :** બે રકા'ત નમાઝ પઢીને સફા અને મરવા પર જતાં પહેલા હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરવું મસનૂન છે.

عَنْ جَابِرٍ رضی اللہ عنہ قَالَ لَمَّا قَدِمَ النَّبِيُّ ﷺ مَكَّةَ دَخَلَ الْمَسْجِدَ فَاسْتَلَمَ الْحَجَرَ ثُمَّ مَضٰى عَلٰى يَمِيْنِهٖ فَرَمَلَ ثَلَاثًا وَ مَشٰى اَرْبَعًا ثُمَّ اَتَى الْمَقَامَ فَقَالَ - وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرَاهِيْمَ مُصَلًّى، فَصَلّٰى رَكْعَتَيْنِ وَ الْمَقَامُ بَيْنَهٗ وَ بَيْنَ الْبَيْتِ ثُمَّ اَتَى الْحَجَرَ بَعْدَ الرَّكْعَتَيْنِ فَاسْتَلَمَهٗ ثُمَّ خَرَجَ اِلَى الصَّفَا ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ)

હઝરત જાબિર رضی اللہ عنہ ફરમાવે છે કે જ્યારે નબી અકરમ ﷺ મક્કા તશરીફ લાવ્યા અને મસ્જિદે હરામમાં દાખલ થયા તો હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કર્યો, પછી બૈતુલ્લાહ શરીફની જમણી તરફ ચાલવાનું શરૂ કર્યું. ત્રણ ચક્કરોમાં રમલ કર્યું. (બાકી) ચાર ચક્કરોમાં સામાન્ય ગતિથી ચાલ્યા. (સાત ચક્કર પૂરા કર્યા પછી) મકામે ઈબ્રાહીમ તરફ તશરીફ લાવ્યા અને આ આયત તિલાવત કરી - 'અને મકામે ઈબ્રાહીમને પોતાની નમાઝની જગ્યા બનાવી લો.' (સૂરઃ બકરહ, આ. ૧૨૫) ત્યાં બે રકા'ત નમાઝ અદા કરી. (તે વખતે) મકામે ઈબ્રાહીમ રસૂલુલ્લાહ ﷺ અને બૈતુલ્લાહ શરીફની વચ્ચે હતું. નમાઝ પછી આપ ﷺ હજ્રે અસ્વદની પાસે તશરીફ લાવ્યા અને ઈસ્તિલામ કર્યો અને સફા તરફ (સઈ માટે) તશરીફ લઈ ગયા. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૫]

**સ્પષ્ટીકરણ :** તવાફે કુદૂમના પહેલા ત્રણ ચક્કરોમાં રમલ માત્ર પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નહીં. જુઓ મસ્લા - ૨૧૬.

**મસ્લા - ૧૬૯ :** હજ્રે અસ્વદનો ઈસ્તિલામ (હાથથી સ્પર્શ કરીને હાથને ચૂમવું) કરતી વખતે 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' કહેવું મસનૂન છે.

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہما اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَأْتِي الْبَيْتَ فَيَسْتَلِمُ الْحَجَرَ وَيَقُوْلُ: بِسْمِ اللّٰهِ وَ اللّٰهُ اَكْبَرُ۔ (رَوَاهُ اَحْمَدُ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہما થી રિવાયત છે કે નબી અકરમ ﷺ બૈતુલ્લાહ શરીફ (ના તવાફ માટે) તશરીફ લાવતા તો હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરતા અને

૫. કિતાબુલ હજ, પ્રકરણ : માજાઅ કઈફુત્તવાફ.

ફરમાવતા **'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર'**. આને અહમદે રિવાયત કરેલ છે.[૬]

**<u>મસ્લા - ૧૭૦ :</u> હજ્રે અસ્વદને સ્પર્શ કર્યા પછી હાથને બોસો આપવો (ચુંબન) કરવું મસનૂન છે.**

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہما اَنَّهٗ سَاَلَهٗ رَجُلٌ عَنِ اسْتِلَامِ الْحَجَرِ فَقَالَ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَسْتَلِمُهٗ وَ يُقَبِّلُهٗ. (رَوَاهُ الْبُخَارِیُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہماથી રિવાયત છે કે તેમને એક વ્યક્તિ દ્વારા હજ્રે અસ્વદના ઈસ્તિલામ વિશે પૂછવામાં આવ્યું, તો તેમણે કહ્યું, ''મેં રસૂલુલ્લાહ ﷺને હજ્રે અસ્વદને સ્પર્શ કર્યા પછી હાથને ચુમતા જોયા છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૭]

**<u>મસ્લા - ૧૭૧ :</u> ભીડના કારણે હજ્રે અસ્વદને બોસો આપવો સંભવ ન હોય તો હાથ કે છત્રીથી હજ્રે અસ્વદને સ્પર્શ કરીને તેને બોસો આપી દેવો જોઈએ.**

عَنْ اَبِي الطُّفَيْلِ رضی اللہ عنہ يَقُوْلُ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَطُوْفُ بِالْبَيْتِ وَ يَسْتَلِمُ الرُّكْنَ بِمِحْجَنٍ مَعَهٗ وَ يُقَبِّلُ الْمِحْجَنَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ તુફૈલ رضی اللہ عنہ કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને બૈતુલ્લાહ શરીફનો તવાફ કરતા જોયા. આપ ﷺ હજ્રે અસ્વદને પોતાની છત્રીથી સ્પર્શ કરતા અને તેને ચુમી લેતા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૮]

**<u>મસ્લા : ૧૭૨ :</u> ભીડ વખતે હજ્રે અસ્વદનો બોસો લેવા માટે ધક્કામુક્કી કરવી અને કોઈને પાછું ધકેલવું કે અટકાવવું જાઈઝ નથી.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما قَالَ اِذَا وَ جَدْتَ عَلَى الرُّكْنِ زِحَامًا فَانْصَرِفْ وَ لَا تَقِفْ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہما ફરમાવે છે કે હજ્રે અસ્વદ પર ભીડ હોય તો (બોસો આપવા માટે) ત્યાં ન રોકાઓ, બલ્કે (ઈશારો કરીને) નીકળી જાઓ. આને શાફઈએ રિવાયત કરેલ છે.[૯]

**<u>મસ્લા - ૧૭૩ :</u> તવાફ માટે દરેક ચક્કરમાં હજ્રે અસ્વદ અને રુકને યમાનીને હાથથી સ્પર્શ કરવું મસનૂન છે.**

---

૬. ફિક્હુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : સુનન અત્તવાફ.
૭. કિતાબુલ હજ, પ્રકરણ : તકબીલુલ હજ્ર.
૮. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ અત્તવાફ અલા બઈર...
૯. કિતાબુલ મનાસિક.

**મસ્લા - ૧૭૪ :** સવારી પર અથવા ખાટલા પર તવાફ કરવો જાઈઝ છે.

**મસ્લા - ૧૭૫ :** તવાફના દરેક ચક્કરમાં હજ્જે અસ્વદનો ઈસ્તિલામ કરવું મસનૂન છે.

**મસ્લા - ૧૭૬ :** ઈસ્તિલામ કરતી વખતે માત્ર 'અલ્લાહુ અકબર'ના શબ્દો કહેવા પણ જાઈઝ છે.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ طَافَ بِالْبَيْتِ وَ هُوَ عَلٰى بَعِيْرٍ كُلَّمَا اَتٰى عَلَى الرُّكْنِ اَشَارَ اِلَيْهِ بِشَيْءٍ فِيْ يَدِهٖ وَ كَبَّرَ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત ઈબ્ને અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ બૈતુલ્લાહ શરીફનો તવાફ ઊંટ પર બેસીને કર્યો. જ્યારે પણ આપ ﷺ હજ્જે અસ્વદની પાસે આવતા તો આપ ﷺના હાથમાં જે વસ્તુ પણ હોતી (અર્થાત્ છડી, લાકડી) તેનાથી ઈશારો કરતા અને 'અલ્લાહુ અકબર' કહેતા. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૦)

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ كَانَ رَسُوْلُ اللّٰهِ ﷺ لَا يَدَعُ اَنْ يَّسْتَلِمَ الرُّكْنَ الْيَمَانِيَ وَالْحَجَرَ فِيْ كُلِّ طَوَافِهٖ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફરમાવે છે કે રસૂલ અકરમ ﷺ કોઈ ચક્કરમાં પણ હજ્જે અસ્વદ અને રુક્ને યમાનીનો ઈસ્તિલામ કરવાનું છોડતા ન હતા. આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૧)

**સ્પષ્ટીકરણ :** હજ્જે અસ્વદ અને રુક્ને યમાનીના ઈસ્તિલામમાં ફરક નીચે મુજબ છે :

| હજ્જે અસ્વદ | હજ્જે અસ્વદ |
|---|---|
| ૧. તક મળે તો હજ્જે અસ્વદને હોઠથી ચૂમવું મસનૂન છે. | ૧. તક મળે તો હજ્જે અસ્વદને હોઠથી ચૂમવું મસનૂન છે. |
| ૨. ચૂમવું સંભવ ન હોય તો હજ્જે અસ્વદને હાથથી સ્પર્શ કરીને હાથને ચૂમવું મસનૂન છે. | ૨. ચૂમવું સંભવ ન હોય તો હજ્જે અસ્વદને હાથથી સ્પર્શ કરીને હાથને ચૂમવું મસનૂન છે. |
| ૩. હજ્જે અસ્વદને હાથથી સ્પર્શ કરવું સંભવ ન હોય તો દૂરથી ઈશારો કરવું મસનૂન છે. | ૩. હજ્જે અસ્વદને હાથથી સ્પર્શ કરવું સંભવ ન હોય તો દૂરથી ઈશારો કરવું મસનૂન છે. |
| ૪. હજ્જે અસ્વદને સ્પર્શ કે ઈશારો કરતી વખતે 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' અથવા 'અલ્લાહુ અકબર' કહેવું મસનૂન છે. | ૪. હજ્જે અસ્વદને સ્પર્શ કે ઈશારો કરતી વખતે 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' અથવા 'અલ્લાહુ અકબર' કહેવું મસનૂન છે. |

૧૦. મિશ્કાતુલ મસાબીહ, કિતાબુલ મનાસિક, પ્રકરણ : દખૂલ મક્કહ વત્તવાફ ફસ્લુલ અવ્વલ.
૧૧. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈસ્તિલામુલ અરકાન.

**મસ્લા : ૧૭૭ : હજ્રે અસ્વદ અને રુક્ને યમાનીને સ્પર્શ કરવાની ફઝીલત (શ્રેષ્ઠતા).**

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہما قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ : اِنَّ مَسْحَهُمَا يَحُطُّ الْخَطَايَا۔ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہما કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને એવું ફરમાવતા સાંભળ્યા છે કે, ''આ બંને (પથ્થરો)ને સ્પર્શ કરવું ગુનાઓને મિટાવે છે.'' આને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[૧૨]

**મસ્લા - ૧૭૮ : હજ્રે અસ્વદ કયામતના દિવસે ઈસ્તિલામ કરવાવાળાઓ માટે સાક્ષી આપશે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - فِي الْحَجَرِ وَاللّٰهِ لَيَبْعَثَنَّهُ اللّٰهُ يَوْمَ الْقِيَامَةِ لَهُ عَيْنَانِ يُبْصِرُ بِهِمَا وَ لِسَانٌ يَنْطِقُ بِهِ يَشْهَدُ عَلٰى مَنِ اسْتَلَمَهُ بِحَقٍّ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ હજ્રે અસ્વદ વિશે એ વાત ઈરશાદ ફરમાવી કે, ''અલ્લાહના સોગંદ ! કયામતના દિવસે અલ્લાહ તઆલા હજ્રે અસ્વદને એ રીતે ઉઠાવશે કે તેની બે આંખો હશે જેનાથી તે જોશે અને જીભ હશે જેનાથી તે વાત કરશે અને દરેક એ વ્યક્તિ માટે સાક્ષી આપશે જેણે ઈમાનની સાથે તેને સ્પર્શ કર્યો હશે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૧૩]

**મસ્લા - ૧૭૯ : હજ્રે અસ્વદ પર સિજદો કરવું મસનૂન છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما رَاَيْتُ عُمَرَ بْنَ الْخَطَّابِ رضی اللہ عنہ قَبَّلَ وَ سَجَدَ عَلَيْهِ ثُمَّ قَالَ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ فَعَلَ هٰكَذَا فَفَعَلْتُ۔ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہماથી રિવાયત છે કે મેં હઝરત ઉમર બિન ખત્તાબ رضی اللہ عنہને હજ્રે અસ્વદને ચૂમતા અને તેના પર સિજદો કરતા જોયા છે. હઝરત ઉમર رضی اللہ عنہએ આવું કર્યા પછી ફરમાવ્યું, ''મેં રસૂલુલ્લાહ ﷺને આવું કરતા જોયા છે તેથી મેં પણ આવું કર્યું છે.'' આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[૧૪]

---

૧૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝલુલ ઈસ્તિલામ અલ રુક્નૈન.
૧૩. કિતાબુલ હજ, પ્રકરણ : માજાઅ ફીલ હજ્રુલ અસ્વદ.
૧૪. અબ્વાબુલ હજ, પ્રકરણ : ૧૧૦

**મસ્લા - ૧૮૦: હજ્રે અસ્વદ પર આંસુ વહાવવા મસનૂન છે.**

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہ قَالَ اسْتَقْبَلَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَلْحَجَرَ وَ اسْتَلَمَهُ ثُمَّ وَضَعَ شَفَتَيْهِ يَبْكِيْ طَوِيْلًا فَإِذَا عُمَرَ يَبْكِيْ طَوِيْلًا فَقَالَ يَا عُمَرَ - هُنَا تَسْكَبُ الْعَبَرَاتُ. (رَوَاهُ حَاكِمُ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ હજ્રે અસ્વદની પાસે તશરીફ લાવ્યા. તેને બોસો કર્યો. પછી પોતાના હોઠ તેના પર મૂકીને ઘણી વાર સુધી આંસુ વહાવતા રહ્યા. હઝરત ઉમર رضی اللہ عنہ (જેઓ આપ ﷺની પાસે ઊભા હતા) પણ ઘણી વાર સુધી રડતા રહ્યા. આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''હે ઉમર (رضی اللہ عنہ) ! અહીં આંસુ વહાવવામાં આવે છે.'' આને હાકિમે રિવાયત કરેલ છે.(૧૫)

**મસ્લા - ૧૮૧: રુક્ને યમાની અને હજ્રે અસ્વદની વચ્ચે નીચે મુજબની દુઆ માગવી મસનૂન છે.**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ السَّائِبِ رضی اللہ عنہ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ مَا بَيْنَ الرُّكْنَيْنِ - رَبَّنَا اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ حَسَنَةً وَّ قِنَا عَذَابَ النَّارِ. (رَوَاهُ أَبُوْ دَاوُدَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન સાઈબ رضی اللہ عنہથી રિવાયત છે કે મેં રસૂલુલ્લાહને રુક્ને યમાની અને હજ્રે અસ્વદની વચ્ચે આ દુઆ માગતા સાંભળ્યા છે - **''રબ્બના આતિના ફિદ્-દુનિયા હસનતંવ વ-ફીલ આખિરતિ હસનતંવ વ-કિના અઝાબન્નાર.''** (હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં ભલાઈ પ્રદાન કર અને આખિરતમાં પણ ભલાઈ પ્રદાન કર અને આગના અઝાબથી બચાવ.) આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૬)

**મસ્લા - ૧૮૨: હતીમ બૈતુલ્લાહ શરીફનો (અખંડિત) હિસ્સો છે. તેથી હતીમની બહારથી તવાફ કરવા જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہ قَالَ الْحِجْرُ مِنَ الْبَيْتِ لِاَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ طَافَ بِالْبَيْتِ مِنْ وَرَائِهِ قَالَ اللّٰهُ تَعَالٰى وَلْيَطَّوَّفُوْا بِالْبَيْتِ الْعَتِيْقِ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہ ફરમાવતા કે હતીમ બૈતુલ્લાહ શરીફનો

૧૫. ફિક્હુસ્સુન્નહ, કિતાબુલ હજ, સુનન અત્તવાફ.
૧૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અદ્-દુઆ ફીત્તવાફ.

ભાગ છે, કેમ કે રસૂલુલ્લાહ ﷺએ બૈતુલ્લાહ શરીફનો તવાફ હતીમના બહારથી કર્યો અને અલ્લાહ ત્આલાનો મુબારક ઈરશાદ છે કે, ''પ્રાચીન ઘરનો તવાફ કરો.'' આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૧૭)

**<u>મસ્લા - ૧૮૩ :</u> તવાફ દરમ્યાન તિલાવતે કુર્આન, તસ્બીહ વ તહલીલ તથા દુઆઓ અને ઝિક્ર કરવા જોઈએ.**

**<u>મસ્લા - ૧૮૪ :</u> તવાફ દરમ્યાન જરૂર પડે તો વાત કરવી જાઈઝ છે.**

عَنْ عَائِشَةَ ﵂ عَنِ النَّبِيِّ ﷺ قَالَ إِنَّمَا جُعِلَ رَمْيُ الْجِمَارُ وَالطَّوَافُ بِالْبَيْتِ لِإِقَامَةِ ذِكْرِ اللّٰهِ لَيْسَ لِغَيْرِهِ وَزَادَ الْآخَرُوْنَ فِي الْحَدِيْثِ وَ السَّعْيُ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત આઈશા ﵂થી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''રમી જિમાર અને બૈતુલ્લાહ શરીફના તવાફને અલ્લાહનો ઝિક્ર કરવાનું માધ્યમ બનાવવામાં આવેલ છે, તેના સિવાય તેનો કોઈ ઉદ્દેશ્ય નથી.'' કેટલાક રાવીઓએ હદીસમાં સફા અને મરવાની સઈનો વધારો પણ કર્યો છે. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૧૮)

عَنْ طَاوُسٍ ﵀ عَنْ رَجُلٍ أَدْرَكَ النَّبِيَّ ﷺ قَالَ - اَلطَّوَافُ بِالْبَيْتِ صَلَاةٌ فَأَقِلُّوا مِنَ الْكَلَامِ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત તાઉસ ﵀ એક એવા માણસથી રિવાયત કરે છે, જેણે નબી અકરમ ﷺને જોયા કે આપ ﷺએ ફરમાવ્યું, ''બૈતુલ્લાહ શરીફનો તવાફ નમાઝની જેમ છે, તેથી તવાફ દરમ્યાન ઓછામાં ઓછી વાત કરો.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૧૯)

**<u>મસ્લા - ૧૮૫ :</u> તવાફ દરમ્યાન જો કોઈ શરઈ ઉઝ્ર (જેમ કે ફર્ઝ નમાઝનો કયામ) આવી જાય તો તવાફનો ક્રમ અટકાવી દેવું જાઈઝ છે.**

**<u>મસ્લા - ૧૮૬ :</u> તવાફનો ક્રમ અટકાવવો પડે તો ઉઝ્ર દૂર થઈ ગયા પછી પહેલા ચક્કર ગણીને બાકી ચક્કર પૂરા કરવા જોઈએ.**

**<u>મસ્લા - ૧૮૭ :</u> બાકી ચક્કરોની શરૂઆત એ જ જગ્યાએથી કરવી જોઈએ જ્યાંથી તવાફનો ક્રમ અટકાવ્યો હતો.**

---

૧૭. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અત્તવાફ મિન વરાઉલ હજ્ર, હદીસ નં. ૨૭૪૦.
૧૮. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈસ્તજાબ ઝિક્રુલ્લાહ ફીત્તવાફ, હદીસ નં. ૨૭૨૭.
૧૯. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈબાહતુલ કલામ ફીત્તવાફ.

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّهُ كَانَ يَطُوْفُ بِالْبَيْتِ فَاُقِيْمَتِ الصَّلَاةُ فَصَلّٰى مَعَ الْقَوْمِ ثُمَّ قَامَ فَبَنٰى عَلٰى مَا مَضٰى مِنْ طَوَافِهٖ۔ (ذَكَرَهُ فِيْ فِقْهِ السُّنَّةِ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما થી રિવાયત છે કે તેઓ બૈતુલ્લાહ શરીફનો તવાફ કરતાં (એ દરમ્યાન) નમાઝ ઊભી થઈ જતી તો લોકોની સાથે નમાઝ અદા કરતા અને તવાફના જેટલા ચક્કર અદા કરી લીધા હોય તેના પછી બાકી ચક્કર અદા કરતા. આ રિવાયત ફિક્હુસ્સુન્નહમાં છે.(૨૦)

**<u>મસ્લા - ૧૮૮ :</u> તવાફની બે રકા'તોમાં પહેલી રકા'તમાં સૂરઃ કાફિરૂન અને બીજીમાં સૂરઃ ઈખ્લાસ પઢવું મસનૂન છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَرَأَ فِيْ رَكْعَتَيِ الطَّوَافِ بِسُوْرَتَيِ الْاِخْلَاصِ قُلْ يَا اَيُّهَا الْكٰفِرُوْنَ وَ قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنه થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ તવાફની બે રકા'તોમાં એકમાં **કુલ યા ઐયુહલ કાફિરૂન** અને બીજીમાં **કુલ હુવલ્લાહુ અહદ** તિલાવત ફરમાવી. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૨૧)

**<u>મસ્લા - ૧૮૯ :</u> બૈતુલ્લાહ શરીફનો તવાફ અને નમાઝ મનાઈ કરવામાં આવેલ સમયમાં પણ જાઈઝ છે.**

عَنْ جُبَيْرِ بْنِ مُطْعِمٍ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ قَالَ - يَا بَنِيْ عَبْدِ مَنَافٍ لَا تَمْنَعُنَّ اَحَدًا طَافَ بِهٰذَا الْبَيْتِ وَ صَلّٰى اَيَّ سَاعَةٍ شَاءَ مِنْ لَيْلٍ اَوْ نَهَارٍ۔ (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત જુબૈર બિન મુત્ઈમ رضي الله عنه થી રિવાયત છે કે નબી અકરમ ﷺ એ ફરમાવ્યું, "હે બનૂ અબ્દે મનાફ! દિવસ અને રાતની કોઈ પણ ઘડીમાં લોકોને બૈતુલ્લાહ શરીફનો તવાફ કરવા અને નમાઝ અદા કરવાથી મનાઈ ન કરો." આને નસાઈએ રિવાયત કરેલ છે.(૨૨)

**<u>મસ્લા - ૧૯૦ :</u> ઉમરા અદા કરવાવાળા વ્યક્તિને ઉમરાના તવાફ શરૂ કરતાં પહેલા તલબિયા કહેવાનું બંધ કરી દેવું જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૩૭ માં જુઓ.

---

૨૦. કિતાબુલ મનાસિક, પ્રકરણ : શરૂત્-તવાફ.
૨૨. કિતાબુલ હજ, પ્રકરણ : જાઅ મા યકરઉ ફી રકઅતુત્તવાફ.
૨૨. કિતાબુલ હજ, પ્રકરણ : ઈબાહતુત્તવાફ ફી કુલ્લિ અવકાત.

**મસ્લા - ૧૯૧ : તવાફ સમાપ્ત કર્યા પછી આબે-ઝમઝમ પીવું અને તેમાંથી થોડુંક પાણી માથા પર વહાવવું મુસ્તહબ છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ رَمَلَ ثَلَاثَةَ اَطْوَافٍ مِنَ الْحَجَرِ اِلَى الْحَجَرِ وَ صَلّٰى رَكْعَتَيْنِ ثُمَّ عَادَ اِلَى الْحَجَرِ ثُمَّ ذَهَبَ اِلٰى زَمْزَمَ فَشَرِبَ مِنْهَا وَ صَبَّ عَلٰى رَاسِهٖ ثُمَّ رَجَعَ فَاسْتَلَمَ الرُّكْنَ ثُمَّ رَجَعَ اِلَى الصَّفَا فَقَالَ اَبْدَءُ بِمَا بَدَاَ اللّٰهُ عَزَّوَ جَلَّ بِهٖ۔ (رَوَاهُ اَحْمَدُ) صحيح

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنه નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે આપ ﷺએ (તવાફ પહેલા) ત્રણ ચક્કરોમાં હજ્રે અસ્વદથી લઈને હજ્રે અસ્વદ સુધી રમલ કર્યું, (તવાફ સમાપ્ત કર્યા પછી) બે રકા'ત નમાઝ પઢી. પછી હજ્રે અસ્વદ તરફ પાછા ફર્યા (અને તેનો ઈસ્તિલામ કર્યો), પછી આપ ﷺ ઝમઝમ તરફ તશરીફ લઈ ગયા અને ઝમઝમ પીધું અને (થોડુંક પાણી) માથા પર નાખ્યું. પછી પાછા ફરીને હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કર્યો અને તેના પછી સફા તરફ એમ કહેતા તશરીફ લાવ્યા - اَبْدَءُ بِمَا بَدَاَ اللّٰهُ **અબ્દઉ બિમા બદાઅલ્લાહ** (હું સઈની શરૂઆત કરું છું જેના ઉલ્લેખથી ગૌરવશાળી અને મહિમાવાન અલ્લાહે કુર્આન-મજીદમાં આયતનો આરંભ કર્યો). આને અહમદે રિવાયત કરેલ છે.(૨૩)

**મસ્લા - ૧૯૨ : ઝમઝમ ધરતીના તમામ પાણીઓથી શ્રેષ્ઠ પાણી છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ قَالَ : خَيْرُ مَاءٍ عَلٰى وَ جْهِ الْاَرْضِ مَاءُ زَمْزَمَ فِيْهِ طَعَامٌ مِنَ الطُّعْمِ وَ شِفَاءٌ مِّنَ السُّقْمِ۔ (رَوَاهُ الطَّبْرَانِيُّ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''ધરતી પર સૌથી શ્રેષ્ઠ પાણી ઝમઝમ છે, જે ભૂખ્યાઓ માટે ભોજન અને બીમારો માટે શિફા (રોગ-નિવારણ) છે.'' આને તબરાનીએ રિવાયત કરેલ છે.(૨૪)

**મસ્લા - ૧૯૩ : ઝમઝમ પીતા પહેલાં માગવામાં આવેલ દુઆઓ કબૂલ થાય છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رضي الله عنه يَقُوْلُ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ - مَاءُ زَمْزَمَ لِمَا شُرِبَ لَهٗ۔ (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

---

૨૩. અલ જુઝ્અસ્સાલિષ, હદીસ નં. ૩૯૪.
૨૪. સિલસિલતુલ અહાદીસ અલ સહીહતુલ અલબાની, હદીસ નં. ૧૦૫૬.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે ઝમઝમનું પાણી જે ઈરાદાથી પીવામાં આવે તે પૂરો થાય છે. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૨૫)

**<u>મસ્લા - ૧૯૪ :</u> ઝમઝમ પીતા પહેલાં રસૂલ અકરમ ﷺથી કોઈ ખાસ દુઆ માગવી સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૧૯૫ :</u> હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ઝમઝમ પીતા પહેલાં નીચે મુજબની દુઆ માગતા હતા :**

**''અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈલ્મન્-નાફિઅંવ્-વ-રિઝ્કંવ્-વાસિઅંવ્-વ-શિફાઅમ્-મિન્ કુલ્લિ દાઈ.''**

كَانَ ابْنُ عَبَّاسٍ ﷺ إِذَا شَرِبَهُ قَالَ اَللّٰهُمَّ إِنِّيْ اَسْئَلُكَ عِلْمًا نَّافِعًا وَّ رِزْقًا وَّاسِعًا وَّ شِفَاءً مِنْ كُلِّ دَاءٍ۔ (رَوَاهُ الْمُنْذِرِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ જ્યારે ઝમઝમ પીતા તો આ દુઆ માગતા, ''હે અલ્લાહ ! હું તારાથી લાભપ્રદ જ્ઞાન, વ્યાપક રોજી અને દરેક પ્રકારની બીમારીથી શિફાની માગણી કરું છું.'' આને મુન્ઝરીએ રિવાયત કરેલ છે.(૨૬)

**<u>મસ્લા - ૧૯૬ :</u> હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ ઝમઝમ પીતા પહેલાં નીચે મુજબની દુઆ માગતા હતા.**

**''માઅ ઝમઝમ લિમા શુરિબ લહૂ વ હાઝા અશ્રિબુહૂ બિ-તઅશિ યવ્મલ કિયામહ.''**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ ﷺ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - مَاءُ زَمْزَمَ لِمَا شُرِبَ لَهُ وَ هٰذَا اَشْرِبُهُ بِعَطَشِ يَوْمِ الْقِيٰمَةِ۔ (رَوَاهُ اَحْمَدُ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''ઝમઝમ જે નિયતથી પીવામાં આવે તે પૂરી થાય છે, તેથી હું એ નિયતથી પીવું છું કે કયામતના દિવસે (હશ્રના મેદાનમાં) તરસની તીવ્રતાથી સુરક્ષિત રહું.'' પછી ઝમઝમ પીતા. આને અહમદે રિવાયત કરેલ છે.(૨૭)

---

૨૫. કિતાબુલ હજ, પ્રકરણ : અલ શરબ મિન ઝમઝમ.
૨૬. ફિક્હુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબુલ શરબ મિન માઅ ઝમઝમ.
૨૭. ફિક્હુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબુલ શરબ મિન માઅ ઝમઝમ.

**મસ્લા - ૧૯૭ : ઝમઝમનું પાણી ઊભા રહીને પીવું મુસ્તહબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ سَقَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ مِنْ زَمْزَمَ فَشَرِبَ وَ هُوَ قَائِمٌ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ઝમઝમ પીવડાવ્યું તો આપ ﷺએ ઊભા થઈને પીધું. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૨૮]

**મસ્લા - ૧૯૮ : ઝમઝમ પીધા પછી મુલ્તઝિમથી ચોંટીને દુઆ માગવી મુસ્તહબ છે.**

عَنْ عَمْرِو بْنِ شُعَيْبٍ اَنْ اَبِيْهِ عَنْ جَدِّهٖ قَالَ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يُلْزِقُ وَجْهَهٗ وَ صَدْرَهٗ بِالْمُلْتَزِمِ۔ (ذَكَرَهٗ فِقْهُ السُّنَّةِ)

હઝરત ઉમરૂ પોતાના પિતા શુએેબથી, શુએેબ પોતાના દાદા (હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરૂ બિન આસ ﷺ)થી રિવાયત કરે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને મુલ્તઝિમની સાથે પોતાનો ચહેરો અને છાતી ચિમટાવેલા જોયા. આ રિવાયત ફિક્હુસ્સુન્નહમાં છે.[૨૯]

**મસ્લા - ૧૯૯ : તવાફે ઈફાઝા (તવાફે ઝિયારત) અદા કરતાં પહેલા જો કોઈ હાજી મૃત્યુ પામે તો કોઈ બીજા સાથીને તેની બાકીની હજ (અર્થાત્ તવાફે ઝિયારત) પૂરાં કરવાની જરૂર નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૧૦ માં જુઓ.

**મસ્લા - ૨૦૦ : જો કોઈને તવાફના ચક્કરોની સંખ્યામાં શંકા થઈ જાય, તો ઓછી સંખ્યા ગણીને બાકી ચક્કરોથી તવાફ પૂરા કરવા જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૨૪ માં જુઓ.

## તવાફ વિશે એ બાબતો જે સુન્નતથી સાબિત નથી.

૧. તવાફ માટે نَوَيْتُ طَوَافِيْ هٰذَا 'નવઈતુ તવાફી હાઝા' જેવા શબ્દોથી નિયત કરવી.

૨. હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરતી વખતે નમાઝની જેમ બંને હાથ ઊંચા કરવા.

---

૨૮. કિતાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફી ઝમઝમ.

૨૯. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબુદ્-દુઆ ઈન્દલ મુલ્તઝિમ.

૩. ઈસ્તિલામ પછી اَللّٰهُمَّ إِيمَانًا بِكَ وَتَصْدِيقًا بِكِتَابِكَ وَعَلَى سُنَّةِ نَبِيِّكَ ‘અલ્લાહુમ્મ ઈમાનન્ બિક વ તસ્દીકન્ બિ-કિતાબિક વ-અલા સુન્નતિ નબિય્યિક’ના શબ્દો કહેવા.

૪. તવાફ દરમ્યાન છાતી પર હાથ બાંધવા.

૫. બૈતુલ્લાહ શરીફના દરવાજાની સામે اَللّٰهُمَّ إِنَّ الْبَيْتَ بَيْتُكَ الْحَرَمَ نَبِيِّكَ ‘અલ્લાહુમ્મ ઈન્નલ બઈત બઈતિકલ હરમ નબિય્યિક’ના શબ્દો કહેવા.

૬. તવાફ દરમ્યાન اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَّبْرُوْرًا وَّذَنْبًا مَّغْفُوْرًا وَّسَعْيًا مَّشْكُوْرًا وَّتِجَارَةً لَّنْ تَبُوْرًا يَا عَزِيْزُ يَا غَفَّارُ

‘અલ્લાહુમ્મજ્અલ્હુ હજજમ્-મબ્રૂરંવ-વ-ઝનબમ્ મગ્ફૂરંવ્-વ-સઅ્યમ્-મશ્કૂરંવ્-વ-તિજારતંલ્-લન્ તબૂ યા અઝીઝુ યા ગફ્ફાર.’ કહેવું.

૭. તવાફ દરમ્યાન રુક્ને-શામી, રુક્ને ઈરાક કે મકામે-ઈબ્રાહીમનો ઈસ્તિલામ કરવો.

૮. વરસાદ દરમ્યાન એમ સમજીને તવાફ કરવા કે આનાથી અગાઉના તમામ ગુનાઓ માફ થઈ જશે.

૯. તવાફ દરમ્યાન રુક્ને યમાનીને બોસો કરવો. (ચૂમવું).

૧૦. રુક્ને યમાનીને સ્પર્શ કર્યા પછી (હજ્રે અસ્વદની જેમ) હાથને ચૂમવું.

૧૧. ભીડના કારણે રુક્ને યમાનીને સ્પર્શ ન કરી શકવાની સ્થિતિમાં હજ્રે અસ્વદની જેમ દૂરથી ઈશારો કરવો.

૧૨. રુક્ને યમાનીને સ્પર્શ કરીને હજ્રે અસ્વદની જેમ ‘બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકરબ’ કહેવું.

૧૩. હજ્રે અસ્વદને ભીડના કારણે સ્પર્શ ન કરી શકવાની સ્થિતિમાં દૂરથી ઈશારો કર્યા પછી હાથને ચૂમવું.

૧૪. હજ્રે અસ્વદને ચૂમવા માટે ઈમામથી પહેલા સલામ ફેરવી દેવા.

૧૫. હજ્રે અસ્વદને ચૂમતી વખતે અવાજ કાઢવો (કે ઊંચા અવાજે બોલવું).

૧૬. તવાફ દરમ્યાન પહેલા, બીજા, ત્રીજા, ચોથા, પાચમા, છટ્ઠા અને સાતમાં ચક્કરમાં અલગ-અલગ દુઆઓ માગવી.

૧૭. ઉમરાના તવાફના તમામ ચક્કરોમાં રમલ કરવું.

૧૮. હજ્રે અસ્વદની સામે ફર્શ પર કાળા પથ્થરની લાઈન પર જ તવાફની બે રકા'ત નમાઝ અદા કરવી.

૧૯. હજ્રે અસ્વદ કે બૈતુલ્લાહ શરીફ કે કાબાના ગિલાફને સ્પર્શ કરીને પોતાના શરીર પર હાથ ફેરવવો અને એ વિશ્વાસ રાખવો કે આનાથી શિફા કે બરકત પ્રાપ્ત થશે.

૨૦. હજ્રે અસ્વદની સામે વધારે વાર સુધી ઈસ્તિલામ માટે ઊભા રહેવું અને વારંવાર રફઅ-યદૈનની જેમ હાથ ઊંચા કરવા અને વારંવાર  'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર' કહેવું.

૨૧. તવાફ દરમ્યાન મતૂફ (તવાફ કરાવનાર) દ્વારા ઊંચા અવાજથી દુઆઓ માગવી અને હાજીઓના ગ્રુપ દ્વારા પાછળ-પાછળ ઊંચા અવાજથી તેને દોહરાવવી.

૨૨. ભીડ હોય ત્યારે મકામે ઈબ્રાહીમની પાસે તવાફની નમાઝ અદા કરવા માટે ધક્કામુક્કી કરવી અથવા અડચણ ઊભી કરવી.

—★—

# عَلَى الْحَاجِّ كَمْ طَوَافًا

# હાજી પર કેટલા તવાફ વાજિબ છે ?

**મસ્લા - ૨૦૧ :** હજે ઈફરાદ અદા કરવાવાળા (મુફરિદ)ના શિરે બે તવાફ વાજિબ છે - એક તવાફે ઈફાઝા (તવાફે ઝિયારત) અને બીજો તવાફે વિદાઅ.

**મસ્લા - ૨૦૨ :** હજે કિરાન અદા કરવાવાળા (કારિન)ના શિરે ત્રણ તવાફ વાજિબ છે - એક ઉમરાનો, બીજો હજનો (અર્થાત્ તવાફે ઝિયારત) અને ત્રીજો તવાફે વિદાઅ.

**મસ્લા - ૨૦૩ :** હજે તમત્તોઅ અદા કરવાવાળા (મુતમત્તઅ)ના શિરે ત્રણ તવાફ વાજિબ છે. પહેલો તવાફ ઉમરાનો, બીજો તવાફ હજનો જે તવાફે ઝિયારત કહેવાશે અને ત્રીજો તવાફે વિદાઅ.

عَنْ عَائِشَةَ رَضِيَ اللهُ عَنْهَا زَوْجِ النَّبِيِّ ﷺ قَالَتْ خَرَجْنَا مَعَ النَّبِيِّ ﷺ فِيْ حَجَّةِ الْوَدَاعِ فَاَهْلَلْنَا بِعُمْرَةٍ.... فَطَافَ الَّذِيْنَ اَهَلُّوْا بِعُمْرَةٍ بِالْبَيْتِ وَ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةَ ثُمَّ حَلُّوْا ثُمَّ طَافُوْا طَوَافًا اٰخَرَ بَعْدَ اَنْ رَجَعُوْا مِنْ مِنًى وَ اَمَّا الَّذِيْنَ جَمَعُوْا بَيْنَ الْحَجِّ وَ الْعُمْرَةِ فَاِنَّمَا طَافُوْا طَوَافًا وَاحِدًا۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઈશા رضي الله عنها રસૂલે અકરમ ﷺની પુનિત પત્નીથી રિવાયત છે કે અમે હજ્જતુલ વિદાઅમાં રસૂલ અકરમ ﷺની સાથે (મદીના મુનવ્વરા)થી નીકળ્યા. અમે ઉમરાનો અહરામ બાંધ્યો હતો. પછી જે લોકોએ ઉમરાનો અહરામ બાંધ્યો હતો તેમણે બૈતુલ્લાહ શરીફનો તવાફ (અર્થાત્ તવાફે ઉમરા) અદા કર્યો, સફા અને મરવાની સઈ કરી, પછી અહરામ ખોલી નાખ્યો. પછી (હજના દિવસોમાં ૧૦ ઝિલહજ્જે) મિનાથી (પાછા) મક્કા આવીને ફરી તવાફ (અર્થાત્ તવાફે હજ) અદા કર્યો. જે લોકોએ ઉમરા અને હજનો એકી-સાથે અહરામ બાંધ્યો હતો (અર્થાત્ કારિન), તેમણે એક જ તવાફ (તવાફે ઝિયારત) અદા કર્યો. આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللهُ عَنْهُمَا قَالَ كَانَ النَّاسُ يَنْصَرِفُوْنَ فِيْ كُلِّ وَجْهٍ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ- لَا يَنْفِرَنَّ اَحَدٌ حَتّٰى يَكُوْنَ اٰخِرُ عَهْدِهٖ بِالْبَيْتِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

૧. કિતાબુલ હજ, પ્રકરણ : તવાફ અલ કારિન.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે લોકો (હજ અદા કર્યા પછી) જ્યાં ઇચ્છતા ત્યાં ચાલ્યા જતા, તો આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''કોઈ વ્યક્તિ ત્યાં સુધી ન જાય જ્યાં સુધી અંતિમ વાર તવાફ ન કરી લે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

૨. કિતાબુલ હજ, પ્રકરણ : વજૂબ તવાફ અલ વિદાઅ વ સકૂતહુ અનિલ હાઈઝ.

# السَّعْیُ

# સઈના મસાઈલ

**<u>મસ્લા - ૨૦૪:</u> સફા અને મરવાની સઈ માટે વુઝૂ જરૂરી નથી. અલબત્ત, વુઝૂ સાથે હોવું વધારે સારું છે.**

**<u>મસ્લા - ૨૦૫:</u> માસિક-ધર્મવાળી મહિલા માસિક-ધર્મ વખતે સઈ કરી શકે છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ خَرَجْنَا مَعَ النَّبِيِّ ﷺ وَ لَا نَرَى اِلَّا الْحَجَّ حَتّٰى اِذَا كُنَّا بِسَرِفٍ اَوْ قَرِيْبٍ مِنْهَا حِضْتُ فَدَخَلَ عَلَيَّ النَّبِيُّ ﷺ وَ اَنَا اَبْكِيْ فَقَالَ اَنَفِسْتِ يَعْنِي الْحَيْضَةَ قَالَتْ : قُلْتُ نَعَمْ قَالَ - اِنَّ هٰذِهٖ شَيْءٌ كَتَبَهُ اللّٰهُ عَلٰى بَنَاتِ اٰدَمَ فَاقْضِيْ مَا يَقْضِي الْحَاجُّ غَيْرَ اَنْ لَا تَطُوْفِيْ بِالْبَيْتِ حَتّٰى تَغْتَسِلِيْ ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા رضي الله عنها ફરમાવે છે કે અમે નબી અકરમ ﷺની સાથે હજના ઈરાદાથી (મદીનાથી) નીકળ્યા. જ્યારે અમે લોકો સર્ફ કે તેના નજીક પહોંચ્યા, તો હું માસિક-ધર્મમાં આવી ગઈ. રસૂલુલ્લાહ ﷺ તશરીફ લાવ્યા, તો હું રડી રહી હતી. આપ ﷺએ પૂછ્યું, ''શું તમને માસિક આવ્યું છે ?'' મેં અરજ કરી, ''હા.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''આ એ વસ્તુ છે જે અલ્લાહ તઆલાએ આદમ (عليه السلام)ની પુત્રીઓ માટે લખી દીધી છે. તેથી હવે તમે તવાફ સિવાય હાજીઓવાળા તમામ કામ કરો. તવાફ એ વખતે કરજો જ્યારે ગુસ્લ કરી લો.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

**સ્પષ્ટીકરણ :** હવે સફા અને મરવા મસ્જિદે હરામમાં સામેલ થઈ ગયેલ છે, તેથી માસિક-ધર્મવાળી સ્ત્રીઓએ ગુસ્લ કર્યા પછી જ સઈ કરવી જોઈએ.

**<u>મસ્લા - ૨૦૬:</u> સઈ હજ અને ઉમરાનો રુક્ન છે. જો આ અદા ન કરવામાં આવે તો ન હજ થાય છે, ન ઉમરા.**

عَنْ صَفِيَّةَ بِنْتِ شَيْبَةَ رضي الله عنها اَنَّ امْرَاَةً اَخْبَرَتْهَا اَنَّهَا سَمِعَتِ النَّبِيَّ ﷺ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ يَقُوْلُ - كُتِبَ عَلَيْكُمُ السَّعْيُ فَاسْعَوْا ۔ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત સફિયા બિન્તે શીબા رضي الله عنهاથી રિવાયત છે કે એક સ્ત્રીએ તેમને બતાવ્યું કે તેમણે નબી અકરમ ﷺને સફા અને મરવા દરમ્યાન (સઈ કરતા) એવું કહેતા સાંભળ્યા

૧. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વુજૂહુલ અહરામ...

કે, ''તમારા પર (હજ કે ઉમરા દરમ્યાન) સઈ ફર્ઝ કરવામાં આવેલ છે, તેથી સઈ કરો.'' આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા - ૨૦૭:</u> સફા અને મરવાની સઈ માટે આવતા પહેલાં હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કરવું મસનૂન છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૬૮ માં જુઓ.

**<u>મસ્લા - ૨૦૮:</u> તવાફ પૂરો કર્યા પછી સઈ માટે બાબે-સફાથી પસાર થઈને પહેલા સફા પહાડી પર આવવું જોઈએ અને રસ્તામાં કુર્આન-મજીદની આયત اِنَّ الصَّفَا وَ الْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللهِ (ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈ-રિલ્લાહ...) પઢવી જોઈએ.**

**<u>મસ્લા - ૨૦૯:</u> સફા પહાડી પર એટલું ચઢવું જોઈએ કે બૈતુલ્લાહ શરીફ દેખાવા લાગે.**

**<u>મસ્લા - ૨૧૦:</u> સફા પહાડી પર કિબ્લા રૂખ ઊભા થઈને દુઆ માટે હાથ ઊંચા કરીને ત્રણ વાર اَللهُ اَكْبَرُ (અલ્લાહુ અકબર) કહેવું જોઈએ.**

**<u>મસ્લા - ૨૧૧:</u> ત્રણ વાર اَللهُ اَكْبَرُ (અલ્લાહુ અકબર) કહ્યા પછી નીચે મુજબના શબ્દો ત્રણ વાર કહેવા જોઈએ અને દરમ્યાનમાં દુઆઓ માગવી જોઈએ.**

**<u>મસ્લા - ૨૧૨:</u> ત્રણ વાર لَا اِلٰهَ اِلَّا اللهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ... (લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ...) કહ્યા પછી દુઆઓ માગવી જોઈએ.**

عَنْ جَابِرِ ابْنِ عَبْدِ اللهِ فِيْ قِصَّةِ حَجَّةِ الْوَدَاعِ قَالَ : ثُمَّ خَرَجَ مِنَ الْبَابِ اِلَى الصَّفَا فَلَمَّا دَنَا مِنَ الصَّفَا قَرَأَ - اِنَّ الصَّفَا وَ الْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللهِ - اَبْدَأُ بِمَا بَدَأَ اللهُ بِهِ. فَبَدَأَ بِالصَّفَا فَرَقِيَ عَلَيْهِ حَتّٰى رَاَى الْبَيْتَ فَاسْتَقْبَلَ الْقِبْلَةَ فَوَحَّدَ اللهَ وَ كَبَّرَهُ وَ قَالَ - لَا اِلٰهَ اِلَّا اللهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ لَا اِلٰهَ اِلَّا اللهُ وَحْدَهُ اَنْجَزَ وَعْدَهُ وَ نَصَرَ عَبْدَهُ وَ هَزَمَ الْاَحْزَابَ وَحْدَهُ - ثُمَّ دَعَا بَيْنَ ذٰلِكَ قَالَ مِثْلَ هٰذَا ثَلَاثَ مَرَّاتٍ... الْحَدِيْثَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅના પ્રસંગનું વર્ણન કરતા ફરમાવે છે કે, ''પછી આપ ﷺ બાબે-સફાથી સફાની પહાડી તરફ નીકળ્યા, જ્યારે

૨. કિતાબુલ મનાસિક, હદીસ નં. ૨૭૬૫.

પહાડીના નજીક પહોંચ્યા તો આ આયત તિલાવત ફરમાવી إِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِن شَعَائِرِ اللَّهِ-أَبْدَأُ بِمَا بَدَأَ اللَّهُ بِهِ (ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈરિલ્લાહિ - અબ્દઉ બિમા બદલ્લાહિ બિહી (નિ:શંક, સફા અને મરવા અલ્લાહ તૂઆલાની નિશાનીઓમાંથી છે - હું (સઈની શરૂઆત એ જ (પહાડી)થી કરું છું જેના (ઉલ્લેખ)થી અલ્લાહ તૂઆલાએ (કુર્આનમાં) શરૂઆત કરી.) આમ, આપ ﷺએ સઈની શરૂઆત સફાથી કરી. આપ ﷺ સફા પહાડીની એટલી ઊંચાઈ પર ચઢ્યા કે બૈતુલ્લાહ શરીફ દેખાવા લાગ્યા. પછી કિબ્લા રૂખ થયા અને અલ્લાહ તૂઆલાની તૌહીદ અને તકબીર (આ શબ્દોમાં) ફરમાવી

لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ
لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ أَنْجَزَ وَعْدَهُ وَنَصَرَ عَبْدَهُ وَ هَزَمَ الْأَحْزَابَ وَحْدَهُ

(**લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહુલ મુલ્કુ વ-લહુલ હમ્દુ વ-હુવ અલા કુલ્લિ શયઈન કદીર, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ અન્જઝ વઅ્દહૂ વ નસર અબ્દહૂ વ હઝમલ અહ્ઝાબ વહ્દહૂ** (અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, બાદશાહી અને પ્રશંસા તેના માટે જ છે અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે એકલો છે. તેણે પોતાનું વચન પાળ્યું. પોતાના બંદાની મદદ કરી અને તમામ લશ્કરોને તેણે એકલાએ જ પરાજિત કર્યા.) પછી તેના દરમ્યાન દુઆ ફરમાવી. આ અમલ આપ ﷺએ ત્રણ વાર દોહરાવ્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[3]

**સ્પષ્ટીકરણ :** لَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَحْدَهُ أَنْجَزَ ---- وَهَزَمَ الْأَحْزَابَ وَحْدَهُ કહ્યા પછી રસૂલુલ્લાહ ﷺએ જે દુઆઓ માંગી તેનો ઉલ્લેખ હદીસોમાં નથી મળતો. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

**મસ્લા - ૨૧૩ : સફા પહાડી પર દુઆ માગતા પહેલા તકબીરે તહરીમાની જેમ હાથ ઊંચા કરવા સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૨૧૪ : સફા પહાડીથી ઉતરીને મરવા તરફ આવતાં લીલા રંગના સ્તંભો દરમ્યાન ઝડપથી ચાલવું જોઈએ.**

**મસ્લા - ૨૧૫ : મરવા પહાડી પર ચઢતાં અને ચઢ્યા પછી એ જ અમલ દોહરાવવો જોઈએ જે સફા પર કર્યો હતો.**

عَنْ جَابِرِ ابْنِ عَبْدِ اللّٰهِ ﷺ فِيْ قِصَّةِ حَجَّةِ الْوَدَاعِ قَالَ... ثُمَّ نَزَلَ إِلَى الْمَرْوَةِ حَتّٰى إِذَا انْصَبَّتْ قَدَمَاهُ فِيْ بَطْنِ الْوَادِيْ سَعٰى حَتّٰى إِذَا صَعِدَتَا مَشٰى حَتّٰى أَتَى الْمَرْوَةَ فَفَعَلَ عَلَى الْمَرْوَةِ كَمَا فَعَلَ عَلَى الصَّفَا. (اَلْحَدِيْثُ رَوَاهُ مُسْلِمٌ)

૩. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅનું વર્ણન કરતાં ફરમાવે છે કે - પછી નબી અકરમ ﷺ સફાથી ઉતર્યા અને મરવા તરફ આવ્યા. જ્યારે આપ ﷺના કદમ મુબારક નીચાણવાળી જગ્યા સુધી પહોંચ્યા તો આપ ﷺ દોડ્યા, ત્યાં સુધી કે જ્યારે આપના બંને કદમ મુબારક (નીચાણવાળી જગ્યાથી) ઉપર ચઢવા લાગ્યા, તો આપ ﷺ સામાન્ય ચાલ ચાલવા લાગ્યા, ત્યાં સુધી કે મરવા સુધી પહોંચી ગયા અને ત્યાં એ જ કર્યું જે સફા પર કર્યું હતું. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૪)

**મસ્લા - ૨૧૬ : લીલા રંગના સ્તંભો દરમ્યાન દોડવાનો હુકમ માત્ર પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નથી.**

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ لَيْسَ عَلَى النِّسَاءِ سَعْيٌ بِالْبَيْتِ وَ لَا بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ. (رَوَاهُ الشَّافِعِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફરમાવે છે કે ન તો બૈતુલ્લાહ શરીફના આસપાસ ઝડપથી ચાલવાનો હુકમ સ્ત્રીઓ માટે છે, ન સફા અને મરવાના દરમ્યાન દોડવાનો હુકમ સ્ત્રીઓ માટે છે. આને શાફઈએ રિવાયત કરેલ છે.(૫)

**મસ્લા - ૨૧૭ : ઘડપણ કે બીમારીના કારણે લીલા રંગના સ્તંભો દરમ્યાન ઝડપથી ન ચાલવામાં કોઈ વાંધો નથી.**

عَنْ كَثِيرِ بْنِ جُمْهَانَ السُّلَمِيِّ ﷺ قَالَ رَأَيْتُ ابْنَ عُمَرَ ﷺ يَمْشِي فِي الْمَسْعَى فَقُلْتُ لَهُ أَتَمْشِي فِي الْمَسْعَى بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ ؛ فَقَالَ لَئِنْ سَعَيْتُ لَقَدْ رَأَيْتُ رَسُولَ اللهِ ﷺ يَسْعَى وَ لَئِنْ مَشَيْتُ لَقَدْ رَأَيْتُ رَسُولَ اللهِ ﷺ يَمْشِي وَ أَنَا شَيْخٌ كَبِيرٌ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત કસીર બિન જમહાન સલ્મી ﷺ કહે છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺને સફા-મરવા દરમ્યાન સામાન્ય ચાલથી ચાલતા જોયા તો કહ્યું, ''આપ સફા અને મરવા દરમ્યાન સામાન્ય ચાલ (કેમ) ચાલી રહ્યા છો ?'' હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺએ ફરમાવ્યું, ''જો હું દોડું તો (પણ યોગ્ય છે કે) મેં રસૂલુલ્લાહ ﷺને દોડતા જોયા છે અને જો સામાન્ય ચાલ ચાલું તો (પણ યોગ્ય છે કે) મેં નબી અકરમ ﷺને સામાન્ય ચાલ ચાલતા પણ જોયા છે અને હું વૃદ્ધ માણસ છું (તેથી સામાન્ય ચાલ ચાલી રહ્યો છું).'' આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૬)

---

૪. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.
૫. કિતાબુલ હજ, પ્રકરણ : અસ્સઈ બઈનુસ્સફા વલ મરવહ.
૬. કિતાબુલ મનાસિક, હદીસ નં. ૨૭૭.

**<u>મસ્લા - ૨૧૮ :</u> સઈ દરમ્યાન સતત તસ્બીહ અને તહલીલ તેમજ હમ્દ અને સના કરતા રહેવું જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદી મસ્લા - ૧૮૩ માં જુઓ.

**<u>મસ્લા - ૨૧૯ :</u> સફા અને મરવા દરમ્યાન સાત ચક્કર લગાવવાથી એક સઈ પૂરી થાય છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَدِمَ فَطَافَ بِالْبَيْتِ سَبْعًا وَّ صَلّٰى خَلْفَ الْمَقَامِ رَكْعَتَيْنِ وَ سَعٰى بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ سَبْعًا لَقَدْ كَانَ لَكُمْ فِيْ رَسُوْلِ اللهِ اُسْوَةٌ حَسَنَةٌ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما એ ફરમાવ્યું કે રસૂલુલ્લાહ ﷺ મક્કા મુકર્રમા તશરીફ લાવ્યા, તો બૈતુલ્લાહ શરીફના આસપાસ સાત ચક્કર લગાવ્યા, પછી મકામે ઈબ્રાહીમ પર બે રકા'ત નમાઝ અદા કરી અને તેના પછી સફા અને મરવા દરમ્યાન સાત ચક્કર લગાવીને સઈ પૂરી કરી અને નિશ્ચિતપણે મુસલમાનો માટે રસૂલુલ્લાહ ﷺની જાતમાં સૌથી શ્રેષ્ઠ નમૂનો છે. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૭)

**સ્પષ્ટીકરણ :** સફાથી મરવા સુધી એક ચક્કર કહેવાય છે, અને મરવાથી સફા સુધી બીજો ચક્કર કહેવાય છે. આ રીતે સફાથી શરૂ કરવામાં આવેલ સાત ચક્કર મરવા પર સમાપ્ત થાય છે.

**<u>મસ્લા - ૨૨૦ :</u> કોઈ કારણસર સઈ પૂરી કરતાં પહેલા સઈનો ક્રમ અટકાવી શકાય છે.**

**<u>મસ્લા - ૨૨૧ :</u> કારણ દૂર થયા પછી સઈનો બાકીનો હિસ્સો એ જ જગ્યાએથી શરૂ કરવો જોઈએ, જ્યાંથી અટકાવ્યો હતો.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّهُ كَانَ يَطُوْفُ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ فَاَعْجَلَهُ الْبَوْلُ فَتَنَحّٰى وَدَعَا بِمَاءٍ فَتَوَضَّا ثُمَّ عَلٰى مَضٰى. (رَوَاهُ سَعِيْدُ بْنُ مَنْصُوْرٍ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما સફા અને મરવા દરમ્યાન સઈ કરી રહ્યા હતા કે તેમને પેશાબની જરૂરત ઊભી થઈ. તેથી પોતાની જરૂરત પૂરી કરવા ચાલ્યા ગયા, પછી (પાછા આવ્યા તો) પાણી મંગાવ્યું, વુઝૂ કર્યું અને પછી બાકીની સઈ પૂરી કરી. આને સઈદ બિન મન્સૂરે રિવાયત કરેલ છે.(૮)

---

૭. કિતાબુલ મનાસિક, હદીસ નં. ૨૭૬.
૮. ફિકહુસ્સુન્નહ, લિલ સઈદ અલ સાબિક, કિતાબુલ હજ, પ્રકરણ : અસ્સઈ બઈનુલ સફા વલ મરવહ.

**મસ્લા - ૨૨૨: કોઈ કારણસર સવાર થઈને સઈ કરવું જાઈઝ છે.**

عَنْ قُدَامَةَ بْنِ عَبْدِ اللّٰهِ ﷺ قَالَ رَاَيْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَسْعٰى بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةَ عَلٰى بَعِيْرٍ لَا ضَرْبَ وَ لَا طَرْدَ وَ لَا اِلَيْكَ اِلَيْكَ. (ذَكَرَهُ فِيْ شَرْحِ السُّنَّةِ)

હઝરત કદામા બિન અબ્દુલ્લાહ ﷺ ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ઊંટ પર સફા અને મરવાની સઈ કરતા જોયા છે. આપ ﷺ ન ઊંટણીને મારતા, ન ભગાવતા અને ન હટો-હટો કહેતા. આ રિવાયત શરહુસ્સુન્નહમાં છે.(૯)

**સ્પષ્ટીકરણ :** જો કોઈ વ્યક્તિ કોઈ બીજાને ઉઠાવીને સઈ કરે અને હામિલ (ઉઠાવનાર) અને મહમૂલ (જેને ઉઠાવવામાં આવેલ છે તે) બંનેની નિયત સઈની હોય તો એકી સાથે બંનેની સઈ થઈ જશે. ઈન્-શા અલ્લાહ.

**મસ્લા - ૨૨૩: બૈતુલ્લાહ શરીફનો તવાફ કર્યા પછી જો સઈ કરવામાં વિલંબ થઈ જાય તો કોઈ વાંધો નથી.**

كَانَ عَطَاءٌ وَ الْحَسَنُ لَا يَرَيَانِ بَأْسًا لِّمَنْ طَافَ اَوَّلَ النَّهَارِ اَنْ يُّؤَخِّرَ الصَّفَا وَ الْمَرْوَةَ اِلَى الْعِشَاءِ. (ذَكَرَهُ فِيْ شَرْحِ السُّنَّةِ)

હઝરત અતા ﷺ અને હઝરત હસન ﷺ બૈતુલ્લાહ શરીફનો તવાફ પહેલા પહોરે કરવામાં તેમજ સફા અને મરવાની સઈ પાછલા પહોરે કરવામાં કોઈ વાંધો ન અનુભવતા. આ રિવાયત શરહુસ્સુન્નહમાં છે.(૧૦)

**મસ્લા - ૨૨૪: કોઈ વ્યક્તિને સઈ કે તવાફના ચક્કરોની સંખ્યા વિશે શંકા ઊભી થઈ જાય તો ઓછી સંખ્યાનો વિશ્વાસ કરીને સઈ કે તવાફ પૂરા કરવા જોઈએ.**

عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ عَوْفٍ ﷺ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ : اِذَا شَكَّ اَحَدُكُمْ فِي الثِّنْتَيْنِ وَ الْوَاحِدَةِ فَلْيَجْعَلْهَا وَاحِدَةً وَّ اِذَا شَكَّ فِي الثِّنْتَيْنِ وَ الثَّلَاثِ فَلْيَجْعَلْهَا ثِنْتَيْنِ وَ اِذَا شَكَّ فِي الثَّلَاثِ وَ الْاَرْبَعِ فَلْيَجْعَلْهَا ثَلَاثًا ثُمَّ لِيُتِمَّ مَا بَقِيَ مِنْ صَلَاتِهٖ حَتّٰى يَكُوْنَ الْوَهْمُ فِي الزِّيَادَةِ ثُمَّ يَسْجُدُ سَجْدَتَيْنِ وَ هُوَ جَالِسٌ قَبْلَ اَنْ يُّسَلِّمَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુર્રહમાન બિન ઓફ ﷺ કહે છે કે મેં નબી અકરમ ﷺને એવું

૯. કિતાબુલ હજ, પ્રકરણ : અલ સાદસ, હદીસ નં. ૮૯૬.
૧૦. કિતાબુલ હજ, પ્રકરણ : અલ સઈ બઈનુસ્સફા વલ મરવહ.

ફરમાવતા સાંભળ્યા છે કે જ્યારે તમારામાંથી કોઈ વ્યક્તિને (નમાઝની રકા'તની સંખ્યામાં) શંકા ઊભી થઈ જાય કે બે પઢી છે કે એક, તો તે તેને એક ગણે અને જો બે કે ત્રણની શંકા ઊભી થાય તો તે તેને બે ગણે અને જો ત્રણ કે ચારની શંકા ઊભી થાય તો ત્રણ ગણે અને પોતાની બાકીની નમાઝ પૂરી કરે, જેથી શંકા વધારે રકા'તો અંગે રહે (અને ઓછી રકા'તના વિશ્વાસથી નમાઝ પૂરી થઈ જાય), પછી સલામ ફેરવ્યા પહેલાં બેસીને બે સિજદા કરે. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૧૧)

**સ્પષ્ટીકરણ :** યાદ રહે કે નમાઝની રકા'તોમાં શંકા ઊભી થાય તો ઓછી રકા'તનો વિશ્વાસ કરીને સિજદએ સહૂ અદા કરવો પડે છે. પરંતુ તવાફ કે સઈના ચક્કરોમાં શંકા ઊભી થાય તો ઓછા ચક્કરોનો વિશ્વાસ કરીને તવાફ અને સઈ પૂરી કર્યા પછી કોઈ ફિદયા કે દમ નથી.

**મસ્લા - ૨૨૫ : સઈના સાત ચક્કર પૂરા કર્યા પછી ઉમરા (કે હજે તમત્તો) અદા કરનારાઓએ મરવા પર પોતાના વાળ કપાવવા કે મુંડાવવા જોઈએ.**

عَنْ مُعَاوِيَةَ رضي الله عنه اَنَّهُ قَصَّرَ عَنِ النَّبِيِّ ﷺ بِمِشْقَصٍ فِيْ عُمْرَتِهِ عَلَى الْمَرْوَةِ۔ (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત મુઆવિયહ رضي الله عنه થી રિવાયત છે કે તેમણે ઉમરા કર્યા પછી નબી અકરમ ﷺ ના વાળ મરવા પર તીરની ધારથી કાપ્યા. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૧૨)

**મસ્લા - ૨૨૬ : માથાના વાળ કપાવ્યા અને મુંડાવ્યા પછી ઉમરા (કે હજે તમત્તો) કરનારાઓએ પોતાનો અહરામ ખોલી નાખવો જોઈએ.**

**મસ્લા - ૨૨૭ : હજે કિરાન કરનારાઓએ સઈ પછી ન તો વાળ મુંડાવવા જોઈએ, ન અહરામ ખોલવો જોઈએ, બલ્કે અહરામની હાલતમાં જ હજના દિવસોની રાહ જોવી જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૫૯, ૬૦, ૬૧ માં જુઓ.

**મસ્લા ૨૨૮ : વાળ કપાવ્યા પછી ઉમરા અદા કરનારાઓએ અહરામ ખોલી નાખવો જોઈએ.**

**મસ્લા - ૨૨૯ : અહરામ ખોલી નાખતાં જ ઉમરા પૂર્ણ થઈ જશે.**

عَنْ جَابِرٍ رضي الله عنه اَمَرَ النَّبِيُّ ﷺ اَصْحَابَهُ اَنْ يَّجْعَلُوْهَا عُمْرَةً وَ يَطُوْفُوْا ثُمَّ يُقَصِّرُوْا وَ يَحِلُّوْا۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

---

૧૧. કિતાબુસ્સલાત, પ્રકરણ : માજા-અ ફીમન્ શક ફી સલાતુહૂ.
૧૨. કિતાબુલ હજ, પ્રકરણ : અઇન યકસિરુલ મુઅતમિર.

હઝરત જાબિર ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ સહાબા કિરામ ﷺને હુકમ આપ્યો કે, ''તેઓ (પોતાની હજને) ઉમરા બનાવી દે અને બૈતુલ્લાહ શરીફ તથા સફા અને મરવાનો તાવફ કરીને વાળ કપાવી નાખે અને અહરામ ખોલી નાખે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૩)

**સ્પષ્ટીકરણ :** ઉમરા પૂરો કર્યા પછી હજે તમત્તો અદા કરનારાં હાજીઓએ અહરામ ખોલી નાખ્યા પછી હજના દિવસોની રાહ જોવી જોઈએ.

**<u>મસ્લા - ૨૩૦:</u> ૮ ઝિલહજ્જના દિવસે મિના જતાં પહેલા (કારિન) હજની સઈ અદા કરી શકે છે.**

عَنْ أُسَامَةَ بْنِ شَرِيْكٍ ﷺ قَالَ : خَرَجْتُ مَعَ النَّبِيِّ ﷺ حَاجًّا فَكَانَ النَّاسُ يَأْتُوْنَهُ فَمَنْ قَالَ يَا رَسُوْلَ اللهِ ﷺ سَعَيْتُ قَبْلَ اَنْ اَطُوْفَ اَوْ قَدَّمْتُ شَيْئًا اَوْ اَخَّرْتُ شَيْئًا فَكَانَ يَقُوْلُ - لَا حَرَجَ لَا حَرَجَ اِلَّا عَلٰى رَجُلٍ مُسْلِمٍ وَهُوَ ظَالِمٌ فَذٰلِكَ الَّذِيْ حَرَجَ وَهَلَكَ. (رَوَاهُ اَبُوْ دَاؤُدَ) صحيح

હઝરત ઉસામા બિન શરીક ﷺ કહે છે કે હું હજ માટે નબી અકરમ ﷺની સાથે (મદીનાથી) નીકળ્યો. લોકો નબી અકરમ ﷺની સેવામાં ઉપસ્થિત થતા (અને મસાઈલ પૂછ્યા કરતા). જે કોઈએ પણ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! મેં તવાફ (ઈફાઝા અર્થાત્ તવાફે ઝિયારત) કરતાં પહેલા (હજની) સઈ કરી લીધી છે (અથવા એમ કહ્યું કે) મેં એક વસ્તુ પહેલા કરી અને બીજી પછી.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવતા, ''એમાં કોઈ ગુનો નથી, કોઈ ગુનો નથી; હા, અલબત્ત જે વ્યક્તિ કોઈ મુસલમાન પર અતિરેક કરતાં તેની ઈજ્જત ખરાબ કરે તેના માટે ગુનો છે અને વિનાશ પણ.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૪)

## — સઈ વિશે એ બાબતો જે સુન્નતથી સાબિત નથી —

૧. સફા અને મરવા પહાડી પર ઊભા થઈને દુઆ કરવા માટે દીવાલ સુધી પહોંચવું.

૨. સઈ દરમ્યાન رَبِّ اغْفِرْ وَارْحَمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ اِنَّكَ اَنْتَ الْاَعَزُّ الْاَكْرَمُ **(રબ્બિગ્ફિર વર્હમ વ તજાવિઝ અમ્મા તઅ્લમુ ઈન્નક અન્તલ અઅઝ્ઝુલ અક્રમ)**ના શબ્દો અદા કરવા.

૧૩. કિતાબુલ ઉમરહ, પ્રકરણ : મતા યહલુલ મુઅતમિર.
૧૪. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફીમન કદિમ શયઅન કબ્લ શયઅન ફી હજ્જહ.

૩. સફાથી મરવા સુધી અને મરવાથી સફા સુધી માત્ર એક ચક્કર ગણવો.

૪. સઈ પહેલા બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા ચક્કરમાં અલગ-અલગ નિર્ધારિત દુઆઓ માગવી.

૫. સઈ પછી બે રકા'ત નફલ અદા કરવી.

૬. સફા અને મરવા પર કિબ્લા રૂખ ઊભા થઈને દુઆ માંગતા પહેલા રફઅ-યદૈનની જેમ ત્રણ વાર હાથ ઊંચા કરવા.

૭. સફા અને મરવાના તમામ રસ્તાઓ સામાન્ય ચાલથી ચાલવાને બદલે દોડવું.

# عَلَى الْحَاجِّ كَمْ سَعْيًا

# હાજી પર કેટલી સઈ વાજિબ છે ?

**<u>મસ્લા - ૨૩૧ :</u> હજે તમત્તો અદા કરનારાઓ પર બે સઈ વાજિબ છે - પહેલી ઉમરાની જે મક્કા પહોંચતાં જ ઉમરા માટે અદા કરવામાં આવે અને બીજી હજની જે કુરબાનીના દિવસે (૧૦ ઝિલહજ્જ) તવાફે ઝિયારત પછી કરવામાં આવે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها اَنَّهَا قَالَتْ خَرَجْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ فِيْ حَجَّةِ الْوَدَاعِ قَالَتْ فَطَافَ الَّذِيْنَ اَهَلُّوْا بِالْعُمْرَةِ بِالْبَيْتِ وَ بِالصَّفَا وَ الْمَرْوَةِ ثُمَّ حَلُّوْا ثُمَّ طَافُوْا طَوَافًا آخَرَ بَعْدَ اَنْ رَجَعُوْا مِنْ مِنًى لِحَجِّهِمْ . (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત આઈશા رضي الله عنها ફરમાવે છે કે અમે હજ્જતુલ વિદાઅ માટે રસૂલુલ્લાહ ﷺની સાથે (મદીનાથી) નીકળ્યા. જે લોકોએ ઉમરા માટે અહરામ બાંધ્યો હતો તેમણે બૈતુલ્લાહ શરીફનો તાવફ કર્યો, સફા અને મરવાની સઈ કરી અને પોતાનો અહરામ ખોલી નાખ્યો. પછી (કુરબાનીના દિવસે) મિનાથી પાછા આવ્યા પછી (તવાફે ઝિયારતની સાથે) હજ માટે સફા અને મરવાની ફરીથી સઈ કરી. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા - ૨૩૨ :</u> હજે ઈફરાદ અદા કરનારાઓ પર હજની માત્ર એક સઈ વાજિબ છે, જે કુરબાનીના દિવસે તવાફે ઝિયારત પછી કરવામાં આવશે.**

**<u>મસ્લા - ૨૩૩ :</u> હજે કિરાન કરનારાઓ પર બે સઈ વાજિબ છે - એક ઉમરાની અને બીજી હજની.**

**<u>મસ્લા - ૨૩૪ :</u> કારિન જો ઉમરાની સઈ કરતી વખતે ઉમરા અને હજ બંનેની સઈની નિયત કરી લે તો બે અલગ-અલગ સઈ કરવાના બદલે એક જ સઈ પૂરતી છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ رضي الله عنه يَقُوْلُ لَمْ يَطُفِ النَّبِيُّ ﷺ وَ لَا اَصْحَابُهُ بَيْنَ الصَّفَا وَ الْمَرْوَةِ اِلَّا طَوَافًا وَّاحِدًا . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنه ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ અને

૧. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અસ્સઈ બઈનુલ સફા વલ મરવત મઅ તવાફુલ ઝ્યારત લિલ મુતમત્તઅ.

આપના સહાબા رضي الله عنهمએ (હજ્જે કિરાનમાં) સફા અને મરવાની સઈ એક વાર જ કરી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

عَنْ عَائِشَةَ رضي الله عنها اَنَّهَا حَاضَتْ بِسَرِفَ فَتَطَهَّرَتْ بِعَرَفَةَ فَقَالَ لَهَا رَسُوْلُ اللّٰهِ ﷺ - يُجْزِئُ عَنْكِ طَوَافُكِ بِالصَّفَا وَالْمَرْوَةِ عَنْ حَجِّكِ وَعُمْرَتِكِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા رضي الله عنها હજ્જતુલ વિદાઅના પ્રસંગે મદીનાથી મક્કા આવતાં (એક સ્થળ) 'સર્ફ' પર માસિક-ધર્મમાં આવી ગયા અને હૈઝનું ગુસ્લ અરફામાં કર્યું. રસૂલુલ્લાહ ﷺએ તેમને કહ્યું, ''તમારી સફા અને મરવાની એક સઈ તમારી હજ અને ઉમરા બંને માટે પૂરતી છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૩]

**સ્પષ્ટીકરણ :** સહુલત માટે હજ્જે કિરાન કે હજ્જે ઇફરાદની સઈ ૮ ઝિલહજ્જના દિવસે મિના જતાં પહેલા કરવી જાઈઝ છે. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

૨. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન અન્નસઈ લા યુકર્દિર.
૩. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વજવહુલ અહરામ.

# اَيَّامُ الْحَجِّ

# હજના દિવસોના મસાઈલ

## ૮ ઝિલહજ્જ (તરવિયાના દિવસ)ના મસાઈલ[1]

**મસ્લા - ૨૩૫ :** **ઉમરા અદા કર્યા પછી અહરામ ખોલવાવાળા વિદેશી હાજીઓ (એટલે કે મુતમત્તોઅ) ઉપરાંત મીકાતની અંદરના રહેવાસી હજની ઈચ્છા રાખવાવાળા તમામ લોકોએ ૮ ઝિલહજ્જના દિવસે પોતાના રહેઠાણથી અહરામ બાંધવો જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ وَقَّتَ رَسُوْلُ اللهِ ﷺ .... فَمَنْ كَانَ دُوْنَهُنَّ فَمِنْ اَهْلِهٖ وَ كَذَا فَكَذٰلِكَ حَتّٰى اَهْلُ مَكَّةَ يُهِلُّوْنَ مِنْهَا۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ (અહરામ બાંધવા માટે) મીકાતની અંદરના રહેવાસી લોકો માટે ફરમાવ્યું કે તેઓ પોતાના રહેઠાણથી જ અહરામ બાંધે, ત્યાં સુધી કે મક્કા મુકર્રમાના રહેવાસી લોકો મક્કા મુકર્રમાથી જ અહરામ બાંધે. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[2]

**મસ્લા - ૨૩૬ :** **૮ ઝિલહજ્જના દિવસે ઝુહ્‌રની નમાઝ પહેલા મિના પહોંચવું મસનૂન છે.**

**મસ્લા - ૨૩૭ :** **મક્કા મુકર્રમાથી સવારી પર મિના જવું જાઈઝ છે.**

**મસ્લા - ૨૩૮ :** **મિનામાં ૮ ઝિલહજ્જના દિવસની ઝુહ્‌ર, અસ્ર, મગરિબ, ઈશાની નમાઝ અને ૯ ઝિલહજ્જની ફજ્રની નમાઝ - પાંચ નમાઝો પૂરી કરવી મસનૂન છે.**

عَنْ جَابِرٍ ﷺ فِيْ حَدِيْثِ حَجَّةِ الْوَدَاعِ... فَلَمَّا كَانَ يَوْمُ التَّرْوِيَةِ تَوَجَّهُوْا اِلٰى مِنًى فَاَهَلُّوْا بِالْحَجِّ وَ رَكِبَ رَسُوْلُ اللهِ ﷺ فَصَلّٰى بِهَا الظُّهْرَ وَ الْعَصْرَ وَالْمَغْرِبَ وَ الْعِشَاءَ وَ الْفَجْرَ ثُمَّ مَكَثَ قَلِيْلاً حَتّٰى طَلَعَتِ الشَّمْسُ۔ (رَوَاهُ مُسْلِمٌ)

---

૧. તરવિયાનો અર્થ એ છે, ''સંતૃપ્ત કરવું' રસૂલુલ્લાહ ﷺના જમાનામાં મિના, મુઝદલિફા અને અરફાત વગેરેમાં પાણી ન હતું મળતું, તેથી લોકો મિના રવાના થતાં પહેલા ૯ ઝિલહજ્જના દિવસે પોતાના ઊંટોને ખૂબ પાણી પીવડાવતા હતા, જેથી હજના ચાર-પાંચ દિવસ ઊંટ પાણી પીધા વગર પસાર કરી શકે. તેથી ૮ ઝિલહજ્જને 'યવ્મે તરવિયા' કહેવામાં આવે છે.

૨. કિતાબુલ હજ, પ્રકરણ : મવાકીતુલ હજ.

હઝરત જાબિર ﷺથી હજ્જતુલ વિદાઅની હદીસમાં રિવાયત છે કે જ્યારે યવ્મે તરવિયા (૮ ઝિલહજ્જ)નો દિવસ આવ્યો, તો સહાબા કિરામ ﷺએ (મક્કા મુકર્રમાથી જ) અહરામ બાંધ્યો અને મિના માટે રવાના થઈ ગયા. રસૂલે અકરમ ﷺ સવારી પર નીકળ્યા અને મિનામાં ઝુહ્ર, અસ્ર, મગરિબ અને ઈશા તથા (૯ ઝિલહજ્જની) ફજ્રની નમાઝો અદા કરી. પછી (અરફાત રવાના થતાં પહેલા) થોડી વાર રોકાયા, ત્યાં સુધી કે સૂર્ય ઉદય થઈ ગયો, (પછી અરફાત રવાના થયા). આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા - ૨૩૯ :</u> ૮ ઝિલહજ્જના દિવસે ઝુહ્રથી પહેલા મિના પહોંચવું અને ત્યાં પાંચ નમાઝો અદા કરવી સુન્નત છે, વાજિબ નથી.**

اَنَّ عَائِشَةَ ﷺ لَمْ تَخْرُجْ مِنْ مَكَّةَ يَوْمَ التَّرْوِيَةِ حَتّٰى دَخَلَ اللَّيْلُ وَ ذَهَبَ ثُلُثُهُ۔ (رَوَاهُ ابْنُ الْمُنْذِرِ)

હઝરત આઈશા ﷺ ૮ ઝિલહજ્જના દિવસે મક્કા મુકર્રમાથી મિના રાત વિત્યે પહોંચ્યા, ત્યાં સુધી કે એક-તૃત્યાંશ રાત વિતી ગઈ. આને ઈબ્ને મુન્ઝરે રિવાયત કરેલ છે.(૪)

**સ્પષ્ટીકરણ :** જો કોઈ વ્યક્તિ ૮ ઝિલહજ્જના દિવસે મિના ન જઈ શકે અને ૯ ઝિલહજ્જના દિવસે સીધો મિના પહોંચી જાય, તો તેના પર કોઈ ગુનો નથી, ન તો કોઈ દમ કે ફિદયો છે.

**<u>મસ્લા - ૨૪૦ :</u> હજ દરમ્યાન મિના, અરફાત, મુઝદલિફા દરેક જગ્યાએ સ્થાનિક અને સ્થાનિક ન હોય તેવા બધા લોકોએ તમામ નમાઝો કસ્ર અદા કરવી જોઈએ.**

عَنْ حَارِثَةَ ابْنِ وَهْبٍ الْخُزَاعِيِّ ﷺ قَالَ صَلَّيْتُ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ بِمِنًى وَ النَّاسُ اَكْثَرُ مَا كَانُوْا فَصَلّٰى رَكْعَتَيْنِ فِيْ حَجَّةِ الْوِدَاعِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત હારિસા બિન વહબ ખુઝાઈ ﷺ ફરમાવે છે કે મેં હજ્જતુલ વિદાઅના પ્રસંગે નબી અકરમ ﷺના પાછળ નમાઝ પઢી. આ પ્રસંગે આપ ﷺની સાથે ઘણા (સ્થાનિક અને સ્થાનિક ન હોય એવા બહારના) લોકો હતા. આપ ﷺએ આખી હજ્જતુલ વિદાઅમાં (બધાને) બે રકા'તો (અર્થાત્ કસ્ર) નમાઝ પઢાવી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૫)

---

૩. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.
૪. ફિકહુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : અલ તવજ્જહ ઈલા મિના
૫. કિતાબુસ્સલાત, પ્રકરણ : સલાતુલ મુસાફિરીન વ કસ્રહા, પ્રકરણ : ફસરુસ્સલાત બમની.

عَنْ اَنَسِ ابْنِ مَالِكٍ رضي الله عنه قَالَ : خَرَجْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ مِنَ الْمَدِيْنَةِ اِلٰى مَكَّةَ فَصَلّٰى رَكْعَتَيْنِ رَكْعَتَيْنِ حَتّٰى رَجَعَ قُلْتُ كَمْ اَقَامَ بِمَكَّةَ قَالَ عَشْرًا ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અનસ બિન માલિક રઝિ. ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ ﷺની સાથે (હજ માટે) મદીનાથી મક્કા માટે નીકળ્યા, તો ( એ તમામ ગાળામાં) બે-બે રકા'તો અદા કરતા રહ્યા, ત્યાં સુધી કે મદીના પાછા પહોંચી ગયા. રાવીએ પૂછ્યું, ''તમે મક્કામાં કેટલા દિવસ રોકાયા ?'' હઝરત અનસ બિન માલિક રઝિ.એ જવાબ આપ્યો, ''દસ દિવસ.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૬)

**સ્પષ્ટીકરણ :** રસૂલ અકરમ ﷺ હજના પ્રસંગે ૪ ઝિલહજ્જના દિવસે મક્કા મુકર્રમા પહોંચ્યા. ૫, ૬, ૭ ઝિલહજ્જના દિવસોમાં મક્કા મુકર્રમામાં રોકાયા. ૮ ઝિલહજ્જે મિના, ૯ ઝિલહજ્જે અરફાત અને મુઝદલિફા, ૧૦, ૧૧, ૧૨, ૧૩ જિલહજ્જે મિનામાં રોકાણ કર્યું અને ૧૪ જિલહજ્જે મદીના મુનવ્વરા રવાના થઈ ગયા. આ રીતે આપ ﷺનું મક્કા મુકર્રમામાં રોકાણ દસ દિવસ રહ્યું. આ દરમ્યાન આપ ﷺ દરેક જગ્યાએ કસ્ર નમાઝ અદા કરતા રહ્યા.

**<u>મસ્લા - ૨૪૧ :</u> હજ દરમ્યાન મિના અને અરફાત અને મુઝદલિફા કોઈપણ જગ્યાએ નબી અકરમ ﷺ દ્વારા સ્થાનિક લોકોને પૂરી નમાઝ અદા કરવાનો હુકમ આપવો કોઈ હદીસથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૨૪૨ :</u> ૮ ઝિલહજ્જે મિના જતાં પહેલા તવાફે ઈફાઝા કરવું સુન્નતથી સાબિત નથી.**

—●—●—

# ૯ ઝિલહજ્જ (યવ્મે અરફા)ના મસાઈલ

**<u>મસ્લા - ૨૪૩ :</u> ૯ ઝિલહજ્જે (યવ્મે અરફા) સૂર્ય ઊગ્યા પછી મિનાથી અરફાત રવાના થવું જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૩૮ માં જુઓ.

**<u>મસ્લા - ૨૪૪ :</u> મિનાથી અરફાત જતાં તકબીર અને તહલીલ અને તલબિયા પોકારવું મસનૂન છે.**

૬. કિતાબુસ્સલાત, પ્રકરણ : સલાતુલ મુસાફિરીન વ કસ્રહા, પ્રકરણ : સલાતુલ મુસાફિરીન વ કસ્રહા.

عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرَ رضی اللہ عنہ قَالَ غَدَوْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ مِنْ مِنًى اِلٰى عَرَفَاتٍ مِنَّا الْمُلَبِّيْ وَ مِنَّا الْمُكَبِّرُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہ ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ ﷺની સાથે મિનાથી અરફાત જવા માટે નીકળ્યા. અમારામાંથી કોઈ તલબિયા કહી રહ્યો હતો અને કોઈ તકબીર. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૭)

**સ્પષ્ટીકરણ :** તકબીરથી તાત્પર્ય 'અલ્લાહુ અકબર' કહેવું છે, તહલીલથી 'લા-ઈલાહ ઈલ્લલ્લાહ' કહેવું અને તલબિયાથી તાત્પર્ય 'લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક...' કહેવું છે.

**મસ્લા - ૨૪૫ : મિનાથી સીધા અરફાતના મેદાન પહોંચવાના બદલે પહેલા વાદીએ નમરામાં સૂર્યના ઝવાલ (ઢળવા) સુધી રોકાવું મસનૂન છે.**

**મસ્લા - ૨૪૬ : સૂર્યના ઝવાલ પછી મસ્જિદે નમરામાં પહેલા ઈમામનો ખુત્બો સાંભળવો અને પછી ઝુહ્ર અને અસ્રની નમાઝો એક અઝાન અને બે ઈકામતની સાથે અને કસ્ર કરીને પઢવી મસનૂન છે.**

**મસ્લા - ૨૪૭ : બંને નમાઝો દરમ્યાન કોઈ નફિલ કે સુન્નત નમાઝ અદા ન કરવી જોઈએ.**

**મસ્લા - ૨૪૮ : ઝુહ્ર અને અસ્રની નમાઝો અદા કર્યા પછી અરફાતના મેદાનમાં દાખલ થવું મસનૂન છે.**

**મસ્લા - ૨૪૯ : સૂર્યના ઝવાલથી પહેલા વુકૂફે-અરફા (અરફાતમાં રોકાણ) જાઈઝ નથી.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ رضی اللہ عنہ فِيْ حَدِيْثِ حَجَّةِ الْوَدَاعِ قَالَ... فَسَارَ رَسُوْلُ اللهِ ﷺ وَ لَا تَشُكُّ قُرَيْشٌ اِلَّا اَنَّهٗ وَاقِفٌ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ كَمَا كَانَتْ قُرَيْشٌ تَصْنَعُ فِي الْجَاهِلِيَّةِ فَاَجَازَ رَسُوْلُ اللهِ ﷺ حَتّٰى اَتٰى عَرَفَةَ فَوَجَدَ الْقُبَّةَ قَدْ ضُرِبَتْ لَهٗ بِنَمِرَةٍ فَنَزَلَ بِهَا حَتّٰى اِذَا زَاغَتِ الشَّمْسُ اَمَرَ بِالْقَصْوَاءِ فَرُحِلَتْ لَهٗ فَاَتٰى بَطْنَ الْوَادِيْ فَخَطَبَ النَّاسَ... ثُمَّ اَذَّنَ ثُمَّ اَقَامَ فَصَلَّى الظُّهْرَ ثُمَّ اَقَامَ فَصَلَّى الْعَصْرَ وَ لَمْ يُصَلِّ بَيْنَهُمَا شَيْئًا ثُمَّ رَكِبَ رَسُوْلُ اللهِ ﷺ حَتّٰى اَتَى الْمَوْقِفَ. (رَوَاهُ مُسْلِمٌ)

---

૭. કિતાબુલ હજ, પ્રકરણ : અત્તલબિયત વલ તકબીર ફીઝ્ઝહાબિ મિન મિના ઈલા અરફાત.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅવાળી હદીસના વર્ણનમાં ફરમાવે છે કે, પછી રસૂલે અકરમ ﷺ (મિનાથી અરફાત તરફ) ચાલ્યા, કુરૈશ વિશ્વાસ રાખતા હતા કે આપ ﷺ મુઝદલિફામાં જ રોકાણ કરશે, જેમ કે કુરૈશ જાહિલિય્યત (અજ્ઞાનતા)ના જમાનામાં કરતા હતા, પરંતુ આપ ﷺ (મુઝદલિફાથી) આગળ વધી ચાલ્યા ગયા, ત્યાં સુધી કે અરફાતમાં પહોંચી ગયા, જ્યાં વાદીએ નમરામાં આપ ﷺ માટે તંબુ લગાવવામાં આવ્યો હતો. આપ ﷺએ ત્યાં રોકાણ કર્યું. જ્યારે સૂર્ય ઢળી ગયો તો આપ ﷺએ (પોતાની) કિસ્વા ઊંટણી તૈયાર કરવાનો હુકમ આપ્યો. આપ ﷺ તેના પર સવાર થઈને વાદી (નમરા)ના વચ્ચે તશરીફ લાવ્યા (આજે મસ્જિદે નમરા આ જ જગ્યાએ છે), ત્યાં આપ ﷺએ લોકોને ખુત્બો આપ્યો. પછી અઝાન અને ઈકામત થઈ અને આપ ﷺએ ઝુહ્રની નમાઝ પઢાવી. ફરીથી ઈકામત થઈ અને આપ ﷺએ અસ્રની નમાઝ પઢાવી. આ બંને નમાઝોના દરમ્યાન કોઈ (નફિલ કે સુન્નત) નમાઝ પઢવામાં ન આવી. પછી આપ ﷺ (પોતાની ઊંટણી પર) સવાર થયા અને (અરફાતમાં) ઊભા રહેવાની જગ્યાએ તશરીફ લાવ્યા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૮]

**સ્પષ્ટીકરણ :**

(૧) મિનાથી આવીને વાદીએ નમરા (અથવા અરફાત)માં સૂર્યના ઝવાલ સુધી રોકાવું અને સૂર્યના ઝવાલ પછી વાદીએ અરફાતમાં દાખલ થવું અફઝલ (શ્રેષ્ઠ) છે, પરંતુ ભીડના કારણે જો કોઈ આવું ન કરી શકે તો કોઈ વાંધો નથી.

(૨) હજ્જતુલ વિદાઅમાં 'યવ્મે અરફા' જુમ્આના દિવસે હતો, પરંતુ આપ ﷺએ બંને રકા'તોમાં કિરાત ઊંચા અવાજથી ન કરી, અર્થાત્ આપ ﷺએ જુમ્આની નમાઝ અદા ન કરી, બલ્કે ઝુહ્રની નમાઝ કસ્ર કરીને અદા કરી.

(૩) જો કોઈ વ્યક્તિને ઈમામે હજની સાથે કોઈ શરઈ કારણસર બાજમાઅત નમાઝ પઢવાની તક ન મળે, તો તેણે પોતાના તંબુમાં બંને નમાઝો (ઝુહ્ર અને અસ્ર) જમ્અ (એકી સાથે) અને કસ્ર અદા કરવી જોઈએ. લોકો વધારે હોય તો બાજમાઅત એકી સાથે કસ્રની સાથે અદા કરવી જોઈએ. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ).

<u>મસ્લા - ૨૫૦ :</u> **સ્થાનિક અને બહારના સહાબા કિરામ ﷺએ નબી અકરમ ﷺના પાછળ અરફાતમાં ઝુહ્ર અને અસ્રની નમાઝો જમા (એકી સાથે) અને કસ્ર કરીને પઢી. આપ ﷺ દ્વારા સ્થાનિક લોકોને નમાઝ પૂરી કરવાનો હુકમ આપવાનું કોઈ હદીસથી સાબિત નથી.**

<u>મસ્લા - ૨૫૧ :</u> **વુકૂફે-અરફા (અરફાતમાં રોકાણ) ફર્ઝ છે. જો આ છુટી જાય તો હજ અદા થતી જ નથી, ન તો ફિદયો આપવાથી તેની ભરપાઈ થાય છે.**

---

૮. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

**મસ્લા - ૨૫૨ :** **વુકૂફે-અરફાનો સમય ૯ ઝિલહજજના દિવસથી લઈને ૧૦ ઝિલહજજની ફજ્ર (પરોઢ)ના ઊગવા સુધી છે.**

عَنْ عَبْدِ الرَّحْمٰنِ بْنِ يَعْمُرَ ﷺ قَالَ شَهِدْتُ رَسُوْلَ اللهِ ﷺ فَأَتَاهُ نَاسٌ فَسَأَلُوْهُ عَنِ الْحَجِّ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ - اَلْحَجُّ عَرَفَةُ فَمَنْ اَدْرَكَ لَيْلَةَ عَرَفَةَ قَبْلَ طُلُوْعِ الْفَجْرِ مِنْ لَيْلَةِ جَمْعٍ فَقَدْ تَمَّ حَجُّهُ۔ (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુર્રહમાન બિન યામુર ﷺ કહે છે કે હું નબી અકરમ ﷺની પાસે હતો કે કેટલાક લોકો આવ્યા અને હજ વિશે પૂછ્યું તો આપ ﷺએ ફરમાવ્યું, ''હજ અરફાતમાં રોકાવાનું નામ છે. જે વ્યક્તિ મુઝદલિફાની રાત (અર્થાત્ ૯ અને ૧૦ જિલહજ્જની વચ્ચેની રાત) ફજ્રના ઊગવાથી પહેલા અરફાતમાં પહોંચી જાય તેની હજ અદા થઈ જશે.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.[૯]

**સ્પષ્ટીકરણ :**

(૧) જો કોઈ વ્યક્તિએ અજાણતામાં અથવા ભૂલથી વાદીએ અરફાતના બદલે વાદીએ નમરામાં રોકાણ કર્યું, તો તેની હજ અદા નહીં થાય. જુઓ મસ્લા - ૨૫૮.

(૨) જે વ્યક્તિ ૧૦ જિલહજ્જની ફજ્ર (પરોઢ) ઊગવાથી પહેલા-પહેલા પળવાર માટે પણ અરફાતના મેદાનમાં પહોંચી જાય તેની હજ અદા થઈ જાય છે.

**મસ્લા - ૨૫૩ :** **ઝુહ્ર અને અસ્રની નમાઝ અદા કર્યા પછી જબલે રહમત (જૂનું નામ જબલે આલાલ)ના નજીક વુકૂફ કરવું (ઊભા રહીને દુઆઓ માગવી) મુસ્તહબ છે,, પરંતુ અરફાતના મેદાનમાં કોઈપણ જગ્યાએ વુકૂફ કરવું જાઈઝ છે.**

عَنْ جَابِرٍ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ - نَحَرْتُ هَاهُنَا وَ مِنًى كُلُّهَا مَنْحَرٌ فَانْحَرُوْا فِيْ رِحَالِكُمْ وَ وَقَفْتُ هَاهُنَا وَ عَرَفَةُ كُلُّهَا مَوْقِفٌ وَ وَقَفْتُ هَاهُنَا وَ جَمْعٌ كُلُّهَا مَوْقِفٌ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''મેં અહીં કરુબાની કરી છે અને મિનાનું મેદાન આખું કુરબાનીની જગ્યા છે, તેથી તમે લોકો પોતાની રોકાવાની જગ્યાએ જ કુરબાની કરી લો અને મેં અહીં (જબલે રહમતના નજીક) વુકૂફ કરેલ છે, જ્યારે કે આખું મેદાન અરફાતની જગ્યા છે...'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૦]

---

૯. કિતાબુલ હજ, પ્રકરણ : ફરઝુલ વુકૂફ બઅરફહ.

૧૦. કિતાબુલ હજ, પ્રકરણ : મા જાઅ અન અરફત કુલ્લહા મૌકૂફ.

**મસ્લા - ૨૫૪ : અરફાતના મેદાનમાં વુકૂફ માટે કિબ્લા રૂખ થઈને ઊભા રહેવું મસનૂન છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ ﷺ فِيْ حَدِيْثِ حَجَّةِ الْوَدَاعِ... وَاسْتَقْبَلَ الْقِبْلَةَ فَلَمْ يَزَلْ وَاقِفًا حَتّٰى غَرَبَتِ الشَّمْسُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅવાળી હદીસમાં ફરમાવે છે કે (ઊંટણી પર સવાર થયા પછી) નબી અકરમ ﷺ કિબ્લા રૂખ થયા અને સૂર્યાસ્ત સુધી વુકૂફ કર્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧૧)

**મસ્લા - ૨૫૫ : અરફાતના મેદાનમાં વુકૂફ દરમ્યાન હાથ ઉઠાવવા મસનૂન છે.**

عَنْ أُسَامَةَ بْنِ زَيْدٍ ﷺ كُنْتُ رَدِيْفَ النَّبِيِّ ﷺ بِعَرَفَاتٍ فَرَفَعَ يَدَيْهِ يَدْعُوْ فَمَالَتْ بِهٖ نَاقَتُهٗ فَسَقَطَ خِطَامُهَا فَتَنَاوَلَ الْخِطَامَ بِإِحْدٰى يَدَيْهِ وَ هُوَ رَافِعٌ يَدَهُ الْأُخْرٰى. (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત ઉસામા બિન ઝૈદ ﷺ ફરમાવે છે કે હું અરફાતમાં નબી અકરમ ﷺની પાછળ (ઊંટણી પર સવાર) હતો. આપ ﷺએ દુઆ માગવા માટે હાથ ઉઠાવી રાખ્યા હતા. એ જ વખતે આપ ﷺની ઊંટણી વળી. તેની લગામ હાથમાંથી છુટી ગઈ, તો આપ ﷺએ એક હાથથી તેની લગામ પકડી લીધી અને બીજો હાથ દુઆ માટે ઉઠાવી રાખ્યો. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૧૨)

**મસ્લા - ૨૫૬ : વુકૂફ માટે જબલે રહમતના ઉપર ચઢવું કે તેના તરફ મોઢું કરવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૨૫૭ : વુકૂફ માટે અરફાતના મેદાનમાં આવવું જરૂરી છે.**

**મસ્લા - ૨૫૮ : જે વ્યક્તિએ ભૂલથી કે અજાણતામાં અરફાતની વાદીના બદલે વાદીએ નમરામાં વુકૂફ કર્યો, તેની હજ અદા થતી નથી.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ : عَرَفَةُ كُلُّهَا مَوْقِفٌ وَارْتَفِعُوْا عَنْ بَطْنِ عُرَنَةَ وَ مُزْدَلِفَةُ كُلُّهَا مَوْقِفٌ، وَارْتَفِعُوْا عَنْ بَطْنِ مُحَسِّرٍ وَ مِنٰى كُلُّهَا مُنْحَرٌ. (رَوَاهُ الطَّحَاوِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

૧૧. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.
૧૨. કિતાબુલ હજ, પ્રકરણ : રફઅ-યદૈન ફીદ્-દુઆ બઅરફહ.

''અરફાતનું આખું મેદાન મોકૂફ (રોકાવાની જગ્યા) છે, પરંતુ વાદીએ અરના (અર્થાત્ નમરા)થી બચતા રહો (અર્થાત્ તેમાં વુકૂફ ન કરો) અને મુઝદલિફા આખું મૌકૂફ છે, પરંતુ વાદીએ મહસરથી બચતા રહો અને મિના આખું કુરબાનગાહ છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૩)

**સ્પષ્ટીકરણ :** વાદીએ અરફાત અને વાદીએ નમરા બંને એક-બીજાથી અડીને છે. એ પણ યાદ રહે કે મસ્જિદે-નમરાનો એક ભાગ વાદીએ અરફાતમાં છે અને બીજો ભાગ વાદીએ નમરામાં છે. મસ્જિદમાં બોર્ડ લગાવીને તેને બતાવી દેવામાં આવેલ છે. તેથી મસ્જિદે-નમરામાં રોકાણ કરતાં પહેલા અરફાતની હદની તપાસ કરી લેવી જોઈએ, જેથી હજ બાતિલ (ખોટી) ન થાય.

**<u>મસ્લા - ૨૫૯:</u> અરફાતનું મેદાન દુઆના સ્વીકાર થવાની શ્રેષ્ઠ જગ્યા અને યવ્મે અરફા દુઆના સ્વીકારનો શ્રેષ્ઠ દિવસ છે.**

**<u>મસ્લા - ૨૬૦:</u> અરફાતના મેદાનમાં માંગવામાં આવતી સૌથી શ્રેષ્ઠ દુઆ નીચે મુજબ છે :**

عَنْ عَمْرِو بْنِ شُعَيْبٍ ﷺ عَنْ اَبِيْهِ عَنْ جَدِّهِ اَنَّ النَّبِيَّ ﷺ قَالَ - خَيْرُ الدُّعَاءِ دُعَاءُ يَوْمِ عَرَفَةَ وَ خَيْرُ مَا قُلْتُ اَنَا وَالنَّبِيُّوْنَ مِنْ قَبْلِيْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ وَ هُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ - (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત ઉમરૂ બિન શુઐબ ﷺ પોતાના પિતા (શુઐબ ﷺ)થી, શુઐબ પોતાના દાદા (હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરૂ બિન આસ ﷺ)થી રિવાયત કરે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''સૌથી શ્રેષ્ઠ દુઆ અરફાના દિવસની દુઆ છે અને સૌથી શ્રેષ્ઠ કલેમાત જે મેં કહ્યા અને જે મારાથી અગાઉ અંબિયા ﷺએ કહ્યા તે આ છે : **લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ લહુલ મુલ્કુ વ-લહુલ હમ્દુ વ-હુવ અલા કુલ્લિ શયઈન કદીર.** (અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી, તે એકલો-અદ્વતીય છે, તેનો કોઈ ભાગીદાર નથી, બાદશાહી તેના માટેજ છે, પ્રશંસાને પાત્ર એ જ છે અને તે દરેક વસ્તુ પણ સામર્થ્ય ધરાવે છે.) આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૧૪)

**સ્પષ્ટીકરણ :**

(૧) આ દુઆ ઉપરાંત વુકૂફ દરમ્યાન આપ ﷺએ જે દુઆઓ માગી તેની વિગત હદીસોમાં નથી મળતી. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

૧૩. જામેઅ દઅવાત : પ્રકરણ : ફઝલ લા હવ્લ વ-લા કુવ્વત.
૧૪. સહીહ જામેઅ અલ-સગીર, લિલ બાની, હદીસ નં. ૩૯૦૧.

(૨) દુઆ માગવાના આદાબ (શિષ્ટાચાર), દુઆમાં જાઈઝ અને નાજાઈઝ બાબતો, દુઆ સ્વીકાર થવા માટેના શબ્દો વગેરે તથા વિશિષ્ટ કુર્આની અને નબવી દુઆઓ માટે લેખકના પુસ્તક 'કિતાબુદ્-દુઆ' જુઓ.

**<u>મસ્લા - ૨૬૧ :</u> યવ્મે અરફા આગથી મુક્તિનો દિવસ છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - مَا مِنْ يَوْمٍ اَكْثَرَ مِنْ اَنْ يُعْتِقَ اللّٰهُ فِيْهِ عَبْدًا مِّنَ النَّارِ مِنْ يَوْمِ عَرَفَةَ وَ اِنَّهُ لَيَدْنُوْ ثُمَّ يُبَاهِيْ بِهِمُ الْمَلَائِكَةَ فَيَقُوْلُ مَا اَرَادَ هٰؤُلَاءِ ؟ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા રદિ. કહે છે કે રસૂલે અકરમ ﷺએ ફરમાવ્યું, ''અરફા સિવાય કોઈ દિવસ એવો નથી, જેમાં અલ્લાહ તઆલા અધિકતાથી બંદાઓને આગથી મુક્તિ આપે. એ દિવસે અલ્લાહ (પોતાના બંદાઓના) ખૂબ નજીક હોય છે અને ફરિશ્તાઓની સામે એ (હાજીઓ)ના કારણે ગૌરવ લે છે અને ફરિશ્તાઓથી પૂછે છે કે (જરા બતાવો તો) આ લોકો મારાથી શું ઈચ્છે છે ?'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૫]

**<u>મસ્લા - ૨૬૨ :</u> અરફાતના મેદાનમાં વુકૂફ માટે ગુસ્લ કરવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૨૬૩ :</u> અરફાતના મેદાનમાં ઉપસ્થિત હાજીઓએ યવ્મે અરફાનો રોઝો રાખવાની મનાઈ છે, અલબત્ત જેઓ હાજી નથી તેમના માટે જાઈઝ છે.**

عَنْ عُقْبَةَ بْنِ عَامِرٍ رضي الله عنه قَالَ : رَسُوْلُ اللّٰهِ ﷺ : يَوْمُ عَرَفَةَ وَ يَوْمُ النَّحْرِ وَ اَيَّامُ التَّشْرِيْقِ عِيْدُنَا اَهْلَ الْاِسْلَامِ وَهِيَ اَيَّامُ اَكْلٍ وَ شُرْبٍ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત ઉકબા બિન આમિર રદિ. કહે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''અરફાનો દિવસ, કુરબાનીનો દિવસ અને અય્યામે તશ્રીક મુસલમાનોની ઈદના દિવસો અને ખાવા-પીવાના દિવસો છે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૧૬]

عَنْ اَبِيْ قَتَادَةَ رضي الله عنه قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ : صِيَامُ يَوْمِ عَرَفَةَ اَحْتَسِبُ عَلَى اللّٰهِ اَنْ يُّكَفِّرَ السَّنَةَ الَّتِيْ قَبْلَهُ وَالسَّنَةَ الَّتِيْ بَعْدَهُ وَ صِيَامُ يَوْمِ عَاشُوْرَاءَ اَحْتَسِبُ عَلَى اللّٰهِ اَنْ يُّكَفِّرُ السَّنَةَ الَّتِيْ قَبْلَهُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા રદિ. કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''યવ્મે

---

૧૫. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ સિયામ લિલ ઈલ્લતે અય્યામ મિન કુલ્લિ શહ્ર.
૧૬. કિતાબુસ્સિયામ, પ્રકરણ : ફી કરાહિયત સવ્મ અય્યામુલ તશ્રીક.

અરફાનો રોઝા (ના સવાબ) વિશે હું અલ્લાહ તઆલાથી આશા રાખું છું કે તે (તેના દ્વારા) અગાઉના એક વર્ષ અને આવનારા એક વર્ષના (સગીરા, અર્થાત્ નાના-નાના) ગુનાઓ માફ ફરમાવી દેશે અને યવ્મે આશૂરા (૧૦ મુહર્રમ)ના રોઝા (ના સવાબ)ના વિશે હું અલ્લાહ તઆલાથી આશા રાખું છું કે (તેના દ્વારા) તે અગાઉના એક વર્ષના (સગીરા) ગુનાઓ માફ ફરમાવી દેશે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૭]

**<u>મસ્લા - ૨૬૪ :</u> સૂર્ય ડૂબી ગયા પછી મગરિબની નમાઝ અદા કર્યા વગર અરફાતના મેદાનથી મુઝદલિફા આવવું જોઈએ.**

**<u>મસ્લા - ૨૬૫ :</u> અરફાતથી મુઝદલિફા આવતાં શાંતિ, ગંભીરતા અને ગૌરવયુક્ત વર્તનને ધ્યાનમાં રાખવું જરૂરી છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رضي الله عنه فِيْ حَدِيْثِ حَجَّةِ الْوَدَاعِ قَالَ... وَ اَرْدَفَ اُسَامَةَ خَلْفَهُ وَ دَفَعَ رَسُوْلُ اللّٰهِ ﷺ وَ قَدْ شَنَقَ لِلْقَصْوَاءِ الزِّمَامِ حَتّٰى اِنَّ رِاسَهَا لَيُصِيْبُ مَوْرِكَ رِحْلِهٖ وَ يَقُوْلُ بِيَدِهِ الْيُمْنٰى - اَيُّهَا النَّاسُ السَّكِيْنَةَ السَّكِيْنَةَ ـ كُلَّمَا اَتٰى حَبْلًا مِنَ الْحِبَالِ اَرْخٰى لَهَا قَلِيْلًا حَتّٰى اَتَى الْمُزْدَلِفَةَ ـ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنه હજ્જતુલ વિદાઅવાળી હદીસમાં ફરમાવે છે કે (વુકૂફે અરફા પછી) રસૂલુલ્લાહ ﷺએ હઝરત ઉસામા رضي الله عنهને પોતાના પાછળ (ઊંટણી પર) સવાર કરાવ્યા અને આગળ વધ્યા. આપ ﷺએ (પોતાની ઊંટણી) કિસ્વાની લગામ એવી રીતે ખેંચી રાખી હતી કે ઊંટણીનું માથું (ઊંટના પલાણ કે જીનના) મોરક (પલાણનો એ ભાગ જેમાં સવાર પોતાનો પગ મૂકે છે)થી લાગી રહ્યો હતો. આપ ﷺ પોતાના જમણા હાથથી (ઇશારો કરીને) ફરમાવી રહ્યા હતા, ''લોકો ! શાંતિ અને ધીરજથી ચાલો.'' (રસ્તામાં) જ્યારે કોઈ રેતનો ટીલો આવતો તો આપ ﷺ ઊંટણીની લગામ જરા ઢીલી મૂકી દેતા અને તે ટીલા પર ચઢી જતી, ત્યાં સુધી કે આપ મુઝદલિફા પહોંચી ગયા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧૮]

**સ્પષ્ટીકરણ :** સૂર્ય ડૂબી જાય તે પહેલા અરફાતનું મેદાન છોડવા પર એક જાનવરની કુરબાની વાજિબ છે.

**<u>મસ્લા - ૨૬૬ :</u> મિનાથી અરફાત અને અરફાતથી મુઝદલિફા આવતાં તલબિયા કહેવું મસનૂન છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૭૯ માં જુઓ.

—●—●—

૧૭. કિતાબુસ્સિયામ, પ્રકરણ : ઈસ્તજાબ સિયામ લિલ ઇલ્લતે અય્યામ મિન કુલ્લિ શહ્ર.

૧૮. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

## ૯ ઝિલહજ્જ (મુઝદલિફાની રાત)ના મસાઈલ[૧૯]

<u>મસ્લા - ૨૬૭:</u> ૯ અને ૧૦ ઝિલહજ્જની વચ્ચેની રાત મુઝદલિફામાં વિતાવવી વાજિબ છે.

<u>મસ્લા - ૨૬૮:</u> ૯ ઝિલહજ્જની મગરિબ અને ઈશાની નમાઝો કસ્ર અને જમા કરીને મુઝદલિફામાં આવીને અદા કરવી જોઈએ.

<u>મસ્લા - ૨૬૯:</u> બંને નમાઝોની વચ્ચે કોઈ સુન્નત કે નફિલ અદા ન કરવી જોઈએ.

<u>મસ્લા - ૨૭૦:</u> બંને નમાઝો એક અઝાન અને બે ઈકામતની સાથે અદા કરવી જોઈએ.

<u>મસ્લા - ૨૭૧:</u> મુઝદલિફાની રાત જાગીને ઈબાદત કરવાને બદલે ઊંઘીને વિતાવવી મસનૂન છે.

<u>મસ્લા - ૨૭૨:</u> ફજ્રની નમાઝ અદા કર્યા પછી કિબ્લા રૂખ ઊભા થઈને બરાબર અજવાળું ફેલાઈ જાય ત્યાં સુધી વુકૂફ કરવું (રોકાઈને દુઆઓ માગવી) જોઈએ.

<u>મસ્લા - ૨૭૩:</u> સૂર્ય ઊગે તેના થોડીક વાર પહેલાં અજવાળું ફેલાતાં જ મુઝદલિફાથી મિના રવાના થઈ જવું જોઈએ.

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ ﷺ فِيْ حَدِيْثِ حَجَّةَ الْوَدَاعِ قَالَ...حَتّٰى اَتَى مُزْدَلِفَةَ فَصَلّٰى بِهَا الْمَغْرِبَ وَ الْعِشَاءَ بِاَذَانٍ وَاحِدٍ وَ اِقَامَتَيْنِ وَ لَمْ يُسَبِّحْ بَيْنَهُمَا شَيْئًا ثُمَّ اضْطَجَعَ رَسُوْلُ اللهِ ﷺ حَتّٰى طَلَعَ الْفَجْرُ وَ صَلَّى الْفَجْرَ حِيْنَ تَبَيَّنَ لَهُ الصُّبْحُ بِاَذَانٍ وَ اِقَامَةٍ ثُمَّ رَكِبَ الْقَصْوَاءَ حَتّٰى اَتَى الْمَشْعَرَ الْحَرَامَ فَاسْتَقْبَلَ الْقِبْلَةَ فَدَعَاهُ وَ كَبَّرَهُ وَ هَلَّلَهُ وَ وَحَّدَهُ فَلَمْ يَزَلْ وَاقِفًا حَتّٰى اَسْفَرَ جِدًّا فَدَفَعَ قَبْلَ اَنْ تَطْلُعَ الشَّمْسُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅવાળી હદીસમાં વર્ણન કરે છે કે મુઝદલિફા આવીને આપ ﷺએ મગરિબ અને ઈશાની નમાઝો એક અઝાન અને બે ઈકામતની સાથે અદા કરી. બંને નમાઝો વચ્ચે આપ ﷺએ કોઈ અન્ય નમાઝો (નફિલ વગેરે) અદા ન કરી. પછી આપ ﷺએ ફજ્રના ઊગવા સુધી આરામ કર્યો. જ્યારે

૧૯. ૯ ઝિલહજ્જની મગરિબ અને ઈશાની નમાઝો મુઝદલિફામાં જમા કરીને કસ્ર અદા કરવામાં આવે છે, તેથી આ રાતને 'લઈલતુલ જમ્અ' કહે છે.

સવાર પ્રગટ થઈ તો ફજ્રની નમાઝ, અઝાન અને ઈકામત કહ્યા પછી (બાજમાઅત) અદા કરી. પછી (પોતાની ઊંટણી) કિસ્વા પર સવાર થયા, ત્યાં સુધી કે મશઅરે-હરામ[૨૦] સુધી તશરીફ લાવ્યા. પછી કિબ્લા રૂખ થઈને દુઆઓ માગી. સૂર્યોદય થવાના પહેલા (મિના માટે) રવાના થઈ ગયા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨૧]

**સ્પષ્ટીકરણ :** જો કોઈ વ્યક્તિ મુઝદલિફામાં રાત વીતાવી ન શકે તો તેણે એક જાનવરની કુરબાની આપવી પડશે.

**<u>મસ્લા - ૨૭૪ :</u> મુઝદલિફામાં ફજ્રની નમાઝ સામાન્ય દિવસોની તુલનાએ સમયથી પહેલા અદા કરવી મસનૂન છે.**

عَنْ عَبْدِ اللهِ ﷺ قَالَ مَا رَأَيْتُ رَسُوْلَ اللهِ ﷺ صَلّٰى صَلَاةً إِلَّا لِمِيْقَاتِهَا إِلَّا صَلَاتَيْنِ صَلَاةَ الْمَغْرِبِ وَالْعِشَاءِ بِجَمْعٍ وَصَلَّى الْفَجْرَ يَوْمَئِذٍ قَبْلَ مِيْقَاتِهَا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ ﷺ ફરમાવે છે કે મેં રસૂલે અકરમ ﷺને હંમેશા સમયસર નમાઝો પઢતાં જોયા છે, સિવાય બે નમાઝોના - મુઝદલિફામાં મગરિબ અને ઈશાની નમાઝો જમા કરીને (અર્થાત્ મગરિબની નમાઝ વિલંબથી અદા કરી) અને એ દિવસે ફજ્રની નમાઝ આપ ﷺએ સમયથી પહેલા અદા ફરમાવી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨૨]

**<u>મસ્લા - ૨૭૫ :</u> જે વ્યક્તિએ ફજ્રની નમાઝ મુઝદલિફામાં પઢી લીધી તેનો મુઝદલિફામાં વુકૂફ દુરસ્ત હશે, તેના પર ન કોઈ ફિદયો છે, ન દમ.**

عَنْ عُرْوَةَ بْنِ مُضَرِّسِ بْنِ حَارِثَةَ بْنِ لَامَ الطَّائِيِّ ﷺ قَالَ: أَتَيْتُ رَسُوْلَ اللهِ ﷺ بِالْمُزْدَلِفَةِ حِيْنَ خَرَجَ إِلَى الصَّلَاةِ فَقُلْتُ يَا رَسُوْلَ اللهِ ﷺ إِنِّيْ جِئْتُ مِنْ جَبَلَيْ طَيٍّ أَكْلَلْتُ رَاحِلَتِيْ وَاتْعَبْتُ نَفْسِيْ وَاللهِ مَا تَرَكْتُ مِنْ حَبْلٍ إِلَّا وَقَفْتُ عَلَيْهِ فَهَلْ لِيْ مِنْ حَجٍّ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ - مَنْ شَهِدَ صَلَاتَنَا هٰذِهٖ وَوَقَفَ بِعَرَفَةَ قَبْلَ ذٰلِكَ لَيْلًا أَوْ نَهَارًا أَتَمَّ حَجَّهٗ وَقَضٰى تَفَثَهٗ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત ઉરવા બિન મદરસ બિન ઔસ બિન હારિસા બિન લામ તાઈ ﷺ

---

૨૦. મશઅરે-હરામ આખા મુઝદલિફાનું નામ છે, જ્યાં આપ ﷺએ વુકૂફ કર્યો હતો, ત્યાં હવે મસ્જિદો બનાવી દેવામાં આવેલ છે.

૨૧. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

૨૨. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ ઝયાદતુલ તગલીસ બસલાતુસ્-સુબહ યવ્મુલ નહ્ર બિલ મુઝદલિફહ.

કહે છે કે હું મુઝદલિફામાં રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થયો. તે વખતે આપ ﷺ નમાઝ માટે તશરીફ લાવ્યા. મેં અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! હું તય કબીલાના પહાડોમાંથી આવ્યો છું. મેં મારી ઊંટણીને ખૂબ દોડાવી અને પોતાને પણ ખૂબ થકાવ્યો (જલ્દી પહોંચવા માટે) અને અલ્લાહના સોગંદ ! મેં રસ્તામાં કોઈ પહાડ એવો ન છોડ્યો જેના પર (અરફાત સમજીને) વુકૂફ ન કર્યો હોય, શું મારી હજ થઈ કે નહીં ?'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''જે વ્યક્તિ મુઝદલિફામાં અમારી આ નમાઝ (ફજ્ર)માં હાજર થયો અને અમારા સાથે વુકૂફ (મુઝદલિફા) કરી લીધો, ત્યાં સુધી કે મિના માટે રવાના થયો અને તેનાથી અગાઉ વુકૂફ-અરફા પણ કરી ચૂક્યો હોય, ચાહે રાત્રિના સમયે અથવા દિવસના સમયે, તેની હજ થઈ ગઈ અને મેલ-ગંદકી દૂર થઈ ગઈ.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૨૩]

**સ્પષ્ટીકરણ :** જો કોઈ વ્યક્તિ ઈશાની નમાઝના છેલ્લા સમયે (અડધી રાત) સુધી કોઈ કારણસર મુઝદલિફા ન પહોંચી શકે તો તેણે મગરિબ અને ઈશાની નમાઝ બંને જમા અને કસ્ર કરીને મુઝદલિફાથી બહાર જ્યાં પણ હોય ત્યાં અદા કરી લેવી જોઈએ અને પછી મુઝદલિફા પહોંચી જવું જોઈએ. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

**મસ્લા - ૨૭૬ : મુઝદલિફાનું આખું મેદાન મોકૂફ (વુકૂફ કરવાની જગ્યા) છે, દરેક હાજી પોત-પોતાની રોકાવાની જગ્યાએ ઊભા રહીને દુઆઓ માગી શકે છે, પરંતુ મશ્અરે હરામ પહાડીના દામનમાં (જ્યાં આજે મસ્જિદ છે) ઊભા રહીને દુઆઓ માગવી અફઝલ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૫૩, ૨૭૪ માં જુઓ.

**મસ્લા - ૨૭૭ : મુઝદલિફામાં ઊભા રહીને દુઆઓ માગવા માટે કિબ્લા રૂખ થવું અને હાથ ઉઠાવવા મસનૂન છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૫૪, ૨૭૨ માં જુઓ.

**મસ્લા - ૨૭૮ : કમજોરો, બીમારો, બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ માટે અડધી રાત પછી મુઝદલિફા જવાની પરવાનગી છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ كَانَتْ سَوْدَةُ امْرَاَةً ضَخْمَةً ثَبِطَةً فَاسْتَاذَنَتْ رَسُوْلَ اللهِ ﷺ اَنْ تُفِيْضَ مِنْ جَمْعٍ بِلَيْلٍ فَاَذِنَ لَهَا. (رَوَاهُ مُسْلِمٌ)

૨૩. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ ઝયાદતુલ તગલીસ બસલાતુલ સુબ્હ યવ્મુન્-નહ્ર બિલ મુઝદલિફહ.

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે (ઉમ્મુલ મુ'મિનીન) હઝરત સૌદા ﷺ ભારે-ભરકમ મહિલા હતા. તેથી તેમણે રસૂલુલ્લાહ ﷺથી રાતના સમયે મુઝદલિફાથી (મિના) રવાના થવાની પરવાનગીની ઈચ્છા કરી, તો આપ ﷺએ તેમને પરવાનગી આપી દીધી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨૪)

**<u>મસ્લા - ૨૭૯:</u> મુઝદલિફાથી શાંતિ અને ગૌરવપૂર્ણ વર્તનની સાથે મિના આવવું જોઈએ, પરંતુ વાદીએ મહસરથી ઝડપથી પસાર થઈ જવું જોઈએ.**

عَنْ جَابِرٍ ﷺ اَنَّ النَّبِيَّ ﷺ اَوْضَعَ فِيْ وَادِيْ مُحَسِّرٍ وَزَادَ فِيْهِ بِشْرٌ وَاَفَاضَ مِنْ جَمْعٍ وَعَلَيْهِ السَّكِيْنَةُ وَاَمَرَهُمْ بِالسَّكِيْنَةِ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત જાબિર ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺ (મુઝદલિફાથી મિના આવતાં) વાદીએ મહસરથી ઝડપથી પસાર થયા. રાવી બશરે એમાં વધારો કર્યો છે કે નબી અકરમ ﷺથી શાંતિ અને ગંભીરતા અને ધીરજની સાથે પાછા ફર્યા અને લોકોને પણ શાંતિ અને ગંભીરતા અને ધીરજની સાથે ચાલવાનો હુકમ આપ્યો. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૨૫)

**<u>મસ્લા - ૨૮૦:</u> મુઝદલિફાથી મિના આવતાં તલબિયા કહેવું મસનૂન છે.**

عَنِ الْفَضْلِ بْنِ عَبَّاسٍ ﷺ اَنَّهُ كَانَ رَدِيْفَ النَّبِيِّ ﷺ فَلَمْ يَزَلْ يُلَبِّيْ حَتّٰى رَمٰى جَمْرَةَ الْعَقَبَةِ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત ફઝલ બિન અબ્બાસ ﷺ (મુઝદલિફાથી મિના આવતાં) નબી અકરમ ﷺની પાછળ સવાર હતા. તેમનું કથન છે કે આપ ﷺ જમરાએ ઉકબાને રમી કર્યા સુધી તલબિયા કહેતા રહ્યા. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૨૬)

**<u>મસ્લા - ૨૮૧:</u> મુઝદલિફામાં વુકૂફ પછી મિના રવાના થતાં પહેલા માત્ર જમરાએ ઉકબાની રમી માટે મુઝદલિફાથી સાત કાંકરીઓ લેવી મુસ્તહબ છે, વાજિબ નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૦૨ માં જુઓ.

૨૪. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ તકદીમ દફઅલ ઝઅફત મિનન્નિસાઅ વ ગઈરહિન મિન મુઝદલિફહ.
૨૫. અબ્વાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફીલ ઈફાઝત મિન અરફાત.
૨૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અત્તલબિયત ફીસ્સૈર.

# ૧૦ ઝિલહજ્જ (કુરબાનીના દિવસ)ના મસાઈલ

**<u>મસ્લા - ૨૮૨ :</u> યવ્મુન્નહ્રે (કુરબાનીના દિવસે) મિના પહોંચીને સૌપ્રથમ જમરાએ ઉકબા (જે મક્કાની તરફ છે)ને કાંકરીઓ મારવી જોઈએ, પછી કુરબાની કરવી જોઈએ, પછી વાળ મુંડાવવા જોઈએ અને તે પછી મક્કા મુકર્રમા જઈને તવાફે ઈફાઝા (ઝિયારત) કરવા જોઈએ.**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ رَمٰى جَمْرَةَ الْعَقَبَةِ ثُمَّ انْصَرَفَ اِلَى الْبُدْنِ فَنَحَرَهَا وَ الْحَجَّامُ جَالِسٌ وَ قَالَ بِيَدِهٖ عَنْ رَاسِهٖ فَحَلَقَ شِقَّهُ الْاَيْمَنَ فَقَسَمَهُ فِيْمَنْ يَلِيْهِ ثُمَّ قَالَ اِحْلِقِ الشِّقَّ الْاٰخَرَ، فَقَالَ : اَيْنَ اَبُوْ طَلْحَةَ ؟ فَاَعْطَاهُ اِيَّاهُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અનસ બિન માલિક ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ (મુઝદલિફાથી મિના આવ્યા પછી સૌપ્રથમ) જમરાએ ઉકબાને કાકરીઓ મારી, પછી ઊંટોની તરફ તશરીફ લઈ ગયા અને તેમને ઝબેહ કર્યા (પાસે જ) હજામ બેસ્યો હતો, આપ ﷺએ તેને હાથના ઈશારાથી માથું મુંડવાનો હુકમ આપ્યો. તેણે માથાનો જમણો ભાગ મુંડ્યો. આપ ﷺએ તે વાળ નજીક બેસેલા લોકોમાં વહેંચી દીધા. પછી આપ ﷺએ હજામને માથાનો ડાબો ભાગ મુંડવાનો હુકમ આપ્યો. પછી પૂછ્યું, ''અબૂ તલ્હા (ﷺ) ક્યાં છે ?'' (તેઓ હાજર થયા તો) આપ ﷺએ તે વાળ તેમને ઈનાયત ફરમાવી દીધા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨૭]

عَنِ ابْنِ عُمَرَ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ اَفَاضَ يَوْمَ النَّحْرِ ثُمَّ رَجَعَ فَصَلَّى الظُّهْرَ بِمِنًى. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ કુરબાનીના દિવસે જ તવાફે ઈફાઝા કર્યો, પછી (મક્કાથી) મિના પાછા જઈને નમાઝે ઝુહ્ર અદા કરી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨૮]

**<u>મસ્લા - ૨૮૩ :</u> કુરબાનીના દિવસે જમરાએ ઉકબા પર રમી (કાંકરીઓ મારવી), કુરબાની, હજામત અને તવાફે ઝિયારત ક્રમવાર કરવા અફઝલ (શ્રેષ્ઠ) છે. પરંતુ જો કોઈ વ્યક્તિ જાણી જોઈને અથવા અજાણતામાં કે ભૂલથી આગળ-પાછળ કરી નાખે તો કોઈ વાંધો નથી.**

---

૨૭. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન ઈન્નસ્સુન્નત યવ્મુન્નહર અન યરમી લમ...

૨૮. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ તવાફુલ ઈફાઝત યવ્મુન્નહ્ર.

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عَمْرِو بْنِ الْعَاصِ رضي الله عنه قَالَ وَ قَفَ رَسُوْلُ اللّٰهِ ﷺ فِىْ حَجَّةِ الْوَدَاعِ بِمِنًى لِلنَّاسِ يَسْئَلُوْنَهٗ فَجَاءَ رَجُلٌ فَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ لَمْ اَشْعُرْ فَحَلَقْتُ قَبْلَ اَنْ اَنْحَرَ فَقَالَ - اِذْبَحْ وَ لَا حَرَجَ. ثُمَّ جَاءَهٗ رَجُلٌ اٰخَرُ فَقَالَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ لَمْ اَشْعُرْ فَنَحَرْتُ قَبْلَ اَنْ اَرْمِىْ فَقَالَ - اِرْمِ وَ لَا حَرَجَ. قَالَ فَمَا سُئِلَ رَسُوْلُ اللّٰهِ ﷺ عَنْ شَىْءٍ قُدِّمَ وَ لَا اُخِّرَ اِلَّا قَالَ : اِفْعَلْ وَ لَا حَرَجَ.

(رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરૂ બિન આસ رضي الله عنهથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ હજ્જતુલ વિદાઅના પ્રસંગે મિનામાં ઊભા થયા, જેથી લોકો આપ ﷺથી મસાઈલ પૂછી શકે. એક માણસ હાજર થયો અને અરજ કરી, ''મેં અજાણતામાં કુરબાની પહેલા હજામત કરાવી લીધી.'' આપ ﷺએ ફરમાવ્યું, ''હવે કુરબાની કરી લો, કોઈ વાંધો નથી.'' બીજો વ્યક્તિ હાજર થયો અને અરજ કરી, ''હે રસૂલુલ્લાહ ﷺ! મેં કાંકરીઓ મારતા પહેલા અજાણતામાં કુરબાની કરી નાખી.'' આપ ﷺએ ફરમાવ્યું, ''હવે કાંકરીઓ મારી લો, કોઈ વાંધાજનક વાત નથી.'' ટૂંકમાં રસૂલુલ્લાહ ﷺથી વહેલા અને વિલંબના મામલામાં જે પણ પ્રશ્ન કરવામાં આવ્યો તેના જવાબમાં આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''હવે કરી લો, કોઈ વાંધાજનક વાત નથી.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨૯)

**<u>મસ્લા - ૨૮૪ :</u> તવાફે ઝિયારત પછી હજની સઈ અદા કરવી જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૩૧, ૨૩૨, ૨૩૩ માં જુઓ.

**<u>મસ્લા - ૨૮૫ :</u> હજને હજે-અકબર અને કુરબાનીના દિવસ (૧૦ જિલહજ્જ)ને યવ્મે હજે-અકબર કહેવામાં આવે છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ وَقَفَ يَوْمَ النَّحْرِ بَيْنَ الْجَمَرَاتِ فِى الْحَجَّةِ الَّتِىْ حَجَّ فَقَالَ - اَىُّ يَوْمٍ هٰذَا ؟ قَالُوْا يَوْمُ النَّحْرِ قَالَ - هٰذَا يَوْمُ الْحَجِّ الْاَكْبَرِ.

(رَوَاهُ اَبُوْ دَاوٗدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ કુરબાનીના દિવસે (મિનામાં) જમરાત દરમ્યાન ઊભા થયા એ હજમાં જે આપ ﷺએ અદા કરી, ઈરશાદ ફરમાવ્યો, ''(લોકો !) આ કયો દિવસ છે ?'' સહાબા કિરામ رضي الله عنهمએ

૨૯. કિતાબુલ હજ, પ્રકરણ : જવાઝ તકદીમ અલ ઝબહ અલલ રમી.

અરજ કરી, ''કુરબાનીનો દિવસ.'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''આ યવ્મે હજે-અકબર છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૩૦)

**<u>મસ્લા - ૨૮૬ :</u> ૧૦ જિલહજ્જના દિવસે મિનામાં ઈદની નમાઝ અદા કરવી સુન્નતથી સાબિત નથી.**

**સ્પષ્ટીકરણ :** રમી-જમરાએ ઉકબા, કુરબાની, હજામત અને તવાફે ઝિયારતના મસાઈલ ક્રમવાર આગામી પૃષ્ઠોમાં જુઓ.

૩૦. કિતાબુલ મનાસિક, પ્રકરણ : યવ્મુલ હજે અકબર.

# رَمْىُ الْجَمْرَةِ الْعُقْبَةِ

# જમરાએ ઉકબાની રમીના મસાઈલ

**મસ્લા - ૨૮૭: જમરાએ ઉકબા પર રમી કરવી વાજિબ છે.**

عَنْ جَابِرٍ ﷛ قَالَ رَاَيْتُ النَّبِيَّ ﷺ يَرْمِیْ عَلٰی رَاحِلَتِهٖ يَوْمَ النَّحْرِ وَ يَقُوْلُ - لِتَاخُذُوْا مَنَاسِكَكُمْ فَاِنِّیْ لَا اَدْرِیْ لَعَلِّیْ لَا اَحُجُّ بَعْدَ حَجَّتِیْ هٰذِهٖ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર ﷛થી રિવાયત છે કે મેં નબી અકરમ ﷺને કુરબાનીના દિવસે પોતાની ઊંટણી પર બેસીને જમરાએ ઉકબાને કાંકરીઓ મારતા જોયા છે. આપ ﷺ ફરમાવી રહ્યા હતા કે, ''મારા પાસેથી પોતાની હજની રીત શીખી લો, કેમ કે હું નથી જાણતો કે આ હજ પછી બીજી હજ કરી શકું કે ન કરી શકું ?'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**સ્પષ્ટીકરણ :**

૧) કોઈ કારણસર રમી ન કરી શકાય તો એક દમ (જાનવરની કુરબાની) વાજિબ થશે.

૨) રસૂલે અકરમ ﷺના ઉલ્લેખિત શબ્દો 'ફઈન્ની લા અદ્રી...'ના કારણે આપ ﷺની આ હજને 'હજ્જતુલ વિદાઅ' કહેવામાં આવે છે.

**મસ્લા - ૨૮૮: જમરાએ ઉકબાની રમીથી પહેલા તલબિયા કરવાનું બંધ કરી દેવું જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૯૪ માં જુઓ.

**મસ્લા - ૨૮૯: જમરાએ ઉકબાને કાંકરીઓ મારવાનો અફઝલ (શ્રેષ્ઠ) સમય સૂર્યોદય પછીનો ચાશતનો સમય છે, પરંતુ કોઈ કારણસર ૧૧ જિલહજ્જની ફજ્રના ઊગવા સુધી કાંકરીઓ મારવાની છૂટ છે.**

**મસ્લા - ૨૯૦: તશરીકના દિવસો (૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ)માં રમી-જમારનો સમય સૂર્યના ઝવાલ (ઢળવાનું શરૂ થયા પછી)થી લઈને સૂર્યના ડૂબવા સુધીનો છે.**

عَنْ جَابِرٍ ﷛ قَالَ رَمٰی رَسُوْلُ اللّٰهِ ﷺ اَلْجَمْرَةَ يَوْمَ النَّحْرِ ضُحًی وَ اَمَّا بَعْدُ فَاِذَا زَالَتِ الشَّمْسُ۔ (رَوَاهُ مُسْلِمٌ)

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ રમી જમરતુલ અકબઅત યવ્મુન્‌-નહ્‌ર રાકિબા.

હઝરત જાબિર ﷺ ફરમાવે છે કે નબી અકરમ ﷺએ કુરબાનીના દિવસે જમરાએ ઉકબાને દિવસ ચઢતાં કાંકરીઓ મારી, જ્યારે કે તેના પછી (તશરીકના દિવસોમાં) દિવસ ઢળતાં રમી ફરમાવી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ كَانَ رَسُوْلُ اللهِ ﷺ يَسْئَلُ اَيَّامَ مِنًّىفَيَقُوْلُ - لَا حَرَجَ فَسَاَلَهُ رَجُلٌ فَقَالَ حَلَقْتُ قَبْلَ اَنْ اَذْبَحَ ؟ قَالَ - لَا حَرَجَ ؟ فَقَالَ : رَجُلٌ رَمَيْتُ بَعْدَ مَا اَمْسَيْتُ ؟ قَالَ - لَا حَرَجَ. (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે મિનામાં લોકો રસૂલુલ્લાહ ﷺને પ્રશ્ન પૂછતા, આપ ﷺ ફરમાવતા : ''કોઈ વાંધો નથી.'' એક વ્યક્તિએ પૂછ્યું, ''મેં કુરબાનીથી પહેલા હજામત બનાવી લીધી છે.'' આપ ﷺએ ફરમાવ્યું, ''કોઈ વાંધો નથી.'' બીજા માણસે પૂછ્યું, ''મેં સાંજ પછી જમરા ઉકબાને કાંકરીઓ મારી.'' આપ ﷺએ ફરમાવ્યું, ''કોઈ વાંધો નથી.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા - ૨૯૧ :</u> સૂર્ય ઊગતા પહેલા જમરા ઉકબાને કાંકરીઓ મારવાની મનાઈ છે, ચાહે વૃદ્ધો હોય, ચાહે બાળકો, સ્ત્રીઓ હોય કે બીમાર.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ قَدَّمَ ضَعَفَةَ اَهْلِهٖ وَ قَالَ : لَا تَرْمُوا الْجَمْرَةَ حَتّٰى تَطْلُعَ الشَّمْسُ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ પોતાના ઘરના વૃદ્ધ લોકોને રાતના સમયે જ મિના રવાના કરી દીધા અને તેમને કહ્યું, ''જમરા ઉકબાને સૂર્ય ઊગે તે પહેલા કાંકરીઓ ન મારજો.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૪)

**સ્પષ્ટીકરણ :** જો કોઈ વ્યક્તિ સૂર્ય ઊગે તે પહેલા રમી કરી લે, તો તેણે સૂર્ય ઊગ્યા પછી રમી ફરીથી કરવી પડશે.

**<u>મસ્લા - ૨૯૨ :</u> દરેક જમરાને અલગ-અલગ સાત કાંકરીઓ મારવી જોઈએ.**

**<u>મસ્લા - ૨૯૩ :</u> કાંકરીઓ મારતી વખતે اَللّٰهُ اَكْبَرُ (અલ્લાહુ અકબર) કહેવું મસનૂન છે.**

---

૨. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન વકત ઈસ્તજાબ અલ રમી.
૩. કિતાબુલ મનાસિકુલ હજ, પ્રકરણ : અલ રમી બઅ્દલ મસા-અ.
૪. અબ્વાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફી તકદીમુલ ઝઈફત મિન જમઅ બલીલ.

**મસ્લા - ૨૯૪ : જમરા ઉકબાની રમીથી પહેલા તલબિયા કહેવાનું બંધ કરી દેવું જોઈએ.**

عَنِ الْفَضْلِ بْنِ عَبَّاسٍ ﷺ قَالَ كُنْتُ رِدْفَ النَّبِيِّ ﷺ فَلَمْ يَزَلْ يُلَبِّي حَتّٰى رَمٰى جَمْرَةَ الْعَقَبَةِ فَرَمَاهَا بِسَبْعِ حَصَيَاتٍ يُكَبِّرُ مَعَ كُلِّ حَصَاةٍ۔
(رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત ફઝલ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે (કુરબાનીના દિવસે) હું નબી અકરમ ﷺની પાછળ સવાર હતો. આપ ﷺ જમરા ઉકબાને કાંકરીઓ મારવા સુધી તલબિયા કહેતા રહ્યા. આપ ﷺએ જમરા ઉકબાને સાત કાંકરીઓ મારી અને દરેક કાંકરી મારતી વખતે 'અલ્લાહુ અકબર' કહ્યું. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૫)

**સ્પષ્ટીકરણ :** મુઠ્ઠી ભરીને એકી વખતે સાત કાંકરીઓ મારવી જાઈઝ નથી. આવી સ્થિતિમાં મસનૂન રીત અનુસાર ફરીથી રમી કરવી પડશે, જો આ શક્ય ન હોય તો એક દમ (જાનવરની કુરબાની) વાજિબ થશે.

**મસ્લા - ૨૯૫ : મક્કા મુકર્રમા ડાબા હાથે અને મિના જમણા હાથે હોય એ રીતે રમી કરવી મુસ્તહબ છે.**

عَنْ عَبْدِ اللّٰهِ ﷺ اَنَّهُ انْتَهٰى اِلَى الْجَمْرَةِ الْكُبْرٰى جَعَلَ الْبَيْتَ عَلٰى عَنْ يَسَارِهٖ وَ مِنًى عَنْ يَمِيْنِهٖ وَ رَمٰى بِسَبْعٍ وَ قَالَ هٰكَذَا رَمَى الَّذِيْ اُنْزِلَتْ عَلَيْهِ سُوْرَةُ الْبَقَرَةِ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ ﷺ જ્યારે જમરા ઉકબા પર પહોંચ્યા તો બૈતુલ્લાહ શરીફ પોતાની ડાબી બાજુ અને મિના જમણી તરફ હોય એ રીતે જમરા ઉકબાને સાત કાંકરીઓ મારી અને ફરમાવ્યું, ''આ રીતે રમી કરી એ હસ્તીએ જેના પર સૂરઃ બકરહ નાઝિલ કરવામાં આવી.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૬)

**મસ્લા - ૨૯૬ : જમરા ઉકબાની રમી પછી તરત જ પાછા આવી જવું જોઈએ, ત્યાં ન રોકાવું જોઈએ, ન દુઆ માગવી જોઈએ.**

**મસ્લા - ૨૯૭ : જમરા ઊલા અને જમરા વુસ્તાને કાંકરીઓ માર્યા પછી જરા દૂર હટીને કિબ્લા રૂખ થઈને દુઆ માગવી સુન્નત છે.**

---

૫. કિતાબુલ મનાસિકુલ હજ, પ્રકરણ : અત્તકબીર.

૬. કિતાબુલ હજ, પ્રકરણ : રમી અલ જમાર બસબઅ હસ્યાત.

عَنِ الزُّهْرِيِّ قَالَ بَلَغَنَا اَنَّ رَسُوْلَ اللهِ ﷺ كَانَ اِذَا رَمَى الْجَمْرَةَ الَّتِيْ تَلِي الْمَنْحَرَ مَنْحَرَ مِنًى رَمَاهَا بِسَبْعِ حَصَيَاتٍ يُكَبِّرُ كُلَّمَا رَمَى بِحَصَاةٍ ثُمَّ تَقَدَّمَ اَمَامَهَا فَوَقَفَ مُسْتَقْبِلَ الْقِبْلَةِ رَافِعًا يَدَيْهِ يَدْعُوْ يُطِيْلُ الْوُقُوْفَ ثُمَّ يَاْتِي الْجَمْرَةَ الثَّانِيَةَ فَيَرْمِيْهَا بِسَبْعِ حَصَيَاتٍ يُكَبِّرُ كُلَّمَا رَمَى بِحَصَاةٍ ثُمَّ يَنْحَدِرُ ذَاتَ الشِّمَالِ فَيَقِفُ مُسْتَقْبِلَ الْبَيْتِ رَافِعًا يَدَيْهِ يَدْعُوْ ثُمَّ يَاْتِي الْجَمْرَةَ الَّتِيْ عِنْدَ الْعَقَبَةِ فَيَرْمِيْهَا بِسَبْعِ حَصَيَاتٍ وَلَا يَقِفُ عِنْدَهَا ۔ (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે, અમને એ વાત જાણવા મળી છે કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે જમરાને કાંકરીઓ મારતા, જે મિનામાં કુરબાનગાહના નજીક છે, (અર્થાત્ જમરા ઊલા) તો તેને સાત કાંકરીઓ મારતા, દરેક કાંકરી મારતી વખતે તકબીર કહેતા. પછી આગળ વધતા અને કિબ્લા રૂખ ઊભા થઈ જતા અને બંને હાથ (દુઆ માટે) ઉઠાવતા અને ઘણી વાર સુધી આ જ સ્થિતિમાં વુકૂફ કરતા, પછી બીજા જમરા (અર્થાત્ જમરા વુસ્તા)ની પાસે આવતા. તેને સાત કાંકરીઓ મારતા, દરેક કાંકરી મારતી વખતે 'અલ્લાહુ અકબર' કહેતા. પછી ડાબી બાજુ વળતા અને કિબ્લા રૂખ ઊભા થઈ જતા અને હાથ ઉઠાવીને દુઆ કરતા. પછી જમરા ઉકબાની પાસે આવતા. તેને સાત કાંકરીઓ મારતા અને તેના પાસે (દુઆ માટે) વુકૂફ ન કરતા. આને નસાઈએ રિવાયત કરેલ છે.(૭)

**<u>મસ્લા - ૨૯૮ :</u> રમી જમારનો હેતુ અલ્લાહનો જિક્ર અને અલ્લાહની ઈબાદત કરવાનો છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૮૩ માં જુઓ.

**<u>મસ્લા - ૨૯૯ :</u> રમી માટે કાંકરીઓનો આકાર ચણાના દાણાથી થોડોક વધારે મોટો હોવો જોઈએ.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ ؓ يَقُوْلُ رَاَيْتُ النَّبِيَّ ﷺ رَمَى الْجَمْرَةَ بِمِثْلِ حَصَى الْخَذْفِ ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ؓ ફરમાવે છે કે મેં નબી અકરમ ﷺને રમી જમાર કરતા જોયા. આપ ﷺએ જમરાને એ કાંકરીઓ મારી જેને બે આંગળીઓની વચ્ચે રાખીને ફેંકી શકાય. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૮)

---

૭. કિતાબુલ મનાસિકુલ હજ, પ્રકરણ : અદ્-દુઆઅ બઅ્દ રમી અલ જિમાર.
૮. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ કવ્ન હસ્સુલ જિમાર બકદ્ર હસ્સુલ ખઝ્ફ.

**મસ્લા - ૩૦૦ : ચણાના દાણાથી વધારે મોટી કાંકરીઓ મારવાની મનાઈ છે.**

**મસ્લા - ૩૦૧ : સવારી પર રમી કરવી જાઈઝ છે.**

**મસ્લા - ૩૦૨ : મુઝદલિફામાં વુકૂફ પછી મિના રવાના થતાં પહેલા માત્ર જમરા ઉકબાની રમી માટે મુઝદલિફાથી સાત કાંકરીઓ ચૂંટવી મુસ્તહબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ غَدَاةَ الْعَقَبَةِ وَ هُوَ عَلٰى رَاحِلَتِهٖ (هَاتِ الْقُطْ لِيْ) فَلَقَطْتُ لَهٗ حَصَيَاتٍ هُنَّ حَصَى الْخَذْفِ، فَلَمَّا وَضَعْتُهُنَّ فِيْ يَدِهٖ قَالَ - بِأَمْثَالِ هٰؤُلَاءِ وَ إِيَّاكُمْ وَ الْغُلُوَّ فِي الدِّيْنِ فَإِنَّمَا أَهْلَكَ مَنْ كَانَ قَبْلَكُمُ الْغُلُوُّ فِي الدِّيْنِ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما કહે છે કે રસૂલે અકરમ ﷺએ (જે દિવસે) જમરા ઉકબાને રમી કરવાની (હતી તે દિવસની) સવારે મને ફરમાવ્યું, ''આવો, મારા માટે કાંકરીઓ ચૂંટો.'' તે વખતે આપ ﷺ (મુઝદલિફાથી મિના જવા માટે) ઊંટણી પર સવાર હતા. મેં આપ ﷺ માટે એવી કાંકરીઓ એકત્ર કરી જેને બે આંગળીઓની વચ્ચે મૂકીને ફેંકી શકાય. જ્યારે મેં એ કાંકરીઓ આપ ﷺના હાથમાં મૂકી તો ફરમાવ્યું, ''હા, આવી જ કાંકરીઓ બરાબર છે, (અને યાદ રાખો) દીનમાં અતિશયોક્તિ કરવાથી બચો. તમારાથી અગાઉના લોકોને દીનમાં અતિશયોક્તિ (કઠોરતા, સખ્તાઈ)એ જ નષ્ટ કરી નાખ્યા.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૯)

**મસ્લા - ૩૦૩ : બાળકો, બીમારો અને વૃદ્ધો તરફથી રમી કરવી જાઈઝ છે.**

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ حَجَجْنَا مَعَ رَسُوْلِ اللهِ ﷺ وَ مَعَنَا النِّسَاءُ وَ الصِّبْيَانُ فَلَبَّيْنَا عَنِ الصِّبْيَانِ وَ رَمَيْنَا عَنْهُمْ. (رَوَاهُ ابْنُ مَاجَةَ)

હઝરત જાબિર رضي الله عنه ફરમાવે છે કે અમે રસૂલે અકરમ ﷺની સાથે હજ કરી. અમારી સાથે સ્ત્રીઓ અને બાળકો પણ હતા. અમે બાળકો તરફથી તલબિયા પણ કહી અને તેમના તરફથી કાંકરીઓ પણ મારી. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૧૦)

**સ્પષ્ટીકરણ :**

૧) બીજાઓ તરફથી રમી કરવાવાળાને પહેલા પોતાની રમી પૂરી કરવી જોઈએ. પછી બીજાઓ તરફથી કરવી જોઈએ.

---

૯. કિતાબુલ મનાસિકુલ હજ, પ્રકરણ : અલતુકાતુલ હસ્સ.
૧૦. કિતાબુલ મુનાસિક, પ્રકરણ : અલ રમી અનલ સબયાન.

૨) એ જરૂરી નથી કે રમી કરવાવાળા ત્રણેય જમરાતની રમી પૂરી કરીને પછી બીજાઓ તરફથી શરૂ કરે, બલ્કે એક જ જમરા પર પહેલા પોતાના તરફથી રમી પૂરી કરે અને પછી બીજાઓ તરફથી. આ જ રીતે બીજા અને ત્રીજા જમરા પર રમી પૂરી કરવી જોઈએ.

## રમી વિશે સુન્નતથી સંબંધિત ન હોય એવા કાર્યો

૧. તશરીકના દિવસોની રમી માટે મુઝદલિફાથી કાંકરીઓ ચૂંટવી.

૨. રમી પહેલા કાંકરીઓ ધોવી.

૩. સાત કાંકરીઓ એકી સાથે-એકી સમયે મારવી.

૪. રમી વખતે 'અલ્લાહુ અકબર' પછી رَغْمًا لِّلشَّيْطَانِ وَرِضًا لِّلرَّحْمَانِ اَللّٰهُمَّ اجْعَلْ حَجًّا مَّبْرُوْرًا ના શબ્દો કહેવા.

૫. શક્તિ હોવા છતાં રમી પોતે ન કરવી.

૬. રમી કરતી વખતે એ માન્યતા રાખવી કે શૈતાનને મારી રહ્યા છીએ.

૭. રમી માટે પથ્થર કે જૂતા (પગરખા)નો ઉપયોગ કરવો.

૮. રમી કરતી વખતે શૈતાનને ગાળો આપવી.

૯. રમી માટે જતા દુઆઓ અને ઝિક્રના બદલે ધાંધલ-ધમાલ, શોરબકોર અને ઘોંઘાટ કરવો.

૧૦. જમરા ઊલા અને જમરા વુસ્તાની રમી પછી દુઆ છોડી દેવી.

# اَلنَّحْرُ

# કુરબાનીના મસાઈલ

**મસ્લા - ૩૦૪ : હજે કિરાન અને હજે તમત્તો કરવાવાળાઓ પર કુરબાની વાજિબ છે. જે કુરબાની ન કરી શકે તેણે હજના દિવસોમાં ત્રણ અને ઘરે પાછા ફરીને સાત (કુલ ૧૦) રોઝા રાખવા પડશે.**

عَنِ ابْنِ عُمَرَ ﷺ قَالَ.... فَلَمَّا قَدِمَ النَّبِيُّ ﷺ مَكَّةَ قَالَ لِلنَّاسِ - مَنْ كَانَ مِنْكُمْ اَهْدٰى فَاِنَّهُ لَا يَحِلُّ مِنْ شَيْءٍ حَرُمَ مِنْهُ حَتّٰى يَقْضِيَ حَجَّهُ وَ مَنْ لَّمْ مِنْكُمْ اَهْدٰى فَلْيَطُفْ بِالْبَيْتِ وَ بِالصَّفَا وَ الْمَرْوَةِ وَ الْيُقَصِّرْ وَ الْيَحْلِلْ ثُمَّ لِيُهِلَّ بِالْحَجِّ فَمَنْ لَّمْ يَجِدْ هَدْيًا فَلْيَصُمْ ثَلَاثَةَ اَيَّامٍ فِي الْحَجِّ وَ سَبْعَةً اِذَا رَجَعَ اِلٰى اَهْلِهِ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ ફરમાવે છે કે જ્યારે નબી અકરમ ﷺ મક્કા મુકર્રમા પહોંચ્યા તો લોકોને ફરમાવ્યું, ''તમારામાંથી જે વ્યક્તિ પોતાના સાથે કુરબાનીનું જાનવર લાવ્યો હોય તે બૈતુલ્લાહ શરીફનો તવાફ કરે, સફા અને મરવાની સઈ કરે અને વાળ કપાવીને અહરામ ખોલી નાખે. પછી (૮ ઝિલહજ્જના દિવસે) હજનો અહરામ બાંધે. જે વ્યક્તિને કુરબાનીનું જાનવર ન મળે (અર્થાત્ શક્તિ ન ધરાવતો હોય) તે હજના દિવસોમાં ત્રણ અને ઘરે પાછો ફરીને સાત રોઝા રાખે.'' (આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :**

૧) હજે ઈફરાદ કરનારાઓ માટે કુરબાની જરૂરી નથી, ચાહે તો કરે, ચાહે તો ન કરે.

૨) હજના દિવસોમાં ત્રણ રોઝા ઉમરાનો અહરામ બાંધ્યા પછી કોઈપણ સમયે રાખી શકાય છે. જો ઈદ પહેલા રોઝા રાખી શકાય એમ ન હોય તો તશરીકના દિવસોમાં (૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ) રાખી શકાય છે. યાદ રહે કે સામાન્ય સંજોગોમાં હાજી અને હાજી ન હોય તે સૌ માટે તશરીકના દિવસોમાં રોઝા રાખવાની મનાઈ છે.

૩) ઘર પાછા ફરીને સાત રોઝા નિરંતર કે અલગ-અલગ રાખવા બંને રીતે જાઈઝ છે.

૪) જો કોઈ વ્યક્તિ કુરબાનીની શક્તિ ન ધરાવતો હોય અને હજ દરમ્યાન બીમાર

૧. કિતાબુલ હજ, પ્રકરણ : મિન સાક અલબદન મઅહ.

થઈ જાય અને ત્રણ રોઝા રાખવાની શક્તિ પણ ન ધરાવતો હોય, તો તેણે પોતાના ઘર પહોંચીને દસ રોઝા પૂરા કરવા જોઈએ. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

**મસ્લા - ૩૦૫ : મિના કે મક્કામાં કોઈપણ જગ્યાએ હજની કુરબાની કરવી જાઈઝ છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللّٰهِ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - كُلُّ عَرَفَةَ مَوْقِفٌ وَّ كُلُّ مِنًى مَنْحَرٌ وَكُلُّ الْمُزْدَلِفَةِ مَوْقِفٌ وَكُلُّ فِجَاجِ مَكَّةَ طَرِيْقٌ وَمَنْحَرٌ. (رَوَاهُ أَبُوْ دَاوُدَ) صحيح

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنه થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''આખું અરફાત મૌકૂફ (વુકૂફે અરફાની જગ્યા) છે, આખું મિના કુરબાનગાહ છે. આખું મુઝદલિફા મૌકૂફ છે. મક્કાની બધી ગલીઓ અને રસ્તાઓ કુરબાનગાહ છે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૨]

**સ્પષ્ટીકરણ :** દમની કુરબાની પણ મિના અને મક્કાથી બહાર કરવી જાઈઝ નથી.

**મસ્લા - ૩૦૬ : ૧૦ જિલહજ્જની સવારથી લઈને ૧૩ જિલહજ્જના સૂર્યાસ્ત સુધી ચાર દિવસ કુરબાની કરવી જાઈઝ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه عَنِ النَّبِيِّ ﷺ كُلُّ اَيَّامِ التَّشْرِيْقِ ذَبْحٌ. (رَوَاهُ الْبَيْهَقِيُّ) حسن

હઝરત અબૂ હુરૈરા رضي الله عنه નબી અકરમ ﷺ થી રિવાયત કરે છે કે તશરીકના તમામ દિવસો કુરબાનીના દિવસ છે. આને બયહકીએ રિવાયત કરેલ છે.[૩]

**મસ્લા - ૩૦૭ : ૧૦ ઝિલહજ્જના દિવસે જમરા ઉકબાની રમી પછી કુરબાની કરવી જોઈએ, પરંતુ જો કોઈ વ્યક્તિ કોઈ કારણસર કાંકરીઓ મારતા પહેલા કુરબાની કરી લે તો કોઈ વાંધો નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૯૦ માં જુઓ.

**મસ્લા - ૩૦૮ : જાનવર ઝબેહ કરવાની રીત (આદાબ).**

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ عُمَرَ رضي الله عنه قَالَ اَمَرَ رَسُوْلُ اللّٰهِ ﷺ بِحَدِّ الشِّفَارِ وَاَنْ تُوَارٰى عَنِ الْبَهَائِمِ وَ قَالَ - اِذَا ذَبَحَ اَحَدُكُمْ فَلْيُجْهِزْ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنه ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ એ (જાનવર ઝબેહ કરતાં પહેલા) છરી તેજ કરવાનો હુકમ આપ્યો છે અને એ કે છરી જાનવરથી

---

૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અસ્સલાત બજમઅ.
૩. સિલસિલતુલ અહાદીસ અલ સહીહહ લિલ-અલબાની, અલ જુઝ્અ અલ ખામિસ, હદીસ નં. ૨૪૭૬.

છુપાવવામાં આવે અને જ્યારે ઝબેહ કરવાનું હોય તો જલ્દી-જલ્દી ઝબેહ કરવામાં આવે. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૪)

**મસ્લા - ૩૦૯ : કુરબાનીની વખતે જાનવરનું મોઢું કિબ્લા તરફ કરવું મુસ્તહબ છે.**

**મસ્લા - ૩૧૦ : કુરબાનીની પહેલા بِسْمِ اللهِ اَللهُ اَكْبَرُ اَللّٰهُمَّ مِنْكَ وَلَكَ (બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર અલ્લાહુમ્મ મિન્ક વ લ-ક) કહેવું મસનૂન છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ ﷺ قَالَ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ ذَبَحَ يَوْمَ الْعِيْدِ كَبْشَيْنِ ثُمَّ قَالَ حِيْنَ وَجَّهَهُمَا اِنِّيْ وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِيْ فَطَرَ السَّمٰوَاتِ وَالْعَرْضَ حَنِيْفًا وَّ مَا اَنَا مِنَ الْمُشْرِكِيْنَ اِنَّ صَلَاتِيْ وَ نُسُكِيْ وَ مَحْيَايَ وَ مَمَاتِيْ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ لَا شَرِيْكَ لَهٗ وَ بِذٰلِكَ اُمِرْتُ وَ اَنَا اَوَّلُ الْمُسْلِمِيْنَ بِسْمِ اللهِ اَللهُ اَكْبَرُ اَللّٰهُمَّ مِنْكَ وَلَكَ عَنْ مُحَمَّدٍ وَّ اُمَّتِهٖ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ઈદના દિવસે બે ઘેટા ઝબેહ કર્યા. બંનેને ઝબેહ કરતી વખતે કિબ્લા રૂખ કરીને આ આયત પઢી - **ઈન્ની વજ્જહતુ વજહિય લિલ્લઝી ફતર-સ્સમાવાતિ વલ અર્દ હનીફં-વ્ વમા અના મિનલ મુશ્રિકીન,** (સૂરઃ અન્આમ, આ. ૭૮ - મેં મારું રૂખ એ હસ્તી તરફ કરી લીધું જેણે આકાશો અને જમીનનું સર્જન કર્યુ અને હું કદાપિ મુશ્રિકોમાંથી નથી.) **ઈન્ન સલાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી લિલ્લાહિ રબ્બિલ આલમીન, લા શરીક લહૂ વ બિઝાલિક ઉમિર્તુ વ અના અવ્વલુલ મુસ્લિમીન,** (સૂરઃ અન્આમ, આ. ૧૬૨, ૧૬૩ - નિઃશંક, મારી નમાઝ અને મારી કુરબાની અને મારું જીવવું અને મારું મરવું માત્ર અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે. તેનો કોઈ ભાગીદાર નથી. મને આનો જ હુકમ આપવામાં આવ્યો છે અને હું સૌપ્રથમ અનુપાલનમાં માથું ઝુકાવનારો છું.) (આ આયતો તિલાવત કર્યા પછી આપ ﷺએ આ શબ્દો ઈરશાદ ફરમાવ્યા) **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, અલ્લાહુમ્મ મિન્ક વ લ-ક અન્ મુહમ્મદિં-વ્ વ ઉમ્મતિહી.** (હે અલ્લાહ ! આ જાનવર તેં જ આપ્યું હતું અને તારા જ નામે મેં આને કુરબાન કર્યું છે. મુહમ્મદ (ﷺ) અને તેમની ઉમ્મત તરફથી.) આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૫)

**સ્પષ્ટીકરણ :** એક સહીહ હદીસમાં આ શબ્દો પણ છે (અલ્લાહના નામથી ઝબેહ કરું છું, હે અલ્લાહ ! આને આલે મુહમ્મદ અને ઉમ્મતે મુહમ્મદ ﷺ તરફથી કબૂલ કર.

૪. અબ્વાબ ઝબાઈહ ઈઝા ઝબહતુમ ફ-અહસનુલ ઝબ્હ.
૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈસ્તજાબ તવજ્જહુલ ઝબીહતુલ કિબ્લહ.

(અબૂ દાઉદ, કિતાબુલ અઝાહી, પ્રકરણ : ઈસ્તજાબ મિનલ ઝહાયા) તેથી કુરબાની કરતી વખતે **અલ્લાહુમ્મ તકબ્બલ મિન્ના** ના શબ્દો કહેવા પણ મસનૂન છે.

**મસ્લા - ૩૧૧ : બીજાઓ પાસે કુરબાની કરાવવી જાઈઝ છે.**

**મસ્લા - ૩૧૨ : શક્તિ અનુસાર એકથી વધારે કુરબાની કરવી પણ મસનૂન છે.**

**મસ્લા - ૩૧૩ : પોતાના જાનવરની કુરબાનીનો ગોશ્ત પોતે ખાવો મસનૂન છે.**

**મસ્લા - ૩૧૪ : કુરબાનીના તમામ ગોશ્તનો ઉપયોગ કરવો જરૂરી નથી.**

عَنْ جَابِرٍ فِيْ قِصَّةِ حَجَّةِ الْوَدَاعِ قَالَ... ثُمَّ انْصَرَفَ اِلَى الْمَنْحَرِ فَنَحَرَ ثَلَاثًا وَّ سِتِّيْنَ بِيَدِهٖ ثُمَّ اَعْطٰى عَلِيًّا فَنَحَرَ مَا غَبَرَ وَ اَشْرَكَهٗ فِيْ هَدْيِهٖ ثُمَّ اَمَرَ مِنْ كُلِّ بَدَنَةٍ بِبَضْعَةٍ فَجُعِلَتْ فِيْ قِدْرٍ فَطُبِخَتْ فَاَكَلَا مِنْ لَحْمِهَا وَ شَرِبَا مِنْ مَرَقِهَا.
(رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર રદિ.થી હજ્જતુલ વિદાઅની હદીસમાં રિવાયત છે કે (રમી પછી) નબી અકરમ ﷺ કુરબાનગાહ તશરીફ લઈ ગયા અને ત્રેસઠ (૬૩) ઊંટ પોતાના મુબારક હાથોથી ઝબેહ કર્યા. બાકીના ઊંટ (૩૭) હઝરત અલી રદિ.ને આપ્યા, જેમને હઝરત અલી રદિ.એ ઝબેહ કર્યા. આપ ﷺએ હઝરત અલી રદિ.ને પણ પોતાની કુરબાનીમાં ભાગીદાર બનાવ્યા, પછી આપ ﷺએ દરેક ઊંટમાંથી ગોશ્તનો ટુકડો લેવાનો હુકમ આપ્યો, જેને હાંડીમાં નાખીને રાંધવામાં આવ્યો. રસૂલુલ્લાહ ﷺ અને હઝરત અલી રદિ. બંનેએ એમાંથી ગોશ્ત ખાધો અને સૂપ (રસ્સો) પીધો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૬]

**મસ્લા - ૩૧૫ : કુરબાની માટે મોટું, હૃષ્ટપુષ્ટ અને ઉમદા જાનવર ખરીદવું જોઈએ.**

**મસ્લા - ૩૧૬ : ખસી જાનવરની કુરબાની જાઈઝ છે.**

**મસ્લા - ૩૧૭ : કોઈ બીજા જીવંત કે મૃત વ્યક્તિ તરફથી કુરબાની કરવી જાઈઝ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَانَ اِذَا اَرَادَ اَنْ يُّضَحِّيَ اشْتَرٰى كَبْشَيْنِ عَظِيْمَيْنِ سَمِيْنَيْنِ اَقْرَنَيْنِ اَمْلَحَيْنِ مَوْجُوْءَيْنِ فَذَبَحَ اَحَدَهُمَا عَنْ اُمَّتِهٖ لِمَنْ شَهِدَ لِلّٰهِ بِالتَّوْحِيْدِ وَ شَهِدَ لَهٗ بِالْبَلَاغِ وَ ذَبَحَ الْاٰخَرَ عَنْ مُحَمَّدٍ وَّ عَنْ اٰلِ مُحَمَّدٍ.
(رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

૬. કિતાબુલ હજ, પ્રકરણ : અલ હજ્જતુન્નબી ﷺ.

હઝરત અબૂ હુરૈરા رضي الله عنهથી રિવાયત છે કે નબી અકરમ ﷺ જ્યારે પણ કુરબાની કરવાનો ઈરાદો કરતા, તો બે મોટા, હૃષ્ટપુષ્ટ, શીંગડાવાળા, કાળા રંગના, ખસી ઘેટા ખરીદતા. તેમાંથી એક પોતાની ઉમ્મતના એ લોકો તરફથી ઝબેહ કરતા, જેઓ અલ્લાહની તૌહીદની સાક્ષી આપવાવાળા અને હઝરત મુહમ્મદ ﷺની રિસાલતનો સ્વીકાર કરે છે અને બીજું મુહમ્મદ (ﷺ) અને આલે મુહમ્મદ (ﷺ) તરફથી ઝબેહ કરતા. આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૭]

**<u>મસ્લા - ૩૧૮ :</u> કુરબાનીના બદલે તેની કિંમત સદકો કરવો સુન્નતથી સાબિત નથી.**

૭. અબ્વાબુલ અઝાહી, પ્રકરણ : અઝાહી રસૂલુલ્લાહ ﷺ.

# اَلْحَلْقُ وَالتَّقْصِيْرُ

# માથું મુંડાવવા અને વાળ કપાવવાના મસાઈલ

**મસ્લા - ૩૧૯ : ૧૦ જિલહજ્જના દિવસે કુરબાની પછી માથું મુંડાવવું અથવા માથાના વાળ કપાવવા વાજિબ છે.**

**મસ્લા - ૩૨૦ : પહેલા માથાનો જમણો ભાગ પછી ડાબો ભાગ મુંડાવવો વાજિબ છે.**

**સ્પષ્ટીકરણ :** ૧) હદીસ મસ્લા - ૨૮૨ માં જુઓ.

૨) હલક (માથું મુંડાવવું) કે તક્સીર (વાળ કપાવવા)ને છોડી દેવા પર એક દમ (મક્કા અથવા મિનામાં) આપવો વાજિબ છે.

**મસ્લા - ૩૨૧ : જો કોઈ કારણસર કે ભૂલચૂક કે અજાણતાના કારણે કુરબાની પહેલા હજામત કરાવી લેવામાં આવે તો કોઈ વાંધો નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૮૩ માં જુઓ.

**મસ્લા - ૩૨૨ : હલક કે તક્સીર વખતે (અલહમ્દુ લિલ્લાહિ અલા મા હદાના વ અન્‌અમ અલઈના અલ્લા-હુમ્મ હાઝિહી નાસિયતી બિયદિક)ના શબ્દો સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૨૩ : સ્ત્રીઓએ પોતાના આંગળીના વેઢા જેટલા વાળ પોતાની જાતે અથવા કોઈ મહરમ પાસે કપાવવા જોઈએ.**

**મસ્લા - ૩૨૪ : સ્ત્રીઓ માટે માથાના બધા વાળ મુંડાવવા કે કપાવવા મનાઈ છે.**

**સ્પષ્ટીકરણ :**

૧) હદીસ મસ્લા - ૩૭૧ માં જુઓ

૨) વાળ કપાવતી વખતે સ્ત્રીઓએ પરદાનું ધ્યાન જરૂર રાખવું જોઈએ.

**મસ્લા - ૩૨૫ : માથાના જુદા-જુદા ભાગોથી થોડા-થોડા વાળ કાપીને અહરામ ઉતારવો સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૨૬ : હલક કે તક્સીર માટે કિબ્લા રૂખ બેસવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૨૭ : માથાના અમુક ભાગને મુંડાવવાની અને અમુક ભાગને છોડી દેવાની મનાઈ છે.**

عَنِ ابْنِ عُمَرَ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ نَهٰى عَنِ الْقَزَعِ قَالَ قُلْتُ لِنَافِعٍ وَ مَا الْقَزَعُ ؟ قَالَ يُحْلَقُ بَعْضَ رَأْسِ الصَّبِيِّ وَ يُتْرَكُ بَعْضٌ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ 'કઝઅ્'થી મનાઈ કરી છે. (હદીસના એક રાવીએ) હઝરત નાફેઅ ﷺ (બીજા રાવી)ને પૂછ્યું, ''કઝઅ્નો અર્થ શું છે?'' હઝરત નાફેઅ ﷺએ ફરમાવ્યું, ''માથાના અમુક ભાગને મુંડાવવું અને અમુક ભાગને છોડી દેવું.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૩૨૮: જો કોઈ પુરુષ કે સ્ત્રી સઈ પછી વાળ કપાવવાનું ભૂલી જાય તો યાદ આવી જાય ત્યારે વાળ કપાવી લેવા જોઈએ અને વાળ કપાવ્યા પછી અહરામ ઉતારવો જોઈએ. આ સ્થિતિમાં કોઈ દમ કે ફિદયો નહીં થાય.**

**મસ્લા - ૩૨૯: જો કોઈ પુરુષ કે સ્ત્રી વાળ કપાવ્યા વગર ભૂલથી અહરામ ઉતારી દે તો યાદ આવ્યા પછી તેણે ફરીથી અહરામ બાંધીને વાળ કપાવવા જોઈએ અને પછી અહરામ ઉતારવો જોઈએ. આ સ્થિતિમાં પણ કોઈ દમ કે ફિદયો નહીં થાય.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ قَالَ - اِنَّ اللهَ وَ ضَعَ عَنْ اُمَّتِيَ الْخَطَأَ وَ النِّسْيَانَ وَ مَا اسْتُكْرِهُوْا عَلَيْهِ. (رَوَاهُ الحَاكِمُ وَالدَّارُ قُطْنِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ તઆલાએ મારી ઉમ્મતની ભૂલચૂકને માફ કરી દીધી છે અને જે કાર્ય બળજબરીપૂર્વક કરાવવામાં આવે તે પણ માફ છે.'' આને હાકિમ અને દારે કુત્નીએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા - ૩૩૦: વાળ કપાવવા કરતાં વાળ મુંડાવવા અફઝલ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - اَللّٰهُمَّ اغْفِرْ لِلْمُحَلِّقِيْنَ. قَالُوْا : يَا رَسُوْلَ اللهِ ﷺ وَ لِلْمُقَصِّرِيْنَ ؟ قَالَ - اَللّٰهُمَّ اغْفِرْ لِلْمُحَلِّقِيْنَ. قَالُوْا : يَا رَسُوْلَ اللهِ ﷺ وَ لِلْمُقَصِّرِيْنَ ؟ قَالَ - اَللّٰهُمَّ اغْفِرْ لِلْمُحَلِّقِيْنَ. قَالُوْا : يَا رَسُوْلَ اللهِ ﷺ وَ لِلْمُقَصِّرِيْنَ ؟ قَالَ - وَ لِلْمُحَلِّقِيْنَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ (સહાબા કિરામ ﷺના

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : તફઝીલુલ હલક અલલ તકસીર.
૨. અરવાઉલ ગલીલ, લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૮૩.

કોઈ પ્રશ્નના જવાબમાં) ફરમાવ્યું, ''અલ્લાહ ! માથું મુંડાવવાવાળાઓની મગફિરત ફરમાવ.'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ (ﷺ)! માથાના વાળ કપાવવાવાળાઓ માટે મગફિરતની દુઆ ફરમાવો.'' આપ ﷺએ ફરી ઈરશાદ ફરમાવ્યો, ''હે અલ્લાહ ! માથું મુંડાવવાવાળાઓની મગફિરત ફરમાવ.'' સહાબા કિરામ ﷺએ ફરી અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! વાળ કપાવવાવાળાઓ માટે પણ મગરફિરતની દુઆ ફરમાવો.'' આપ ﷺએ ફરી ઈરશાદ ફરમાવ્યો, ''હે અલ્લાહ ! માથું મુંડાવવાવાળાઓની મગફિરત ફરમાવ.'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, હે અલ્લાના રસૂલ ﷺ! વાળ કપાવવાવાળાઓની પણ મગફિરત માટે દુઆ ફરમાવો.'' ત્યારે આપ ﷺએ (ચોથી વાર) ઈરશાદ ફરમાવ્યો, ''હે અલ્લાહ ! વાળ કપાવવાવાળાઓની પણ મગફિરત ફરમાવ.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૩]

**મસ્લા - ૩૩૧ : હજામત કરાવ્યા પછી નખ કાપવા મુસ્તહબ છે.**

قَالَ ابْنُ مُنْذِرٍ ثَبَتَ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ لَمَّا حَلَقَ رَاسَهُ قَلَمَ ظَفَارَهُ. (فِقْهِ السُّنَّةِ)

ઈબ્ને મુન્ઝર કહે છે કે એ વાત સાબિત છે કે રસૂલુલ્લાહ ﷺએ જ્યારે માથું મુંડાવ્યું, તો પોતાના નખ પણ કપાવ્યા. આ રિવાયત 'ફિકહુસ્સુન્નહ'માં છે.[૪]

**મસ્લા - ૩૩૨ : હલક કે તક્સીર પછી મુહરિમ માટે પત્ની સિવાય તમામ વસ્તુઓ હલાલ થઈ જાય છે, જે અહરામના કારણે હરામ હતી, જેમ કે - ખુશ્બૂ લગાવવી, સીવેલા કપડાં પહેરવા, શિકાર કરવો વગેરે. શરઈ પરિભાષામાં આને 'તહલ્લુલ અવ્વલ' કહે છે.**

عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ كُنْتُ اُطَيِّبُ النَّبِيَّ ﷺ قَبْلَ اَنْ يُّحْرِمَ وَ يَوْمَ النَّحْرِ قَبْلَ اَنْ يَّطُوْفَ بِالْبَيْتِ بِطِيْبٍ فِيْهِ مِسْكٌ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા ﷺ ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને અહરામ બાંધતાં પહેલા અને કુરબાનીના દિવસે બૈતુલ્લાહ શરીફનો તવાફ (તવાફે ઝિયારત) કરતાં પહેલા ખુશ્બૂ લગાવી. આ ખુશ્બૂમાં મુશ્ક સામેલ હતી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૫]

**સ્પષ્ટીકરણ :** હલક કે તક્સીર પછી હલાલ થવાને શરઈ પરિભાષામાં 'તહલ્લુલ અવ્વલ' કહેવામાં આવે છે અને 'તહલ્લુલ સાની' તવાફે ઝિયારત પછી થાય છે, જેમાં પત્ની પણ હલાલ થઈ જાય છે.

—★—

૩. કિતાબુલ હજ, પ્રકરણ : તફઝીલુલ હલક અલલ તકસીર.
૪. કિતાબુલ હજ, પ્રકરણ : અલ હલક વત્તક્સીર.
૫. કિતાબુલ હજ, પ્રકરણ : ઈસ્તજાબ અલ તય્યિબ કબ્લ અલ અહરામ.

# طَوَافُ الزِّيَارَةِ

# તવાફે ઝિયારતના મસાઈલ

**મસ્લા - ૩૩૩ :** ૧૦ ઝિલહજ્જના દિવસે કુરબાની પછી મક્કા મુકર્રમા આવીને તવાફે ઝિયારત (અથવા તવાફે ઈફાઝા) કરવા ફર્ઝ છે.

**મસ્લા - ૩૩૪ :** તવાફે ઝિયારત પછી ઝમઝમનું પાણી પીવું મુસ્તહબ છે.

عَنْ جَابِرٍ ﷺ فِيْ قِصَّةِ حَجَّةِ الْوَدَاعِ قَالَ... اَنَّ النَّبِيَّ انْصَرَفَ اِلَى الْمَنْحَرِ ثُمَّ رَكِبَ رَسُوْلُ اللّٰهِ ﷺ فَاَفَاضَ اِلَى الْبَيْتِ فَصَلّٰى بِمَكَّةَ الظُّهْرَ فَاَتٰى بَنِىْ عَبْدِ الْمُطَّلِبِ يَسْقُوْنَ عَلٰى زَمْزَمَ فَقَالَ - اِنْزَعُوْا بَنِىْ عَبْدِ الْمُطَّلِبِ فَلَوْلَا اَنْ يَغْلِبَكُمُ النَّاسُ عَلٰى سِقَايَتِكُمْ لَنَزَعْتُ مَعَكُمْ فَنَاوَلُوْهُ دَلْوًا فَشَرِبَ مِنْهُ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર ﷺથી હજ્જતુલ વિદાઅવાળી હદીસમાં રિવાયત છે કે નબી અકરમ ﷺ કુરબાનગાહ તશરીફ લઈ ગયા. ઊંટ ઝબેહ કર્યા, પછી ઊંટણી પર સવાર થઈને મક્કા મુકર્રમા તશરીફ લાવ્યા અને તવાફે ઈફાઝા કર્યો. ઝુહ્‌રની નમાઝ મક્કામાં અદા કરી. તે પછી બની અબ્દુલ મુત્તલિબની પાસે તશરીફ લઈ ગયા, જે લોકોને ઝમઝમ પીવડાવી રહ્યા હતા. આપ ﷺએ તેમને ફરમાવ્યું, ''હે બનૂ અબ્દુલ મુત્તલિબ ! પુષ્કળ પાણી કાઢો (અને લોકોને પીવડાવો). જો મને આશંકા ન હોત કે (મારા પાણી કાઢીને પીવા કે પીવડાવ્યા પછી) લોકો (પોતે પાણી કાઢવાની સુન્નત અદા કરવા માટે) તમારા પાસેથી ડોલ જબરજસ્તી પ્રાપ્ત કરી લેશે, તો હું પણ તમારા સાથે મળીને પાણી કાઢતો.'' ત્યારે બની અબ્દુલ મુત્તલિબના લોકોએ પાણીની એક ડોલ (કાઢીને) આપ ﷺને આપી અને આપ ﷺએ તેને પીધું. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :**

૧) કોઈ શરઈ કારણસર ૧૦ ઝિલહજ્જના દિવસે તવાફે ઝિયારત ન કરી શકાય તો ૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ સુધી કોઈપણ દિવસે કરી શકાય છે. આ વિલંબ પર કોઈ ફિદયો કે દમ નથી.

૨) તવાફે ઝિયારતમાં વિલંબ કરવાની સ્થિતિમાં ૧૨, ૧૩ ઝિલહજ્જના દિવસે તવાફે ઝિયારત અને તવાફે વિદાઅ બંનેની નિયતથી એક જ તવાફ કરી લેવામાં આવે તો પૂરતું છે, ઈન્-શા-અલ્લાહ.

૧. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

૩) તવાફે ઝિયારત હજનો રુક્ન હોવાથી અદા ન કરવા અંગે તેના કફ્ફારામાં ફિદયો કે દમ આપવાથી તેની તલાફી (પૂર્તિ) થતી નથી.

૪) તવાફે ઝિયારત કર્યા વગર માસિક-ધર્મવાળી સ્ત્રીનું એ નિયતથી તાઈફ, જિદ્દાહ કે રિયાધ વગેરે ચાલ્યા જવું કે માસિક-ધર્મ પછી પાછી ફરીને તવાફે જિયારત કરી લેશે, જાઈઝ નથી. (જુઓ મસ્લા - ૧૫૦)

૫) એ સ્ત્રી, જે તવાફે ઝિયારત પહેલા માસિક-ધર્મમાં આવી જાય અને કોઈ એવા ખૂબ દૂરના દેશમાંથી આવી હોય, જ્યાંથી ફરીથી પાછા આવવું સંભવ ન હોય અને એ સ્ત્રી મક્કામાં રહીને રાહ પણ જોઈ શકતી ન હોય, તો એવી સ્ત્રી માટે એહલે-ઈલ્મ (દીનના જ્ઞાનીઓ)એ મજબૂત લંગોટ બાંધીને માસિક-ધર્મની સ્થિતિમાં તવાફે ઝિયારત કરવાની પરવાનગી આપી છે. (વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ)

<u>**મસ્લા - ૩૩૫ :**</u> **તવાફે ઝિયારત પછી અહરામની તમામ પાબંદીઓ સમાપ્ત થઈ જાય છે, ત્યાં સુધી કે પત્નીથી સંબંધની પાબંદી પણ સમાપ્ત થઈ જાય છે. શરઈ પરિભાષામાં આને 'તહલ્લુલ સાની' કહે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૫૪ માં જુઓ.

<u>**મસ્લા - ૩૩૬ :**</u> **તવાફે ઝિયારતમાં રમલ યોગ્ય નથી.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ لَمْ يَرْمَلْ فِي السَّبْعِ الَّذِيْ اَفَاضَ فِيْهِ۔
(رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ તવાફે ઈફાઝાના સાત ચક્કરોમાં રમલ નથી કર્યું. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.[૨]

<u>**મસ્લા - ૩૩૭ :**</u> **૧૦ જિલહજ્જના દિવસે જમરા ઉકબાની રમી પહેલા તવાફે ઝિયારત કરવું જાઈઝ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૮૩ માં જુઓ.

<u>**મસ્લા - ૩૩૮ :**</u> **૮ ઝિલહજ્જના દિવસે મિના જતાં પહેલા તવાફે ઝિયારત કરવું સુન્નતથી સાબિત નથી.**

૨. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબી ﷺ.

# اَيَّامُ التَّشْرِيْقِ

# અય્યામે તશરીકના મસાઈલ

**મસ્લા - ૩૩૯ :** તવાફે ઈફાઝા પછી મિના પાછા આવવું જરૂરી છે.

**મસ્લા - ૩૪૦ :** અજ્ર અને સવાબના સંદર્ભમાં અય્યામે તશરીક (તશરીકના દિવસો) વર્ષના અન્ય તમામ દિવસો કરતાં વધારે અફઝલ (શ્રેષ્ઠ) છે.

**મસ્લા - ૩૪૧ :** અય્યામે તશરીકની તમામ રાતો મિનામાં વિતાવવી વાજિબ છે.

**મસ્લા - ૩૪૨ :** અય્યામે તશરીકમાં દરરોજ ત્રણેય જમરાત (જમરા ઊલા, જમરા વુસ્તા અને જમરા ઉકબા)ને ક્રમવાર ઝવાલે આફતાબ (સૂર્ય ઢળવાનું શરૂ થયા) પછી કાંકરીઓ મારવી વાજિબ છે.

**મસ્લા - ૩૪૩ :** જમરા ઊલા અને જમરા વુસ્તાને કાંકરીઓ માર્યા પછી જરા દૂર હટીને કિબ્લા રૂખ ઊભા રહીને દુઆ કરવી મસનૂન છે.

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا قَالَتْ اَفَاضَ رَسُوْلُ اللهِ ﷺ مِنْ آخِرِ يَوْمِهِ حِيْنَ صَلَّى الظُّهْرَ ثُمَّ رَجَعَ اِلَى مِنًى فَمَكَثَ بِهَا لَيَالِيَ اَيَّامِ التَّشْرِيْقِ يَرْمِي الْجَمْرَةَ اِذَا زَالَتِ الشَّمْسُ كُلُّ جَمْرَةٍ بِسَبْعِ حَصَيَاتٍ يُكَبِّرُ مَعَ كُلِّ حَصَاةٍ وَ يَقِفُ عِنْدَ الْاُوْلَى وَ الثَّانِيَةِ فَيُطِيْلُ الْقِيَامِ وَ يَتَضَرَّعُ وَ يَرْمِي الثَّالِثَةَ وَلَا يَقِفُ عِنْدَهَا ۔
(رَوَاهُ اَبُوْ دَاؤُدَ) صحيح

હઝરત આઈશા رضی اللہ عنہا ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ એ દિવસના બીજા ભાગમાં તવાફે ઈફાઝા કર્યો અને ઝુહ્‌રની નમાઝ પણ અદા ફરમાવી, પછી પાછા તશરીફ લાવ્યા અને અય્યામે તશરીકની રાતો મિનામાં જ વિતાવી (આ દરમ્યાન) ઝવાલે આફતાબ પછી (ત્રણેય) જમરાતને કાંકરીઓ મારી. દરેક જમરાને સાત કાંકરીઓ મારતા અને દરેક કાંકરી મારતી વખતે **'અલ્લાહુ અકબર'** કહેતા. પહેલા (જમરા ઊલા) અને બીજા જમરા (જમરા વુસ્તા)ની પાસે ઘણી વાર સુધી કયામ કર્યો અને કરગરીને-કાકલૂદી (સાથે દુઆ) કરતા રહ્યા. ત્રીજા જમરા (જમરા ઉકબા)ને કાંકરીઓ માર્યા પછી આપ ﷺ એ વુકૂફ ન કર્યો (અર્થાત્ રોકાયા નહીં). આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[1]

૧. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફી રમી અલ જિમાર.

**સ્પષ્ટીકરણ :**

૧) જો કોઈ વ્યક્તિ ૧૧, ૧૨, ૧૩ ઝિલહજ્જ (ત્રણ દિવસો) મિનામાં ન વિતાવવા માગે તો ૧૧, ૧૨ ઝિલહજ્જના બે દિવસો વિતાવ્યા પછી પાછો આવી શકે છે. (જુઓ મસ્લા - ૩૩)

૨) ૧૨ ઝિલહજ્જના દિવસે મિનાથી પાછા આવનારા હાજીઓએ સૂર્યાસ્ત પહેલા મિનાથી નીકળી જવું જોઈએ. જો મિનામાં સૂર્ય આથમી ગયો અને ૧૩ ઝિલહજ્જની રાત શરૂ થઈ ગઈ તો ૧૩ જિલહજ્જના દિવસે (ત્રણેય જમરાતને) કાંકરીઓ મારવી પણ વાજિબ થઈ જશે.

૩) અય્યામે તશરીકમાં ઝવાલે આફતાબથી પહેલા કરવામાં આવેલ રમી દોહરાવવી પડશે અથવા તેના બદલે એક જાનવરની કુરબાની આપવી પડશે.

૪) ત્રણેય જમરાતની ક્રમવાર રમી કરવી વાજિબ છે. જો ક્રમમાં ખલેલ ઊભી થઈ જાય અથવા ક્રમ ન જળવાય તો ફરીથી સાચા ક્રમની સાથે રમી કરવી પડશે અથવા તેના બદલે એક જાનવરની કુરબાની આપવી પડશે.

૫) શરઈ કારણ વગર અય્યામે તશરીકની રાતો મિનામાં ન વિતાવવા અંગે દમ વાજિબ છે.

૬) ૧૨ ઝિલહજ્જના દિવસે રમી કરતાં પહેલા મિના છોડવાની મનાઈ છે. આવું કરનારા પર દમ વાજિબ થશે.

૭) શરઈ કારણસર ૧૧ ઝિલહજ્જની રમી ૧૨ ઝિલહજ્જની સાથે કરવી જાઈઝ છે. વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ.

**<u>મસ્લા - ૩૪૪ :</u> કોઈ ખાસ મજબૂરીના કારણે અય્યામે તશરીકની રાતો મક્કા મુકર્રમામાં વિતાવવાની છૂટ છે.**

عَنْ عَبْدِ اللّٰهِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ الْعَبَّاسَ بْنَ عَبْدِ الْمُطَّلِبِ رضي الله عنه اسْتَاْذَنَ رَسُوْلَ اللّٰهِ ﷺ اَنْ يَبِيْتَ بِمَكَّةَ لَيَالِيَ مِنًى مِنْ اَجْلِ سِقَايَتِهٖ فَاَذِنَ لَهٗ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ رضي الله عنهએ હાજીઓને પાણી પીવડાવવા માટે અય્યામે તશરીકની રાતો મક્કામાં વિતાવવાની પરવાનગી રસૂલુલ્લાહ ﷺથી માગી, તો આપ ﷺએ તેમને પરવાનગી આપી દીધી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

**<u>મસ્લા - ૩૪૫ :</u> મિનામાં અય્યામે તશરીક દરમ્યાન અલ્લાહ તઆલાને પુષ્કળ યાદ કરવા જોઈએ.**

૨. કિતાબુલ હજ, પ્રકરણ : વુજૂબ અલ મબ્યિત બ મિના લયાલી અય્યામુત્તશરીક.

عَنْ نُبَيْشَةَ الْهُذَلِيِّ رضي الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ - اَيَّامُ التَّشْرِيْقِ اَيَّامُ اَكْلٍ وَشُرْبٍ۔ وَفِيْ رَوَايَةٍ وَذِكْرِ اللهِ تَعَالٰى۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત નુબૈષા અલ હુઝલી رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અય્યામે તશરીક ખાવા-પીવાના દિવસો છે અને એક રિવાયતમાં છે કે આ અલ્લાહને યાદ કરવાના દિવસો છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما عَنِ النَّبِيِّ ﷺ قَالَ - مَا مِنْ اَيَّامٍ اَعْظَمُ عِنْدَ اللهِ سُبْحَانَهٗ وَلَا اَحَبُّ اِلَيْهِ مِنَ الْعَمَلِ فِيْهِنَّ مِنْ هٰذِهِ الْاَيَّامِ الْعَشْرِ فَاَكْثِرُوْا فِيْهِنَّ مِنَ التَّهْلِيْلِ وَالتَّكْبِيْرِ وَالتَّحْمِيْدِ۔ (رَوَاهُ اَحْمَدُ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ તઆલાના નજીક આ દસ દિવસોથી વધારે મહાન કોઈ અન્ય દિવસો નથી, જેમાં કરવામાં આવેલ કાર્યો અલ્લાહ તઆલાને (આ દિવસોના કાર્યોની સરખામણીમાં) વધારે પ્રિય હોય. તેથી આ દિવસોમાં પુષ્કળ પ્રમાણમાં لَا اِلٰهَ اِلَّا اللهُ اَللهُ اَكْبَرُ **(લા-ઈલાહ ઈલ્લલ્લાહ, અલ્લાહુ અકબર)** અને اَلْحَمْدُ لِلّٰهِ **(અલહમ્દુલિલ્લાહ)** કહો. આને અહમદે રિવાયત કરેલ છે.(૪)

**સ્પષ્ટીકરણ :** હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ رضي الله عنه અય્યામે તશરીકમાં નીચે દર્શાવેલ શબ્દોથી તકબીર અને તહલીલ ફરમાવતા હતા.

اَللهُ اَكْبَرُ، اَللهُ اَكْبَرُ، لَا اِلٰهَ اِلَّا اللهُ وَاللهُ اَكْبَرُ، اَللهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ

**(અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વ લિલ્લાહિલ હમ્દ).**

**મસ્લા - ૩૪૬ : ૧૨ ઝિલહજ્જના દિવસે મિનાથી પાછું આવવું હોય તો એ જ દિવસે ૧૩ ઝિલહજ્જની રમી કરવી સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૪૭ : તવાફે વિદાઅ પછી રમી કરવી સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૪૮ : અય્યામે તશરીક દરમ્યાન દરરોજ નફિલ તવાફ કરવા મુસ્તહબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ كَانَ يَزُوْرُ الْبَيْتَ كُلَّ لَيْلَةٍ مَادَامَ بِمِنًى۔ (رَوَاهُ الْبَيْهَقِيُّ) صحيح

૩. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, કિતાબુસ્સિયામ, પ્રકરણ : કરાહિયતુસ્સિયામ અય્યામુત્તશરીક.

૪. મુન્તકિયુલ અખબાર, કિતાબુલ ઈદૈન, પ્રકરણ : અલહષ અલઝ્-ઝિક વત્તાઅત ફી અય્યામુલ અશ્ર વ અય્યામુત્તશરીક.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہ ફરમાવે છે કે નબી અકરમ ﷺ (અય્યામે તશરીક દરમ્યાન) જ્યાં સુધી મિનામાં રહ્યા, દરરોજ બૈતુલ્લાહ શરીફનો તવાફ કરતા રહ્યા. આને બયહકીએ રિવાયત કરેલ છે.(૫)

**મસ્લા - ૩૪૯ : અય્યામે તશરીક દરમ્યાન તમામ નમાઝો મસ્જિદે ખૈફમાં અદા કરવી મુસ્તહબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما مَرْفُوْعًا صَلّٰى فِى الْمَسْجِدِ الْخَيْفِ سَبْعُوْنَ نَبِيًّا.

(رَوَاهُ الطَّبْرَانِىُّ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضی اللہ عنہ નબી અકરમ ﷺથી રિવાયત કરે છે કે આપ ﷺએ ફરમાવ્યું, ''મસ્જિદે ખૈફમાં સત્તર અંબિયાએ કિરામે નમાઝ અદા ફરમાવી.'' આને તબરાનીએ રિવાયત કરેલ છે.(૬)

**મસ્લા - ૩૫૦ : હજે તમત્તો કે હજે કિરાન કરનાર જે હાજી કુરબાની ન આપી શકે તે અય્યામે તશરીકમાં રોઝા રાખી શકે છે.**

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا وَ ابْنِ عُمَرَ رضی اللہ عنہما قَالَا لَمْ يُرَخَّصْ فِىْ اَيَّامِ التَّشْرِيْقِ اَنْ يُصَمْنَ اِلَّا لِمَنْ لَمْ يَجِدِ الْهَدْىَ.

(رَوَاهُ الْبُخَارِىُّ)

હઝરત આઈશા رضی اللہ عنہا અને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضی اللہ عنہ ફરમાવે છે કે અય્યામે તશરીકમાં કોઈપણ વ્યક્તિને રોઝા રાખવાની પરવાનગી આપવામાં નથી આવી, સિવાય એ (હાજી)ના જે કુરબાની ન આપી શકે. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૭)

૫. કિતાબુલ હજ, પ્રકરણ : ઝયારતુલ બૈત કુલ લયલતુ મિન લયાલી મિના.

૬. તહઝીરુલ મસાજિદ મિન અતખઝુલ કુબૂર મસાજિદ, લિલ અલબાની, પૃ. ૭૨-૭૩, અત્તબઅતુલ રાબિઅહ.

૭. કિતાબુસ્સિયામ, પ્રકરણ : અય્યામુત્તશરીક.

# طَوَافُ الْوَدَاعِ

# તવાફે વિદાઅ

**મસ્લા - ૩૫૧ : હજ પૂરી કર્યા પછી મક્કા મુકર્રમાથી વિદાય થતાં પહેલા તવાફે વિદાઅ કરવું વાજિબ છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ كَانَ النَّاسُ يَنْصَرِفُوْنَ فِيْ كُلِّ وَجْهٍ فَقَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - لَا يَنْفِرَنَّ اَحَدٌ حَتّٰى يَكُوْنَ آخِرُ عَهْدِهٖ بِالْبَيْتِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે લોકો (હજ અદા કર્યા પછી) જે બાજુ જવા ઈચ્છતા ચાલ્યા જતા, તો આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''કોઈ વ્યક્તિ ત્યાં સુધી ન જાય જ્યાં સુધી છેલ્લી વાર તવાફ ન કરી લે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**સ્પષ્ટીકરણ :**

૧) તવાફે વિદાઅ છોડી દેવા પર એક દમ વાજિબ છે. (જુઓ મસ્લા - ૧૨૩)

૨) ૧૨ જિલહજ્જના દિવસે તવાફે વિદાઅ કરી લીધા પછી મિના આવીને રમી કરવી યોગ્ય નથી.

૩) જિદ્દાહવાસીઓ અને તાઈફવાસીઓનું ૧૨ ઝિલહજ્જે મિનાથી જ જિદ્દાહ કે તાઈફ એ નિયતથી ઈરાદાપૂર્વક પાછા ચાલ્યા જવું કે ભીડ ઓછી થઈ ગયા પછી પાછા આવીને તવાફે વિદાઅ અદા કરી લેશે જાઈઝ નથી. આવું કરવા અંગે એક દમ વાજિબ થશે.

૪) જિદ્દાહવાસીઓ કે તાઈફવાસીઓમાંથી કોઈ વ્યક્તિ અજાણતામાં તવાફે વિદાઅ કર્યા વગર જિદ્દાહ કે તાઈફ ચાલ્યો જાય તો તે પાછો આવીને તવાફે વિદાઅ કરી શકે છે, જેના પર કોઈ દમ નથી.

૫) તવાફે વિદાઅ માત્ર ત્યારે જ અદા કરવો જોઈએ, જ્યારે મક્કા મુકર્રમાથી વિદાય થવાનો ઈરાદો હોય, રાતના સમયે તવાફે વિદાઅ કરીને દિવસે સફર શરૂ કરવો ઉચિત નથી.

૬) ઉમરા અદા કર્યા પછી તવાફે વિદાઅ કરવું વાજિબ નથી, મુસ્તહબ છે.

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : વુજૂબ તવાફ અલ વિદાઅ વ સકૂતહ અનિલ હાઈઝ.

૭) મક્કાના લોકો તવાફે વિદાઅથી અપવાદરૂપ છે.

**<u>મસ્લા - ૩૫૨ :</u> માસિક-ધર્મવાળી સ્ત્રીને તવાફે વિદાઅ કર્યા વગર મક્કા છોડવાની પરવાનગી છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہ قَالَ اُمِرُ النَّاسُ اَنْ يَّكُوْنَ آخِرُ عَهْدِهِمْ بِالْبَيْتِ اِلَّا اَنَّهٗ خُفِّفُ عَنِ الْمَرْاَةِ الْحَائِضِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ ફરમાવે છે કે લોકોને (રસૂલુલ્લાહ ﷺ તરફથી) હુકમ આપવામાં આવ્યો કે (મક્કાથી વિદાય થતાં) તેમનું છેલ્લું કાર્ય બૈતુલ્લાહ શરીફનો તવાફ હોય. અલબત્ત, માસિક-ધર્મવાળી સ્ત્રીને તેની છૂટ આપવામાં આવી છે (કે તે તવાફે વિદાઅ કર્યા વગર મક્કા મુકર્રમાથી ચાલી જાય). આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા - ૩૫૩ :</u> તવાફે વિદાઅ પછી મસ્જિદે હરામથી ઊલ્ટા પગે બહાર નીકળવું સુન્નતથી સાબિત નથી.**

૨. કિતાબુલ હજ, પ્રકરણ : વુજૂબ તવાફુલ વિદાઅ વ સકતુહ અનિલ હાઈઝ.

# حَجُّ النِّسَاءِ

# સ્ત્રીઓની હજ

**<u>મસ્લા - ૩૫૪ :</u> સ્ત્રી જો પોતે ધનવાન હોય તો તેના પર હજ ફર્ઝ છે, જો ન હોય તો નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૭ માં જુઓ.

**<u>મસ્લા - ૩૫૫ :</u> સ્ત્રી પર હજ ફર્ઝ હોવા માટે આર્થિક સામર્થ્ય ઉપરાંત મહરમનો સાથ હોવો પણ શરત છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૭ માં જુઓ.

**<u>મસ્લા - ૩૫૬ :</u> કોઈ સ્ત્રીનું મહરમ ન હોય એવા પુરુષને મહરમ બનાવીને હજ કરવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૩૫૭ :</u> જે સ્ત્રીનો પતિ મૃત્યુ પામે તેણે ઈદ્દત દરમ્યાન હજનો સફર કરવાની મનાઈ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૪૦ માં જુઓ.

**<u>મસ્લા - ૩૫૮ :</u> કોઈ સ્ત્રીનું મહરમ વગર સ્ત્રીઓના ગ્રુપમાં સામેલ થઈને હજનો સફર કરવો સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૩૫૯ :</u> સ્ત્રીઓને તેની હજનો સવાબ જિહાદ બરાબર મળે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૭ માં જુઓ.

**<u>મસ્લા - ૩૬૦ :</u> હજ કે ઉમરા માટે આવનાર સ્ત્રીએ અહરામ બાંધવા માટે માસિક-ધર્મની કે નિફાસ (પ્રસૂતિ પછી નીકળતા લોહી)ની સ્થિતિમાં પણ ગુસ્લ કરવું જોઈએ, શરત એ છે કે બીમારીનો ભય ન હોય.**

عَنْ عَائِشَةَ رضي الله عنها قَالَتْ نُفِسَتْ اَسْمَاءُ بِنْتُ عُمَيْسٍ بِمُحَمَّدِ بْنِ اَبِيْ بَكْرٍ بِالشَّجَرَةِ فَاَمَرَ رَسُوْلُ اللهِ ﷺ اَبَا بَكْرٍ يَاْمُرُهَا اَنْ تَغْتَسِلَ وَ تُهِلَّ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત આઈશા رضي الله عنها ફરમાવે છે કે શજરા નામના સ્થળે હઝરત મુહમ્મદ બિન

અબૂબક્ર સિદીક ﷺના જન્મને કારણે હઝરત અસ્મા બિન્તે ઉમૈસ ﷺ નિફાસની સ્થિતિમાં હતા. રસૂલુલ્લાહ ﷺએ હઝરત અબૂબક્ર સિદીક ﷺને હુકમ આપ્યો કે અસ્મા ﷺ (પોતાની પત્ની)ને કહે કે ક્યાંક જઈને ગુસ્લ કરીને અહરામ બાંધી લે. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૩૬૧ : સ્ત્રી માસિક-ધર્મની હાલતમાં તવાફ સિવાય હજના બાકીના તમામ અરકાન અદા કરી શકે છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૫૯ માં જુઓ.

**મસ્લા - ૩૬૨ : સ્ત્રીનું અહરામની હાલતમાં માથાના વાળને બાંધવું અથવા અહરામ માટે ખાસ કપડાં સીવડાવવા સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૬૩ : અહરામની હાલતમાં સ્ત્રીએ યથાસંભવ પરદાની કાળજી રાખવી જોઈએ.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૧૫૮ માં જુઓ.

**મસ્લા - ૩૬૪ : સ્ત્રી માટે તવાફે કુદૂમમાં રમલ સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૬૫ : સઈ દરમ્યાન સ્ત્રીનું લીલા સતંભો દરમ્યાન દોડવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૬૬ : સ્ત્રીએ આખા માથાના વાળ કપાવવા કે મુંડાવવાની મનાઈ છે. તેણે માત્ર આંગળીના બે વેઢા જેટલા વાળ કપાવવા જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ لَيْسَ عَلَى النِّسَاءِ الْحَلْقُ اِنَّمَا عَلَى النِّسَاءِ التَّقْصِيْرُ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''સ્ત્રીઓ માથું ન મુંડાવે, બલ્કે માત્ર વાળ કપાવે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા - ૩૬૭ : હજ અદા કરવાવાળી માસિક-ધર્મવાળી સ્ત્રીને તવાફે વિદાઅ ન કરવાની છૂટ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૫૨ માં જુઓ.

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : અહરામુન્નફસાઅ.
૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ હલક વલ તકસીર.

**મસ્લા - ૩૬૮ : સ્ત્રીએ પતિની પરવાનગી વગર નફિલ હજ અદા કરવાની મનાઈ છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما عَنْ رَسُوْلِ اللهِ ﷺ فِيْ اِمْرَاَةٍ كَانَ لَهَا زَوْجٌ وَ لَهَا مَالٌ فَلَا يَاْذَنُ لَهَا فِي الْحَجِّ قَالَ - لَيْسَ لَهَا اَنْ تَنْطَلِقَ اِلَّا بِاِذْنِ زَوْجِهَا ۔ (رَوَاهُ الدَّارُ قُطْنِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما રસૂલુલ્લાહ ﷺથી એ સ્ત્રી વિશે રિવાયત કરે છે, જેનો પતિ છે અને સ્ત્રી પોતે ધનવાન છે. પતિ તેને (નફિલ) હજની પરવાનગી આપતો નથી. એ સ્ત્રી વિશે રસૂલે અકરમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''આવી સ્ત્રીએ પતિની પરવાનગી વગર હજ પર જવું ન જોઈએ.'' આને દારે કુત્નીએ રિવાયત કરેલ છે.(૩)

૩. ફિકહુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : હજ અલ મરાત.

# حَجُّ الصَّبِيِ

# બાળકની હજ

**<u>મસ્લા - ૩૬૯:</u> નાબાલિગ (સગીર) બાળકોને હજ કરાવવી જોઈએ. તેનો સવાબ બાળકો ઉપરાંત માતા-પિતાને પણ મળે છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضی اللہ عنہما اَنَّ النَّبِیَّ ﷺ لَقِیَ رَکْبًا بِالرَّوْحَاءِ فَقَالَ - مَنِ الْقَوْمُ ؟ قَالُوْا : اَلْمُسْلِمُوْنَ. فَقَالُوْا مَنْ اَنْتَ ؟ قَالَ - رَسُوْلُ اللّٰہِ ﷺ - فَرَفَعَتْ اِلَیْہِ اِمْرَاَۃٌ صَبِیًّا فَقَالَتْ اَلِھٰذَا حَجٌّ ؟ - نَعَمْ وَلَكِ اَجْرٌ. (رَوَاہُ مُسْلِمٌ)

હઝરત ઈબ્ને અબ્બાસ ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺ રવહા નામના સ્થળે એક કાફલાથી મળ્યા. આપ ﷺએ પૂછ્યું, ''તમે લોકો કોણ છો ?'' તેમણે જવાબ આપ્યો, ''અમે મુસલમાન છીએ.'' પછી કાફલાવાળાઓએ પૂછ્યું, ''તમે કોણ છો ?'' હુઝૂર અકરમ ﷺએ જવાબ આપ્યો, ''હું અલ્લાહનો રસૂલ છું.'' કાફલામાંથી એક સ્ત્રી પોતાના બાળકને ઉઠાવી લાવી અને આપ ﷺને પૂછ્યું, ''શું આ બાળકની હજ થઈ જશે ?'' રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હા, થઈ જશે અને સવાબ તમને મળશે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**સ્પષ્ટીકરણ :**

૧) મીકાત પર પહોંચી બાળકના વાલીએ બાળક તરફથી નિયત કરવી જોઈએ કે હું આ બાળકને મુહરિમ બનાવું છું.

૨) જો બાળક (છોકરો) સમજદાર હોય તો તેને અહરામની ચાદરો પહેરાવવી જોઈએ. જો બાળક નાનું અને અપરિપકવ કે દૂધ પીતું હોય તો તેણે પહેરેલા સીવેલા કપડાં ઉતારીને એક ચાદરમાં લપેટી લેવું જોઈએ. આ જ તેનો અહરામ હશે.

૩) જરૂરત અનુસાર બાળકને અહરામની હાલતમાં પ્લાસ્ટિકનું નીકર અથવા પેમ્પર વગેરે લગાવવું જાઈઝ છે.

૪) બાળક તરફથી તેના કોઈ એક વાલીએ તલબિયા કહેવી જોઈએ.

૫) બાળકને ઉઠાવીને તવાફ કે સઈ કરવામાં આવે તો ઉઠાવનાર અને જેને ઉઠાવવામાં આવ્યો છે તે બંનેના તેના સાથે જ તવાફ અને સઈ થઈ જશે.

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : સિહત હજ્જુલ સબિય્યિ વ અજ્ર મિન હજ બિહી.

૬) તવાફ પછી સમજદાર બાળક પાસે મકામે ઈબ્રાહીમ પર બે રકા'ત નમાઝ પઢાવવી જોઈએ.

૭) તવાફ પછી બાળકને પણ ઝમઝમ પીવડાવવું જોઈએ.

૮) સઈ પછી બાળકનું હલક (માથું મુંડાવવું) જોઈએ અથવા તક્સીર કરાવવું (વાળ કપાવવા) જોઈએ.

૯) હજના દિવસોમાં બાળકના વાલીએ બાળક તરફથી રમી કરવી જોઈએ. (૧૦) દરેક બાળક તરફથી હજના આદેશ અનુસાર અલગ-અલગ કુરબાની આપવી જરૂરી છે. વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ.

**મસ્લા - ૩૭૦ : બાળક તરફથી અહરામનું ઉલ્લંઘન કે કોઈ અન્ય ભૂલ પર કોઈ દમ કે ફિદયો નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૬ માં જુઓ.

**મસ્લા - ૩૭૧ : બાળપણમાં હજ કરનાર બાળકે પુખ્ત થયા પછી હજ ફર્ઝ થાય તો ફરીથી હજ કરવી જોઈએ.**

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ : قَالَ النَّبِيُّ ﷺ - اَيُّمَا صَبِيٍّ حَجَّ ثُمَّ بَلَغَ الْحِنْثَ فَعَلَيْهِ اَنْ يَّحُجَّ حَجَّةً اُخْرٰى وَ اَيُّمَا عَبْدٍ ثُمَّ اُعْتِقَ فَعَلَيْهِ اَنْ يَّحُجَّ حَجَّةً اُخْرٰى۔
(رَوَاهُ الطَّبْرَانِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જે બાળક હજ કરે, પછી પુખ્ત થઈ જાય તો (સામર્થ્ય પ્રાપ્ત થયેથી) તેણે ફરીથી હજ કરવી જોઈએ અને જે ગુલામે હજ કરી, પછી આઝાદ કરવામાં આવ્યો, તો તેણે (સામર્થ્ય પ્રાપ્ત થયેથી) ફરીથી હજ કરવી જોઈએ.'' આને તબરાનીએ રિવાયત કરેલ છે.[૨]

—●—●—

૨. ફિક્હુસ્સુન્નહ, કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જુલ સબિય્યિ વલ અબ્દ.

# اَلْحَجُّ عَنِ الْغَيْرِ

# બીજાઓ તરફથી હજ કરવાના મસાઈલ

## જીવંત માણસ તરફથી હજ કરવી

મસ્લા - ૩૭૨ : સાહિબે ઈસ્તતાઅત (સામર્થ્ય ધરાવનાર), પરંતુ વૃદ્ધ, અપંગ કે કાયમી બીમાર પોતાના માલમાંથી કોઈ એવા વ્યક્તિને હજ કરાવી દે, જે પહેલા પોતાની ફર્ઝ હજ અદા કરી ચૂક્યો હોય, તો એ મા'ઝૂર (શક્તિહીન કે લાચાર કે અપંગ) વ્યક્તિની હજ અદા થઈ જશે. આને 'હજે બદલ' કહે છે.

મસ્લા - ૩૭૩ : જો કોઈ વ્યક્તિ પોતાના માલમાંથી કોઈ બીજા જીવંત વ્યક્તિ તરફથી નફિલ હજ અદા કરે, તો તેનો અજ્ર અને સવાબ હજ કરવાવાળા અને જેના તરફથી હજ કરવામાં આવી છે તે બંનેને મળશે, ઈન્-શા-અલ્લાહ.

મસ્લા - ૩૭૪ : પુરુષ તરફથી સ્ત્રી હજ અદા કરી શકે છે.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ اَنَّهُ قَالَ : كَانَ الْفَضْلُ بْنُ عَبَّاسٍ رَدِيْفَ رَسُوْلِ اللهِ ﷺ فَجَآءَ تْهُ اِمْرَاَةٌ مِنْ خَشْعَمَ تَسْتَفْتِيَهِ فَجَعَلَ الْفَضْلُ يَنْظُرُ اِلَيْهَا وَ تَنْظُرُ اِلَيْهِ فَجَعَلَ رَسُوْلُ اللهِ ﷺ يَصْرِفُ وَجْهَ الْفَضْلِ اِلَى الشِّقِّ الآخَرِ قَالَتْ : يَا رَسُوْلَ اللهِ ﷺ اِنَّ فَرِيْضَةَ اللهِ عَلَى عِبَادِهٖ فِي الْحَجِّ اَدْرَكَتْ اَبِيْ شَيْخًا كَبِيْرًا لَا يَسْتَطِيْعُ اَنْ يَثْبُتَ عَلَى الرَّاحِلَةِ اَفَاَحُجُّ عَنْهُ قَالَ - نَعَمْ - وَ ذٰلِكَ فِيْ حَجَّةِ الْوَدَاعِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે ફઝલ બિન અબ્બાસ ﷺ (હજના પ્રસંગે) નબી અકરમ ﷺના પાછળ સવાર હતા. ખસઅમ કબીલાની એક સ્ત્રી હાજર થઈ અને મામલો પૂછવા લાગી. હઝરત ફઝલ બિન અબ્બાસ ﷺ એ સ્ત્રી તરફ જોવા લાગ્યા અને એ સ્ત્રી ફઝલ બિન અબ્બાસ ﷺને જોવા લાગી. રસૂલુલ્લાહ ﷺએ ફઝલ બિન અબ્બાસ ﷺનો ચહેરો (હાથથી પકડીને) બીજી તરફ ફેરવી નાખ્યો. એ સ્ત્રીએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ

પર હજ ફર્ઝ કરી છે. મારા પિતા વૃદ્ધ છે. સવારી પર સવાર નથી થઈ શકતા. શું હું તેના તરફથી હજ અદા કરી શકું છું ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''હા, કરી શકે છે.'' આ હજ્જતુલ વિદાઅની ઘટના છે. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ النَّبِيَّ ﷺ سَمِعَ رَجُلًا يَقُوْلُ لَبَّيْكَ عَنْ شُبْرُمَةَ قَالَ - مَنْ شُبْرُمَةَ ؟ قَالَ : اَخٌ لِيْ اَوْ قَرِيْبٌ لِّيْ قَالَ - حَجَجْتَ عَنْ نَّفْسِكَ ؟ قَالَ : لَا، قَالَ - حُجَّ عَنْ نَّفْسِكَ ثُمَّ حُجَّ عَنْ شُبْرُمَةَ ۔ (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ એક વ્યક્તિને શુબરુમા તરફથી લબ્બૈક કહેતા સાંભળ્યો, તો પૂછ્યું, ''શુબરુમા કોણ છે ?'' તેણે અરજ કરી, ''મારો ભાઈ.'' અથવા કહ્યું, ''મારો નજીકનો સગો.'' આપ ﷺએ પૂછ્યું, શું તેં તારી હજ કરી છે ?'' તેણે અરજ કરી, ''ના.'' આપ ﷺએ ફરમાવ્યું, ''પહેલા પોતાની હજ અદા કરો, પછી શુબરુમા તરફથી કરજો.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[2]

**મસ્લા - ૩૭૫ : જીવંત સામર્થ્ય ધરાવનાર અને તંદુરસ્ત માણસ તરફથી હજે બદલ અદા કરવી સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૩૭૬ : હજે બદલમાં મીકાત પર પહોંચીને અહરામ બાંધતી વખતે હજ કરાવનારનું નામ લેવું જોઈએ, પરંતુ જો યાદ ન રહે તો હજમાં કોઈ ખામી આવતી નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૮૧ માં જુઓ.

**મસ્લા - ૩૭૭ : કોઈ બીજા વ્યક્તિ તરફથી ઉમરા કે હજ અદા કરવાની નિયતથી અહરામ બાંધી લેવામાં આવે, તો પછી એ ઉમરા કે હજને કોઈ ત્રીજા વ્યક્તિના નામથી અદા કરવું જાઈઝ નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૨૫ માં જુઓ.

**મસ્લા - ૩૭૮ : કોઈ બીજા વ્યક્તિ તરફથી હજ ઉપરાંત ઉમરા કરવો પણ જાઈઝ છે. તેનો અજ્ર અને સવાબ હજ અને ઉમરા કરનાર અને જેના તરફથી કરવામાં આવે છે તે બંનેને મળશે. ઈન્-શા-અલ્લાહ.**

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : અલ હજ અનિલ આજિઝ લિઝ્ઝમાનત વ હરમ.
૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ રજુલ યહજ અન ગૈરુહ.

عَنْ اَبِيْ رَزِيْنٍ بْنِ عَقِيْلٍ رضي الله عنه اَنَّهُ قَالَ "يَا رَسُوْلَ اللهِ ﷺ اِنَّ اَبِيْ شَيْخٌ كَبِيْرٌ لَا يَسْتَطِيْعُ الْحَجَّ وَلَا الْعُمْرَةَ وَالظَّعْنَ ؟ قَالَ - حُجَّ عَنْ اَبِيْكَ وَاعْتَمِرْ.

(رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત અબૂ રઝીન અકીલી رضي الله عنهથી રિવાયત છે કે તેમણે રસૂલુલ્લાહ ﷺથી અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! મારા પિતા વૃદ્ધ છે. હજની શક્તિ ધરાવતા નથી, ન ઉમરાની અને ન તો ઊંટ પર સવાર થવાની. (તેમના માટે શું હુકમ છે ?)'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''પોતાના પિતા તરફથી હજ અને ઉમરા કરો.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૩)

**સ્પષ્ટીકરણ :** કોઈ બીજા તરફથી હજ કે ઉમરા કરવા હોય તો એકી સમયે માત્ર એક વ્યક્તિ તરફથી જ ઉમરા કે હજની નિયત કરવી જોઈએ. વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ.

## મય્યત (મૃત વ્યક્તિ) તરફથી હજ અદા કરવી

**મસ્લા - ૩૭૯ :** **હજની નઝ્ર (માનતા) માનવાવાળો વ્યક્તિ જો હજ કર્યા વગર મૃત્યુ પામે અને તેના વારસદારો તેના તરફથી હજ અદા કરે તો મૃતકની નઝ્ર પૂરી થઈ જશે, ચાહે મૃત્યુ પામનાર વ્યક્તિ વસિયત કરે કે ન કરે.**

**મસ્લા - ૩૮૦ :** **સાહિબે ઈસ્તતાઅત (સામર્થ્ય ધરાવનાર) વ્યક્તિ જો હજ કર્યા વગર મૃત્યુ પામે અને તેના વારસદારો તેના માલમાંથી હજ અદા કરે, તો મૃત્યુ પામનાર વ્યક્તિની ફર્ઝ હજ અદા થઈ જશે, ચાહે મૃત્યુ પામનાર વ્યક્તિ વસિયત કરે કે ન કરે.**

**મસ્લા - ૩૮૧ :** **સ્ત્રી તરફથી પુરુષ હજ અદા કરી શકે છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ امْرَاَةً مِنْ جُهَيْنَةَ جَاءَتْ اِلَى النَّبِيِّ ﷺ فَقَالَتْ : اِنَّ اُمِّيْ نَذَرَتْ اَنْ تَحُجَّ فَلَمْ تَحُجَّ حَتّٰى مَاتَتْ اَفَاَحُجُّ عَنْهَا ؟ قَالَ - نَعَمْ حُجِّيْ عَنْهَا اَرَاَيْتِ لَوْ كَانَ عَلٰى اُمِّكِ دَيْنٌ اَكُنْتِ قَاضِيَةً اقْضُوا اللهَ فَاللهُ اَحَقُّ بِالْوَفَاءِ.

(رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهથી રિવાયત છે કે જુહૈના કબીલાની

૩. કિતાબુલ હજ, પ્રકરણ : અલ ઉમરત અન રજૂલુલ્લઝી લા યસ્તતીઅ.

એક સ્ત્રી નબી અકરમ ﷺની સેવામાં હાજર થઈ અને અરજ કરી, ''મારી માતાએ હજની નઝ્ર માની હતી, પરંતુ મરતાં પહેલા હજ ન કરી શકી. શું હું તેના તરફથી હજ કરું ?'' આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''હા, તેના તરફથી હજ કરો, હા ! જુઓ, જો તમારી માતા પર દેવું હોત તો શું તું અદા ન કરતી ? તેથી અલ્લાહનું કરજ અદા કરો. અલ્લાહ એ વાતનો વધારે હકદાર છે કે તેનું કરજ અદા કરવામાં આવે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૪]

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ امْرَاَةً نَذَرَتْ اَنْ تَحُجَّ فَمَاتَتْ فَاَتَى اَخُوهَا النَّبِيَّ ﷺ فَسَاَلَهُ عَنْ ذٰلِكَ فَقَالَ : اَرَاَيْتَ لَوْ كَانَ عَلَى اُخْتِكَ دَيْنٌ اَكُنْتَ قَاضِيَهُ ؟ قَالَ نَعَمْ فَهُوَ اَحَقُّ بِالْوَفَاءِ. (رَوَاهُ النَّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે એક સ્ત્રીએ હજની નઝ્ર માની હતી, તે મૃત્યુ પામી તો તેનો ભાઈ રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થયો અને મામલો પૂછ્યો. આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, જો તારી બહેન પર કરજ હોત તો શું તું અદા ન કરતો ?'' તેણે કહ્યું, ''હા, હે અલ્લાહના રસૂલ ﷺ!'' આપ ﷺએ ફરમાવ્યું, ''તો પછી અલ્લાહનું કરજ અદા કરો અને અલ્લાહ એ વાતનો વધારે હકદાર છે કે તેનું કરજ અદા કરવામાં આવે.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.[૫]

૪. કિતાબુલ હજ, પ્રકરણ : અલ હજ વલ નઝૂર અનિલ મય્યત વ...
૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ હજ અનિલ મય્યત વલ્લઝી નઝ્ર અન યહજ્જ.

# حُرْمَةِ مَكَّةِ الْمُكَرَّمَةِ

# મક્કા મુકર્રમાની હુરમતના મસાઈલ

<u>મસ્લા - ૩૮૨ :</u> મક્કા શહેરને અલ્લાહ તઆલાએ જમીન અને આકાશના સર્જનના દિવસથી જ પ્રતિષ્ઠિત બનાવેલ છે.

<u>મસ્લા - ૩૮૩ :</u> હરમે મક્કાની સીમાઓમાં કોઈ જાનવરનો શિકાર કરવાની, શિકારને દોડાવવાની અથવા તેનો પીછો કરવાની મનાઈ છે.

<u>મસ્લા - ૩૮૪ :</u> હરમે મક્કામાં આપોઆપ ઊગવાવાળા વૃક્ષો, છોડવાઓ અને હરિયાળી ઘાસને કાપવાની મનાઈ છે.

عَنِ ابْنِ عَبَّاسٍ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ ... يَوْمَ الْفَتْحِ فَتْحِ مَكَّةَ - اِنَّ هٰذَا الْبَلَدَ حَرَّمَهُ اللهُ يَوْمَ خَلَقَ السَّمٰوَاتِ وَ الْعَرْضَ فَهُوَ حَرَامٌ بِحُرْمَةِ اللهِ اِلٰى يَوْمِ الْقِيَامَةِ وَ اِنَّهُ لَمْ يَحِلَّ الْقِتَالُ فِيْهِ لَا حَدٍ قَبْلِىْ وَ لَمْ يَحِلَّ لِىْ اِلَّا سَاعَةً مِنْ نَهَارٍ فَهُوَ حَرَامٌ بِحُرْمَةِ اللهِ اِلٰى يَوْمِ الْقِيَامَةِ لَا يُعْضَدُ شَوْكُهُ وَ لَا يُنَفَّرُ صَيْدُهُ وَ لَا يَلْتَقِطُ اِلَّا مَنْ عَرَّفَهَا وَ لَا يُخْتَلٰى خَلَاهَ . فَقَالَ الْعَبَّاسُ يَا رَسُوْلَ اللهِ ﷺ اِلَّا الْاِذْخِرَ فَاِنَّهُ لِقَيْنِهِمْ وَلِبُيُوْتِهِمْ فَقَالَ - اِلَّا الْاِذْخِرَ . (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફત્હે-મક્કાના દિવસે ફરમાવ્યું, ''નિ:શંક, અલ્લાહ તઆલાએ જમીન અને આકાશના સર્જનના દિવસથી જ આ શહેરને મુહતરમ (પ્રતિષ્ઠિત) ઠરાવ્યું છે અને તે અલ્લાહે ઠરાવેલ હુરમતથી કયામત સુધી મુહરતમ રહેશે. મારાથી અગાઉ કોઈના માટે પણ આ શહેરમાં કિતાલ (સશસ્ત્ર યુદ્ધ) હલાલ (વૈધ) નથી અને મારા માટે પણ દિવસની એક પળ માટે હલાલ થયું હતું. આમ, તે અલ્લાહ તઆલાએ સ્થાપિત કરેલ હુરમત હેઠળ કયામત સુધી એહતેરામને લાયક) પ્રતિષ્ઠિત શહેર છે. તેથી આ (માં આપોઆપ ઊગેલા વૃક્ષો)નો કાંટો પણ તોડવામાં ન આવે, ન તેમાં શિકારને દોડાવવામાં આવે, ન તેમાં નીચે પડેલી વસ્તુને ઉઠાવવામાં આવે; હા, અલબત્ત એ વ્યક્તિ ઉઠાવી શકે છે જે તેને (માલિક સુધી) પહોંચાડે, ન તેની (આપોઆપ ઊગેલી) લીલી ઘાસ કાપવામાં આવે.'' હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ ﷺએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! ઇઝખિર (સૂકાયેલી ઘાસ) (ની પરવાનગી આપી દો) કે તેનો લોકોના ચૂલાઓ (માં બાળવા માટે) અને ઘરોમાં

(છત પર નાખવા માટે) ઉપયોગ થાય છે." ત્યારે આપ ﷺએ ફરમાવ્યું, "તેની પરવાનગી છે." આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૩૮૫ : હરમે મક્કાની હદોનું નિર્ધારણ હઝરત ઈબ્રાહીમ عليه السلام અને હરમે મદનીની હદોનું નિર્ધારણ રસૂલે અકરમ ﷺએ કરેલ છે.**

عَنْ رَافِعِ بْنِ خَدِيْجٍ رضي الله عنه قَالَ: رَسُوْلُ اللهِ ﷺ إِنَّ إِبْرَاهِيْمَ عليه السلام حَرَّمَ مَكَّةَ وَإِنِّيْ أُحَرِّمُ مَا بَيْنَ لَابَتَيْهَا - يُرِيْدُ الْمَدِيْنَةَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત રાફેઅ બિન ખદીજ رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "હઝરત ઈબ્રાહીમ عليه السلامએ મક્કાને હરમ ઠરાવ્યું અને હું કાળા પથ્થરોવાળી ટીલાઓ દરમ્યાનની જગ્યા અર્થાત્ મદીનાને હરમ ઠેરવું છું." આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૨)

**સ્પષ્ટીકરણ :** અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઈબ્રાહીમ عليه السلامએ હરમે મક્કાની જે હદો નિર્ધારિત કરી હતી તે આ પ્રમાણે છે : ઉત્તર તરફ મક્કા મુકર્રમાથી ચાર માઈલ (તનઈમ સુધી), પૂર્વ તરફ મક્કા મુકર્રમાથી આશરે દસ માઈલ (જઅ્રાના સુધી), ઉત્તર-પૂર્વ તરફ મક્કા મુકર્રમાથી આશરે નવ માઈલ (વાદીએ નખલા સુધી), પશ્ચિમ તરફ મક્કા મુકર્રમાથી આઠ માઈલ હુદૈબિયા (નવું નામ શુમૈસી) સુધી. સરકારે નિશાનીના રૂપમાં ચારે દિશાઓમાં ઉલ્લેખિત સ્થળો પર સ્તંભો બનાવેલા છે.

**મસ્લા - ૩૮૬ : મક્કા મુકર્રમા અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺનું અત્યંત પ્રિય શહેર છે.**

عَنْ عَبْدِ اللهِ بْنِ عَدِيِّ بْنِ حَمْرَاءِ الزُّهْرِيِّ رضي الله عنه قَالَ رَأَيْتُ رَسُوْلَ اللهِ ﷺ وَاقِفًا عَلَى الْحَزْوَرَةِ فَقَالَ - وَاللهِ إِنَّكِ لَخَيْرُ أَرْضِ اللهِ وَأَحَبُّ أَرْضِ اللهِ إِلَى اللهِ وَلَوْ لَا أَنِّيْ أُخْرِجْتُ مِنْكِ مَا خَرَجْتُ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અદી હમરા رضي الله عنه કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને હઝવરહ પર ઊભા રહીને એમ ફરમાવતા જોયા છે કે, "અલ્લાહના સોગંદ ! (હે મક્કા !) તુ અલ્લાહની તમામ જમીનથી વધારે શ્રેષ્ઠ છે અને અલ્લાહને સૌથી વધારે પ્રિય છે. જો મને અહીંથી કાઢી મૂકવામાં ન આવતો હું કદી ન નીકળતો." આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૩)

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : તહરીમ સય્યદિ મક્કતુ વ તહરીમ સય્યિદહા.
૨. અબ્વાબુલ મનાકિબ, પ્રકરણ : ફઝલુલ મદીનતુ વ દઆ...
૩. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલુલ ફી મક્કહ.

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ : رَسُوْلُ اللهِ ﷺ لِمَكَّةَ - مَا اَطْيَبَكِ مِنْ بَلَدٍ وَّاَحَبَّكِ اِلَيَّ وَ لَوْلَا اَنَّ قَوْمِيْ اَخْرَجُوْنِيْ مِنْكِ مَا سَكَنْتُ غَيْرَكِ ـ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ મક્કાને સંબોધતા ફરમાવ્યું, ''તું કેટલું સુંદર શહેર છે. મને સૌથી વધારે પ્રિય છે. જો મારી કોમ મને ન નીકાળતી તો હું તારા સિવાય કોઈ અન્ય જગ્યાએ રહેવાનું પસંદ ન કરતો.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૪]

**મસ્લા - ૩૮૭ : દજ્જાલ મક્કા અને મદીનામાં દાખલ નહીં થઈ શકે.**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - لَيْسَ مِنْ بَلَدٍ اِلَّا سَيَطَؤُهُ الدَّجَّالُ اِلَّا مَكَّةَ وَالْمَدِيْنَةَ وَ لَيْسَ نَقْبٌ مِنْ اَنْقَابِهَا اِلَّا عَلَيْهِ الْمَلَائِكَةُ صَافِّيْنَ تَحْرُسُهَا ـ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અનસ બિન માલિક رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''કોઈ શહેર એવું નથી, જેમાં દજ્જાલ પસાર ન થાય, સિવાય મક્કા અને મદીનાના. તેના તમામ રસ્તાઓ પર ફરિશ્તાઓ કતારબદ્ધ પહેરો આપી રહ્યા છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૫]

**મસ્લા - ૩૮૮ : મક્કા મુકર્રમામાં જરૂરત વગર હથિયાર લઈને જવાની મનાઈ છે.**

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ - لَا يَحِلُّ لِاَحَدِكُمْ اَنْ يَحْمِلَ بِمَكَّةَ السِّلَاحَ ـ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર رضي الله عنه કહે છે કે મેં નબી અકરમ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે કોઈ વ્યક્તિ માટે મક્કામાં હથિયાર ઉઠાવવું જાઈઝ નથી. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૬]

**મસ્લા - ૩૮૯ : મક્કા મુકર્રમાની મસ્જિદે હરામમાં એક નમાઝ અદા કરવાનો સવાબ એક લાખ નમાઝ બરાબર છે.**

عَنْ جَابِرٍ رضي الله عنه قَالَ : رَسُوْلُ اللهِ ﷺ - صَلَاةٌ فِيْ مَسْجِدِيْ اَفْضَلُ مِنْ اَلْفِ صَلَاةٍ فِيْمَا سِوَاهُ اِلَّا الْمَسْجِدَ الْحَرَامَ وَ صَلَاةٌ فِي الْمَسْجِدِ الْحَرَامِ اَفْضَلُ مِنْ مِائَةِ اَلْفِ صَلَاةٍ فِيْهِ سِوَاهُ ـ (رَوَاهُ اَحْمَدُ) صحيح

---

૪. અબ્વાબુલ મનાકિબ : પ્રકરણ : ફી ફઝલુલ મક્કહ.
૫. કિતાબુલ ફતન, પ્રકરણ : કિસ્સતુલ જસાસહ.
૬. કિતાબુલ હજ, પ્રકરણ : અન્-નહિ મિન હમલુલ સલાહ બમક્કત મિન ગૈર હાજત.

હઝરત જાબિર ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''મારી મસ્જિદમાં નમાઝ અદા કરવાનો અજ્ર (બીજી મસ્જિદોની સરખામણીમાં) હજાર ગણો વધારે છે, સિવાય મસ્જિદે હરામના અને મસ્જિદે હરામમાં એક નમાઝનો સવાબ (બીજી મસ્જિદોની સરખામણીમાં) એક લાખ ગણો વધારે છે.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૭)

**મસ્લા - ૩૯૦: દુનિયામાં સૌપ્રથમ મક્કા મુકર્રમાની મસ્જિદ, મસ્જિદે હરામનું નિર્માણ કરવામાં આવ્યું.**

عَنْ اَبِیْ ذَرٍ ﷺ قَالَ قُلْتُ یَا رَسُوْلَ اللّٰہِ ﷺ اَیُّ مَسْجِدٍ وُضِعَ فِی الْاَرْضِ اَوَّلُ ؟ قَالَ - اَلْمَسْجِدُ الْحَرَامُ۔ قُلْتُ : ثُمَّ اَیٌّ ؟ قَالَ - اَلْمَسْجِدُ الْاَقْصٰی۔ قُلْتُ : کَمْ بَیْنَهُمَا ؟ قَالَ - اَرْبَعُوْنَ سَنَةً وَ اَیْنَمَا اَدْرَکَتْكَ الصَّلَاةُ فَصَلِّ فَهُوَ مَسْجِدٌ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂઝર ﷺ કહે છે કે મેં અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! જમીન પર સૌપ્રથમ કઈ મસ્જિદનું નિર્માણ કરવામાં આવ્યું?'' આપ ﷺએ ફરમાવ્યું, ''મસ્જિદે હરામ.'' મેં અરજ કરી, ''તેના પછી કઈ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''મસ્જિદે અક્સા.'' મેં અરજ કરી, ''આ બંનેના નિર્માણ દરમ્યાન કેટલો સમયગાળો છે?'' આપ ﷺએ ફરમાવ્યું, ''ચાળીસ વર્ષ! અને તને જ્યાં પણ નમાઝનો સમય થઈ જાય ત્યાં નમાઝ પઢી લે. તે જગ્યા મસ્જિદ (જ) છે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૮)

**મસ્લા - ૩૯૧: મક્કા મુકર્રમાની મસ્જિદ, મસ્જિદે હરામ, નમાઝ માટે મનાઈ કરવામાં આવેલ સમયથી અપવાદરૂપ છે.**

عَنْ جُبَیْرِ بْنِ مُطْعِمٍ ﷺ اَنَّ النَّبِیَّ ﷺ قَالَ - یَا بَنِیْ عَبْدِ مَنَافٍ لَا تَمْنَعُوْا اَحَدًا طَافَ بِهٰذَا الْبَیْتِ وَ صَلّٰی اٰیَةَ سَاعَةٍ شَاءَ مِنْ لَیْلٍ اَوْ نَهَارٍ۔ (رَوَاهُ التِّرْمِذِیُّ) صحیح

હઝરત જુબૈર બિન મુત્અમ ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''હે બનૂ અબ્દે મનાફ! બૈતુલ્લાહ શરીફનો તવાફ કરવા અને નમાઝ પઢવાથી કોઈને મનાઈ ન કરો, ચાહે દિવસ અને રાતની કોઈપણ ક્ષણ હોય.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૯)

૭. સહીહ જામેઅ સગીર, લિલ અલબાની, હદીસ નં. ૩૭૩૨.
૮. કિતાબુલ મસાજિદ વ મવાઝેઉસ્સલાત, પ્રકરણ : અલ મસાજિદ વ મવાઝેઉસ્સલાત.
૯. અબ્વાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફીસ્સલાત બઅ્દલ અસ્ર વ બઅ્દસ્સુબ્હ લિમન યતરફ.

# حُرْمَةُ مَدِيْنَةِ الْمُنَوَّرَةِ

# મદીના મુનવ્વરાની હુરમતના મસાઈલ

**મસ્લા - ૩૯૨ : મદીના મુનવ્વરા પણ મક્કા મુકર્રમાની જેમ હુરમતવાળું સ્થળ છે, જેમાં વૃક્ષ કાપવાની, શિકાર કરવાની મનાઈ છે.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૩૮૫ માં જુઓ.

**મસ્લા - ૩૯૩ : મદીના મુનવ્વરાનું બીજું નામ 'તાબા' છે, જે સ્વયં અલ્લાહ તઆલાએ રાખ્યું છે.**

عَنْ جَابِرِ بْنِ سَمُرَةَ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ - اِنَّ اللهَ تَعَالٰى سَمّٰى الْمَدِيْنَةَ طَابَةً۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન સમુરા રદિ. કહે છે કે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે અલ્લાહ તઆલાએ મદીનાનું નામ 'તાબા' રાખ્યું છે. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૩૯૪ : મદીના મુનવ્વરામાં તાઊન (પ્લેગ)ની બીમારી ક્યારેય નહીં ફેલાય અને તેમાં દજ્જાલ દાખલ નહીં થઈ શકે.**

عَنْ اَبِیْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - عَلٰى اَنْقَابِ الْمَدِيْنَةِ مَلَائِكَةٌ لَّا يَدْخُلُهَا الطَّاعُوْنُ وَلَا الدَّجَّالُ۔ (رَوَاهُ الْبُخَارِیُّ)

હઝરત અબૂ હુરૈરા રદિ. કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''મદીનાના રસ્તાઓ પર ફરિશ્તાઓ નિયુક્ત છે, આમાં ન ક્યારેય પ્લેગ ફેલાઈ શકે છે, ન દજ્જાલ દાખલ થઈ શકે છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા - ૩૯૫ : મદીનામાં મોત સુધી સતત રોકાણ રસૂલુલ્લાહ ﷺની શફાઅતનું કારણ છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - مَنِ اسْتَطَاعَ اَنْ يَّمُوْتَ بِالْمَدِيْنَةِ فَلْيَمُتْ بِهَا فَاِنِّیْ اَشْفَعُ لِمَنْ يَّمُوْتُ بِهَا ۔ (رَوَاهُ التِّرْمِذِیُّ) صحيح

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : અલ મદીનત તનફી ખબતહા વ તસ્મી...

૨. કિતાબુલ ફઝાઈલુલ મદીનહ, પ્રકરણ : લા યદખુલૂલ દજ્જાલુલ મદીનહ.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ મદીના મુનવ્વરામાં મરી શકતો હોય (અર્થાત્ અહીં આવીને મૃત્યુ સુધી રોકાણ કરી શકતો હોય) તેણે જરૂર મદીનામાં મરવું જોઈએ, કેમ કે હું એ વ્યક્તિ માટે સિફારિશ કરીશ, જે મદીનામાં મરશે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૩)

**મસ્લા - ૩૯૬ : મદીના મુનવ્વરામાં મક્કા મુનવ્વરાની તુલનામાં બે ગણી બરકત મૂકવામાં આવી છે.**

عَنْ اَنَسٍ رضي الله عنه عَنِ النَّبِيِّ ﷺ قَالَ - اَللّٰهُمَّ اجْعَلْ بِالْمَدِيْنَةِ ضِعْفَيْ جَعَلْتَ بِمَكَّةَ مِنَ الْبَرَكَةِ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અનસ ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''હે અલ્લાહ ! મક્કાને તેં જેટલી બરકત પ્રદાન કરી છે, મદીનાને તેનાથી બે ગણી બરકત પ્રદાન કર.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૪)

**મસ્લા - ૩૯૭ : મદીનામાં મુસીબતો અને અજમાયશો પર સબ્ર (ધૈર્ય) રાખવાવાળા માટે રસૂલુલ્લાહ ﷺ કયામતના દિવસે સિફારિશ કરશે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ يَقُوْلُ - مَنْ صَبَرَ عَلٰى لَاْوَائِهَا كُنْتُ لَهٗ شَفِيْعًا اَوْ شَهِيْدًا يَوْمَ الْقِيَامَةِ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺ કહે છે કે મેં રસૂલુલ્લાહ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે જેણે (મદીનામાં રોકાણ દરમ્યાન આવનાર) મુશ્કેલીઓ અને મુસીબતો પર ધૈર્ય રાખ્યું, કયામતના દિવસે હું તે (ના ઈમાન)ની ગવાહી આપીશ. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૫)

**મસ્લા - ૩૯૮ : મદીના મુનવ્વરામાં કયામત સુધી ઈમાનવાળાઓ બાકી રહેશે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ - اِنَّ الْاِيْمَانَ لَيَاْرِزُ اِلَى الْمَدِيْنَةِ كَمَا تَاْرِزُ الْحَيَّةُ اِلٰى جُحْرِهَا۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

૩. અબ્વાબુલ મનાકિબ, પ્રકરણ : માજા-અ ફી ફઝલુલ મદીનહ.

૪. કિતાબુલ ફઝાઈલુલ મદીનહ.

૫. કિતાબુલ હજ, પ્રકરણ : અત્તરગીબ ફી સકના અલ મદીનહ.

''(કયામત નજીક હશે ત્યારે) ઈમાન મદીનામાં સમેટાઈને એ જ રીતે પાછું આવી જશે જે રીતે સાપ ફડફડીને પોતાના દરમાં પાછો આવી જાય છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૬)

**<u>મસ્લા - ૩૯૯ :</u> મદીના મુનવ્વરાના પહાડ 'ઉહદ'થી પણ રસૂલુલ્લાહ ﷺ ને પ્રેમ હતો.**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رضي الله عنه قَالَ خَرَجْتُ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ اِلٰى خَيْبَرَ اَخْدُمُهٗ فَلَمَّا قَدِمَ النَّبِيُّ رَاجِعًا وَبَدَا لَهٗ اُحُدٌ قَالَ - هٰذَا جَبَلٌ يُحِبُّنَا وَ نُحِبُّهٗ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અનસ બિન માલિક رضي الله عنه કહે છે કે મેં ખૈબર જવા માટે નબી અકરમ ﷺ ની સાથે (ઘરથી નીકળ્યો), ત્યાં ખૈબરમાં આપ ﷺ ની સેવા કરતો રહ્યો. નબી અકરમ ﷺ ખૈબરથી મદીના પાછા ફર્યા, ઉહદ પહાડ જોવાયો તો ફરમાવ્યું, ''આ પહાડ એ છે જે મારાથી પ્રેમ કરે છે અને હું તેને પ્રેમ કરું છું.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૭)

**<u>મસ્લા - ૪૦૦ :</u> મદીના મુનવ્વરાની ખજૂર (અજવા) જન્નતનું ફળ છે, જેમાં ઝેર અને જાદૂ માટે શિફા (રોગ-નિવારણ) મૂકવામાં આવેલ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - اَلْعَجْوَةُ مِنَ الْجَنَّةِ وَ فِيْهَا شِفَاءٌ مِّنَ السُّمِّ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબૂ હુરૈરા رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''અજવા ખજૂર જન્નતનું ફળ છે અને તેમાં ઝેર માટે શિફા છે. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૮)

عَنْ سَعِيْدِ بْنِ وَقَّاصٍ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - مَنْ تَصَبَّحَ كُلَّ يَوْمٍ سَبْعَ تَمَرَاتٍ عَجْوَةً لَمْ يَضُرُّهٗ فِيْ ذٰلِكَ الْيَوْمَ سُمٌّ وَ لَا سِحْرٌ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત સઅદ બિન વક્કાસ رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''જે વ્યક્તિ દરરોજ સવારના સમયે સાત નંગ અજવા ખજૂર ખાશે તેને એ દિવસે ઝેર અને જાદૂ નુકસાન નહીં પહોંચાડી શકે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૯)

**<u>મસ્લા - ૪૦૧ :</u> મદીના મુનવ્વરામાં દાખલ થતાં પહેલા વુઝૂ કે ગુસ્લ કરવું સુન્નતથી સાબિત નથી.**

---

૬. કિતાબુલ ફઝાઈલુલ મદીનહ, પ્રકરણ : અઈ ઈમાન યારઝ ઈલલ મદીનહ.
૭. કિતાબુલ જિહાદ, પ્રકરણ : અલ ખિદમત ફીલ ગઝ્વ.
૮. કિતાબુત્તિબ, પ્રકરણ : માજા-અ ફીલ કમાત વલ અજવહ.
૯. કિતાબુલ અતઅમહ, પ્રકરણ : અલ અજવહ.

**મસ્લા - ૪૦૨ :** મદીના મુનવ્વરામાં ખુલ્લા પગે દાખલ થવું સુન્નતથી સાબિત નથી.

**મસ્લા - ૪૦૩ :** મદીના મુનવ્વરાની ઈમારતો દેખાય તો નિર્ધારિત શબ્દો

اَللّٰهُمَّ هٰذَا حَرَمُ نَبِيِّكَ

(અલ્લાહુમ્મ હાઝા હરમ નબિય્યુક...) પઢવું મસનૂન છે.

**મસ્લા - ૪૦૪ :** મદીના મુનવ્વરામાં દાખલ થતી વખતે –

بِسْمِ اللّٰهِ وَ عَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ رَبِّ اَدْخِلْنِيْ مُدْخَلَ صِدْقٍ
وَّ اَخْرِجْنِيْ مُخْرَجَ صِدْقٍ وَّاجْعَلْ لِّيْ مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيْرًا

(બિસ્મિલ્લાહિ વ અલા મિલ્લતિ રસૂલિલ્લાહિ રબ્બી અદ્‌ખિલ્ની મુદ્‌ખલ સિદ્‌કિંવ્‌-વ અખ્‌રિજ્ની મુખ્‌રજ સિદ્‌કિંવ્‌ વજ્‌અલ્‌ લી મિંલ્લદુન્ક સુલ્તાનન્‌ નસીરા) પઢવું સુન્નતથી સાબિત નથી.

# زِيَارَةُ مَسْجِدِ النَّبِيِّ ﷺ

# મસ્જિદે નબવી ﷺની ઝિયારતના મસાઈલ

**મસ્લા - ૪૦૫ : મસ્જિદે નબવી ﷺની ઝિયારત કરવા અને તેમાં નમાઝ પઢીને વધારે અજ્ર અને સવાબ પ્રાપ્ત કરવાની નિયતથી મદીનાનો સફર કરવો મસનૂન છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه يَبْلُغُ بِهِ النَّبِيَّ ﷺ - لَا تُشَدُّ الرِّحَالُ اِلَّا اِلٰى ثَلَاثَةِ مَسَاجِدَ مَسْجِدِيْ هٰذَا وَ مَسْجِدِ الْحَرَامِ وَ مَسْجِدِ الْاَقْصٰى۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ હુરૈરા رضي الله عنه રસૂલુલ્લાહ ﷺથી રિવાયત કરે છે કે, ''ત્રણ મસ્જિદો સિવાય કોઈ અન્ય મસ્જિદનો (વધારે સવાબ પ્રાપ્ત કરવાની નિયતથી) સફર ન કરવામાં આવે — ૧. મસ્જિદે નબવી ૨. મસ્જિદે હરામ, અને ૩. મસ્જિદે અકસા.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા - ૪૦૬ : મસ્જિદે નબવી ﷺમાં નમાઝનો સવાબ મસ્જિદે હરામ સિવાય બાકીની તમામ મસ્જિદોથી હજાર ગણો વધારે છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما عَنِ النَّبِيِّ ﷺ قَالَ - صَلَاةٌ فِيْ مَسْجِدِيْ هٰذَا اَفْضَلُ مِنْ اَلْفِ صَلَاةٍ فِيْمَا سِوَاهُ اِلَّا الْمَسْجِدَ الْحَرَامَ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''મારી મસ્જિદમાં નમાઝનો સવાબ બાકી મસ્જિદોની સરખામણીમાં હજાર ગણો વધારે છે, સિવાય મસ્જિદે હરામના.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**મસ્લા - ૪૦૭ : મસ્જિદે નબવી ﷺમાં દાખલ થતી અને નીકળતી વખતે સામાન્ય મસ્જિદોની દુઆ માગવી મસનૂન છે.**

عَنْ اَبِيْ حُمَيْدٍ اَوْ عَنْ اَبِيْ اُسَيْدٍ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ - اِذَا دَخَلَ اَحَدُكُمُ الْمَسْجِدَ فَلْيَقُلْ - اَللّٰهُمَّ افْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ، وَ اِذَا خَرَجَ فَلْيَقُلْ - اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ مِنْ فَضْلِكَ۔ (رَوَاهُ مُسْلِمٌ)

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલુલ મસાજિદુલ સલાસ.

૨. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલુસ્સલાત બમસ્જિદી મક્કત વલ મદીનહ.

હઝરત અબૂ હમીદ અથવા અબૂ સઈદ ﷺથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ વ્યક્તિ મસ્જિદમાં દાખલ થાય, તો તે આ દુઆ માગે – **અલ્લાહુમ્મ-ફ્તહ્-લી અબ્વાબ રહમતિક** (હે અલ્લાહ ! મારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે). અને જ્યારે મસ્જિદમાંથી બહાર નીકળે તો આ દુઆ માગે – **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ફઝલિક** (હે અલ્લાહ ! હું તારા ફઝ્લનો તલબગાર છું.)'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા - ૪૦૮ :</u> મસ્જિદમાં દાખલ થયા પછી પહેલા તહિય્યતુલ મસ્જિદ અદા કરવી જોઈએ, પછી કબ્ર મુબારક પર હાજર થઈને દરૂદ અને સલામ પઢવા જોઈએ.**

عَنْ اَبِيْ قَتَادَةَ رضي الله عنه قَالَ دَخَلْتُ الْمَسْجِدَ وَ رَسُوْلُ اللهِ ﷺ جَالِسٌ بَيْنَ ظَهْرَانِي النَّاسِ قَالَ فَجَلَسْتُ فَقَالَ رَسُوْلُ اللهِ ﷺ - مَا مَنَعَكَ اَنْ تَرْكَعَ رَكْعَتَيْنِ قَبْلَ اَنْ تَجْلِسَ ؟ قَالَ : فَقُلْتُ يَا رَسُوْلَ اللهِ ﷺ رَاَيْتُكَ جَالِسًا وَ النَّاسُ، قَالَ - دَخَلَ اَحَدُكُمُ الْمَسْجِدَ فَلاَ يَجْلِسْ حَتّٰى يَرْكَعَ رَكْعَتَيْنِ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબૂ કતાદા ﷺ કહે છે કે હું મસ્જિદે નબવી (ﷺ)માં હાજર થયો અને રસૂલુલ્લાહ ﷺ સહાબા કિરામ ﷺના વચ્ચે બેસેલા હતા. હું પણ તેમના પાસે બેસી ગયો. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''બેસતાં પહેલા બે રકા'ત (તહિય્યતુલ મસ્જિદ) પઢવાથી તમને કઈ વસ્તુએ રોક્યા ?'' હઝરત અબૂ કતાદા ﷺએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! મેં આપને અને લોકોને બેસેલા જોયા (તો હું પણ બેસી ગયો).'' આપ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ વ્યક્તિ મસ્જિદમાં આવે તો ત્યાં સુધી ન બેસે જ્યાં સુધી બે રકા'ત (તહિય્યતુલ મસ્જિદ) અદા ન કરી લે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૪)

**<u>મસ્લા - ૪૦૯ :</u> મસ્જિદે નબવી ﷺમાં જો રવઝતુજજન્નહમાં ઈબાદત કરવાની તક મળી જાય તો તે વધારે અજ્ર અને સવાબનું કારણ છે.**

عَنْ اَبِيْ هُرَيْرَةَ رضي الله عنه عَنِ النَّبِيِّ ﷺ - مَا بَيْنَ بَيْتِيْ وَ مِنْبَرِيْ رَوْضَةٌ مِّنْ رِيَاضِ الْجَنَّةِ وَ مِنْبَرِيْ عَلٰى حَوْضِيْ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત અબૂ હુરૈરા ﷺથી રિવાયત છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''મારા

૩. કિતાબુલ મસાજિદ, પ્રકરણ : મા યકૂલ ઈઝા દખલલ મસ્જિદ.
૪. કિતાબુસ્સલાતુલ મુસાફિરીન, પ્રકરણ : મા યકૂલ ઈઝા દખલુલ મસ્જિદ.

હુજરા અને મિમ્બરની વચ્ચેવાળી જગ્યા જન્નતના બાગોમાંથી એક બાગ છે અને મારું મિમ્બર મારા હૌઝ પર સ્થિત છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.(૫)

**સ્પષ્ટીકરણ :** રિયાઝુજ્જન્નહને સફેદ સંગે મરમરના સ્તંભો અને સફેદ જાજમોથી અલગ તારવી લેવામાં આવેલ છે. આ જગ્યાનું બીજું નામ 'રવ્ઝા શરીફ' છે અને જ્યાં આપ ﷺની કબ્ર મુબારક છે. તેને હુજરા શરીફ કહેવામાં આવે છે.

**<u>મસ્લા - ૪૧૦:</u> નિફાક અને જહન્નમથી છુટકારા માટે મસ્જિદે નબવી ﷺમાં ચાળીસ નમાઝો પૂરી કરવાનો પ્રબંધ કરવો સહીહ હદીસોથી સાબિત નથી.**

**સ્પષ્ટીકરણ :** من صلى فى مسجدى اربعين صلاة لا يفرته صلاة كتبت له براة من النار ونجاة من العذاب وبراة من النفاق۔

(અનુવાદ : જે વ્યક્તિએ મારી મસ્જિદમાં કજા કર્યા વગર (લગાતાર) ચાળીસ નમાઝો અદા કરે, તેના માટે આગથી મુક્તિ, અઝાબથી છુટકારો અને નિફાકથી સુરક્ષા લખી લેવામાં આવશે.) તબરાનીની આ હદીસ અને આજ વિષયની તિરમિઝી અને ઈબ્ને માજાની હદીસો ઝઈફ છે. વિગત માટે જુઓ — *'સિલસિલહ અહાદીસ અલ-ઝઈફહ વલ-મવ્ઝૂઅહ લિલ અલબાની' ભા-૧, હદીસ નં. ૩૬૪.*

**<u>મસ્લા - ૪૧૧ :</u> મસ્જિદે નબવી ﷺની ઝિયારત પછી ઊલ્ટા પગે પાછા આવવું સુન્નતથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૪૧૨ :</u> મસ્જિદે નબવીમાં દરેક નમાઝ પછી ઊંચા અવાજથી اَلسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللهِ (અસ્સલામુ અલઈક યા રસૂલલ્લાહ' કહેવું સુન્નતથી સાબિત નથી.**

૫. કિતાબુસ્સલાત ફી મસ્જિદ મક્કહ વલ મદીનહ.

# زِيَارَةُ قَبْرِ النَّبِيِّ صلى الله عليه وآله وسلم

# કબ્ર મુબારક ﷺની ઝિયારતના મસાઈલ

**મસ્લા - ૪૧૩: આપ ﷺની કબ્ર મુબારકની ઝિયારતની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરવો જાઈઝ નથી.**

**સ્પષ્ટીકરણ :** હદીસ મસ્લા - ૪૦૫ માં જુઓ.

**મસ્લા - ૪૧૪: મસ્જિદે નબવી ﷺની ઝિયારત પછી રસૂલે અકરમ ﷺની કબ્ર મુબારકની ઝિયારત કરવી મુસ્તહબ છે.**

**મસ્લા - ૪૧૫: કબ્ર મુબારકની સામે બાઅદબ ઊભા રહીને ધીમા અવાજથી اَلسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللهِ 'અસ્સલામુ અલઈક યા રસૂલુલ્લાહ' કહીને સલામ કહેવા જોઈએ.**

عَنْ نَافِعٍ رحمه الله اَنَّ ابْنَ عُمَرَ رضي الله عنه كَانَ اِذَا قَدِمَ مِنْ سَفَرٍ دَخَلَ الْمَسْجِدَ ثُمَّ اَتَى الْقَبْرَ فَقَالَ : اَلسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللهِ، اَلسَّلَامُ عَلَيْكَ يَا اَبَابَكْرٍ، اَلسَّلَامُ عَلَيْكَ يَا اَبَتَاهُ. (رَوَاهُ الْبَيْهَقِيُّ) صحيح

હઝરત નાફેઅ رحمه اللهથી રિવાયત છે કે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما સફરથી પાછા આવીને મસ્જિદે નબવી તશરીફ લાવ્યા તો (તહિય્યતુલ મસ્જિદ અદા કર્યા પછી) કબ્ર મુબારક પર હાજર થતા અને આ રીતે સલામ કરતા اَلسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللهِ **(અસ્સલામુ અલઈક યા રસૂલલ્લાહ)** - (પછી જ્યારે હઝરત અબૂબક્ર સિદીક رضي الله عنهને આ રીતે સલામ કરતા) اَلسَّلَامُ عَلَيْكَ يَا اَبَابَكْرٍ **(અસ્સલામુ અલઈક યા અબાબક્ર)** - (પછી હઝરત ઉમર رضي الله عنهને આ શબ્દોમાં સલામ કરતા) اَلسَّلَامُ عَلَيْكَ يَا اَبَتَاهُ - **(અસ્સલામુ અલઈક યા અબતાહ)**. આને બયહકીએ રિવાયત કરેલ છે.(૧)

**સ્પષ્ટીકરણ :** સલામ માટે તશહ્હુદના આ શબ્દો اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللهِ وَبَرَكَاتُهُ કહેવું પણ સાચું છે.

**મસ્લા - ૪૧૬: કબ્ર મુબારક પર સલામ કહ્યા પછી દરૂદ શરીફ પઢવું પણ મુસ્તહબ છે.**

---

૧. ફઝલસ્સલાત અલન્-નબી લિલ ઈમામ ઈસ્માઈલ બિન ઈસ્હાક અલજહઝમી, હદીસ નં. ૧૦૦

عَنْ عَبْدِ اللّٰهِ بْنِ دِيْنَارٍ ﷺ قَالَ رَاَيْتُ عَبْدَ اللّٰهِ بْنَ عُمَرَ ﷺ يَقِفُ عَلٰى قَبْرِ النَّبِيِّ (ﷺ) فَيُصَلِّيْ عَلَى النَّبِيِّ ﷺ وَ عَلٰى اَبِيْ بَكْرٍ وَ عُمَرَ ﷺ. (رَوَاهُ مَالِكٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન દીનાર ﷺ ફરમાવે છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બીન ઉમર ﷺને નબી અકરમ ﷺની કબ્ર મુબારક પર ઊભા થઈને નબી અકરમ ﷺ, હઝરત અબૂબક્ર સિદ્દીક ﷺ અને હઝરત ઉમર ﷺ પર દરૂદ શરીફ પઢતાં જોયા છે. આને માલિકે રિવાયત કરેલ છે.(૨)

**સ્પષ્ટીકરણ :** હઝરત અબૂબક્ર ﷺ અને હઝરત ઉમર ﷺ પર દરૂદ મોકલવાનો અર્થ તેમના માટે દુઆ કરવી છે.

**<u>મસ્લા - ૪૧૭:</u> નબી ﷺ પર દરૂદ મોકલવા માટે મસનૂન શબ્દો નીચે પ્રમાણે છે.**

عَنْ كَعْبِ بْنِ عُجْرَةَ ﷺ قَالَ قِيْلَ يَا رَسُوْلَ اللّٰهِ ﷺ اَمَّا السَّلَامُ عَلَيْكَ فَقَدْ عَرَفْنَاهُ فَكَيْفَ الصَّلَاةُ عَلَيْكَ ؟ قَالَ : قُوْلُوْا - اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ (ﷺ) وَ عَلٰى آلِ مُحَمَّدٍ (ﷺ) كَمَا صَلَّيْتَ عَلٰى اِبْرَاهِيْمَ (عليه السلام) وَ عَلٰى آلِ اِبْرَاهِيْمَ (عليه السلام) اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ (ﷺ) وعَلٰى آلِ مُحَمَّدٍ (ﷺ) كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ (عليه السلام) وَ عَلٰى آلِ اِبْرَاهِيْمَ (عليه السلام) اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત કઅબ બિન અજરા ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺથી અરજ કરવામાં આવી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! આપ પર સલામ કહેવાની રીત તો અમને ખબર છે, આપ પર દરૂદ કેવી રીતે મોકલવામાં આવે ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''કહો - **અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લઈત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્-મજીદ, અલ્લાહુમ્મ બારિક્ અલા મુહમ્મદિન્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્-મજીદ.** (કહો - હે અલ્લાહ ! મુહમ્મદ ﷺ અને આલે મુહમ્મદ ﷺ પર એ જ રીતે રહમત નાજિલ ફરમાવ જે રીતે તેં ઈબ્રાહીમ عليه السلام અને આલે ઈબ્રાહીમ عليه السلام પર નાઝિલ ફરમાવી હતી, નિઃશંક તુ સ્વયં પ્રશંસિત અને મહિમાવાન-યશસ્વી છે. હે અલ્લાહ ! મુહમ્મદ ﷺ અને આલે મુહમ્મદ ﷺ પર એ જ રીતે બરકતો નાઝિલ ફરમાવ જે રીતે તેં ઈબ્રાહીમ عليه السلام અને આલે ઈબ્રાહીમ عليه السلام પર બરકતો નાઝિલ ફરમાવી, નિઃશંક તુ સ્વયં પ્રશંસિત અને મહિમાવાન-યશસ્વી છે.) આને બુખારીએ રિવાયત કરેલ છે.(૩)

---

૨. કિતાબુસ્સલાત, પ્રકરણ માજા-અ ફીસ્સલાત અલન્ નબીય્યિ ﷺ.

૩. કિતાબુત્તફસીર, પ્રકરણ : કવલુહૂ અઝ વ જલ ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબિય્યિ ﷺ.

**મસ્લા - ૪૧૮ : રસૂલુલ્લાહ ﷺની કબ્ર મુબારક પર નમાઝની જેમ હાથ બાંધીને ઊભા થવું, રુકૂઅની જેમ ઝુકવું, સિજદો કરવો અથવા તિલાવત અને ઝિક્ર કરવા બેસવું, તેનો તવાફ કરવો, તેના તરફ મોઢું કરીને દુઆ કરવી અથવા નમાઝ પઢવાની મનાઈ છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - اَللّٰهُمَّ لَا تَجْعَلْ قَبْرِیْ وَثَنًا لَعَنَ اللهُ قَوْمًا اتَّخَذُوْا قُبُوْرَ اَنْبِیَائِهِمْ مَسَاجِدَ. (رَوَاهُ اَحْمَدُ) صحیح

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હે અલ્લાહ! મારી કબ્રને બૂત (મૂર્તિ, પ્રતિમા) ન બનાવજે. અલ્લાહ ત્આલાએ એ લોકો પર લા'નત ફરમાવી છે, જેમણે અંબિયાની કબરોને ઈબાદતગાહ બનાવી લીધી.'' આને અહમદે રિવાયત કરેલ છે.[૪]

**મસ્લા - ૪૧૯ : દરેક નમાઝ પછી દરૂદ અને સલામ માટે રસૂલે અકરમ ﷺની કબ્ર મુબારક પર હાજરી આપવાનો પ્રબંધ કરવો અને ત્યાં ખૂબ વાર સુધી ઊભા રહેવું યોગ્ય નથી.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - لَا تَجْعَلُوْا بُیُوْتَكُمْ قُبُوْرًا وَلَا تَجْعَلُوْا قَبْرِیْ عِیْدًا وَ صَلُّوْا عَلَیَّ صَلَاتَكُمْ تَبْلُغُنِیْ حَیْثُ كُنْتُمْ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحیح

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''પોતાના ઘરોને કબ્રસ્તાન ન બનાવો (અર્થાત્ ઘરોમાં નફિલ નમાઝ પઢો અને કુર્આન-મજીદની તિલાવત કરવાનું રાખો) અને મારી કબ્રને તહેવાર ન બનાવો અને મારા પર દરૂદ મોકલો, તમે જ્યાં પણ હશો તમારા દરૂદ મને પહોંચી જશે.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૫]

**મસ્લા - ૪૨૦ : સ્ત્રીઓનું ઝિયારત માટે વારંવાર નબી અકરમ ﷺની કબ્ર મુબારક પર આવવું પસંદગીપાત્ર નથી.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه اَنَّ رَسُوْلَ اللهِ ﷺ لَعَنَ زَوَّارَاتِ الْقُبُوْرِ. (رَوَاهُ التِّرْمِذِیُّ)

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ વારંવાર કબરોની ઝિયારત કરવાવાળી સ્ત્રીઓ પર લા'નત ફરમાવી છે. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૬]

૪. અહકામુલ જનાઈઝ, લિલ અલબાની, હદીસ નં. ૨૧૬.
૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઝિયારતુલ કુબૂર.
૬. અબ્વાબુલ જનાઈઝ, પ્રકરણ : કરાહિયતુ ઝિયારતુલ કુબૂર લિન્-નિસાઅ.

**મસ્લા - ૪૨૧ : કબ્ર મુબારકની ઝિયારતનું વાજિબ હોવું સહીહ હદીસોથી સાબિત નથી.**

## કબ્ર મુબારકની ઝિયારત વિશે ઝઈફ અને મૌઝૂઅ હદીસો

૧. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﵄થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે મારા મૃત્યુ પછી હજ કરી, પછી મારી કબરની ઝિયારત કરી, તેણે જાણે મારા જીવનમાં ઝિયારત કરી.'' આ તબરાની, દારે કુત્ની અને બયહકીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ મૌઝૂઅ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૪૭.

૨. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﵄ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે હજ કરી અને મારી (કબરની) ઝિયારત ન કરી તેણે મારા પર જુલ્મ કર્યો.'' આને દૈલમીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ મૌઝૂઅ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૪૫.

૩. હઝરત અનસ ﵁ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે મદીના આવીને સવાબની નિયતથી મારી (કબરની) ઝિયારત કરી, કયામતના દિવસે હું તેના માટે ગવાહી આપીશ અને સિફારિશ પણ કરીશ.'' આને બયહકીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ ઝઈફ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૫, હદીસ નં. ૫૬૧૯.

૪. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﵄ કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે મારી કબરની ઝિયારત કરી તેના માટે સિફારિશ કરવી મારા પર વાજિબ છે.'' આને બયહકીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ મૌઝૂઅ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૫, હદીસ નં. ૫૬૧૮.

૫. આલે ખત્તાબથી એક વ્યક્તિ રિવાયત કરે છે કે નબી અકરમ ﷺએ ફરમાવ્યું, ''જેણે ઈરાદાપૂર્વક મારી (કબરની) ઝિયારત કરી તે કયામતના દિવસે મારા સાથે હશે, જેણે મદીનામાં રોકાણ કર્યું અને તે દરમ્યાન આવનારી મુસીબતો પર ધૈર્ય રાખ્યું હું કયામતના દિવસે તેની ગવાહી આપીશ અને તેના માટે સિફારિશ કરીશ, જે વ્યક્તિ હરમે મક્કા અથવા હરમે મદીનામાંથી કોઈ એકમાં મૃત્યુ પામ્યો હશે અલ્લાહ તેને

કયામતના દિવસે જેમને શાંતિ પ્રદાન કરવામાં આવેલ છે એવા લોકોની સાથે ઉઠાવશે.'' આને બયહકીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ ઝઈફ છે. વિગત માટે જુઓ - મિશ્કાતુલ મસાબિહ, લિલ અલબાની, કિતાબુલ હજ, હરમુલ મદીનહ હરસા અલ્લાહ તઆલા, ભા-૩.

૬. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે એક જ વર્ષમાં મારી અને મારા પિતા ઈબ્રાહીમ عليه السلامની ઝિયારત કરી તે જન્નતમાં દાખલ થશે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ મૌઝૂઅ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૪૬.

૭. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જેણે ઈસ્લામની હાલતમાં હજ કરી અને મારી કબરની ઝિયારત કરી, જિહાદ કર્યો અને બૈતુલ મુકદસમાં મારા પર દરૂદ મોકલ્યો અલ્લાહ તઆલા ફર્ઝ કાર્યો (ફરાઈઝ)માં ભૂલ-ચૂક, ઊણપો-ખામીઓ કે બેદરકારી વિશે તેનાથી પૂછપરછ નહીં કરે.'' આને સખાવીએ રિવાયત કરેલ છે.

**સ્પષ્ટીકરણ :** આ હદીસ મૌઝૂઅ છે. વિગત માટે જુઓ - સિલસિલએ અહાદીસુલ ઝઈફહ વલ મૌઝૂઅહ લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૪.

## કબ્ર મુબારકની ઝિયારત વિશે એ બાબતો જે સુન્નતથી સાબિત નથી

૧. કબ્ર મુબારકની ઝિયારતની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરવો.

૨. મસ્જિદે નબવીમાં દાખલ થયા પછી તહિય્યતુલ મસ્જિદ અદા કર્યા વગર સીધા કબ્ર મુબારક પર ચાલ્યા જવું.

૩. કબ્ર મુબારક તરફ મોઢું કરીને દુઆ કરવી.

૪. બરકતની પ્રાપ્તિ માટે કબ્ર મુબારકની જાળીઓ, દીવાલો, દરવાજાઓને સ્પર્શ કરવો, ચૂમવું અથવા પોતાના શરીરથી લગાડવું.

૫. કબ્ર મુબારક પર ઊભા રહીને મસનૂન ન હોય એવા દરૂદ, જેમ કે દરૂદે તાજ, દરૂદે લખી, દરૂદે માહી, દરૂદે અકબર, દરૂદે મુકદસ અને દરૂદે તન્જીના વગેરે પઢવું.

૬. પોતાની હાજતો (જરૂરિયાતો) અને મુરાદો (ઈચ્છાઓ-અપેક્ષાઓ) કાગળ પર લખીને જાળીઓની અંદર ફેંકવું.

૭. કબ્ર મુબારક પર કુર્આન-ખ્વાની અથવા ના'ત-ખ્વાની માટે બેસવું.

૮. કબ્ર પર બેસીને મુરાકબા કરવું (ધ્યાન ધરવું).

૯. કબ્ર પર દરૂદો-સલામ પછી કુર્આન-મજીદની આયત وَلَوْ أَنَّهُمْ إِذْ ظَّلَمُوْا.... **વલવ્ અન્નહુમ્ ઈઝ્-ઝલમૂ...** તિલાવત કરીને આપ ﷺથી ઈસ્તગફારની દરખાસ્ત કરવી.

૧૦. દરૂદો-સલામ પઢ્યા પછી -

اَلشَّفَاعَةُ يَا رَسُوْلَ اللهِ اَلْاَمَانُ يَا رَسُوْلَ اللهِ اَتَوَسَّلُ بِكَ يَا رَسُوْلَ اللهِ بِجَاهِ مُحَمَّدٍ اشْفِنِيْ يَا اَللّٰهُ.

**અશ્-શફાઅતુ યા રસૂલલ્લાહિ, અલ અમાનુ યા રસૂલલ્લાહિ, અતવસ્સલુ બિક યા રસૂલલ્લાહિ, બજાહિ મુહમ્મદિશ્-ફિની યા અલ્લાહ** જેવા કલેમાઓ પઢવા.

૧૧. ભીડ હોવા છતાં દરૂદો-સલામ પઢવા માટે કબ્ર પર જવું.

૧૨. દુઆ કરતાં રસૂલુલ્લાહ ﷺને વસીલો બનાવવું.

૧૩. એ અકીદો (વિશ્વાસ) રાખવો કે જે રીતે રસૂલ ﷺ પોતાના પવિત્ર જીવનમાં આપણી વિનંતીઓ સાંભળતા હતા, અત્યારે પણ એ જ રીતે આપણી વિનંતીઓ-માગણીઓ સાંભળી રહ્યા છે.

૧૪. એ અકીદો રાખવો કે દરૂદો-સલામ માટે હાજરી આપવાવાળાઓની પરિસ્થિતિ, કાર્યો અને નિયતોને આપ ﷺ જાણે છે.

૧૫. એ અકીદો રાખવો કબ્ર મુબારકના નજીક ઊભા થઈને માગવામાં આવેલ દુઆ જરૂર કબૂલ થશે.

૧૬. કબ્ર મુબારકની ઝિયારત પછી ઊલ્ટા પગે પાછા જવું.

૧૭. મદીના મુનવ્વરા જવાવાળા મારફતે આપ ﷺને સલામ મોકલવા.

૧૮. રજબ, શાબાન કે રમઝાનમાં કબ્ર મુબારકની ઝિયારતનું વિશેષ આયોજન કરવું.

૧૯. કબ્ર મુબારક પર એ'તિકાફ કરવો અથવા તવાફ કરવો.

૨૦. કબ્ર મુબારકની સામે નમાઝની જેમ હાથ બાંધીને હાલ્યા-ચાલ્યા વગર ઊભા રહેવું.

૨૧. વરસાદ પછી કબ્ર મુબારકના લીલા ગુંબદથી નીચે પડવાવાળા ટીપાઓને તબર્રુકના રૂપમાં એકત્ર કરવું.

૨૨. કબ્ર મુબારક તરફ રૂખ કરીને નમાઝ પઢવી.

—●—●—

# زِيَارَةُ مَسْجِدِ قُبَاءِ

# મસ્જિદે કૂબાની ઝિયારતના મસાઈલ

**મસ્લા - ૪૨૨ : મસ્જિદે કૂબાની ઝિયારત કરવી મસનૂન છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما أَنَّ رَسُوْلَ اللهِ ﷺ كَانَ يَزُوْرُ قُبَاءٍ رَاكِبًا وَّمَاشِيًا. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ સવાર થઈને અને પગપાળા ચાલીને મસ્જિદે કુબાની ઝિયારત કરતા હતા. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧)

**મસ્લા - ૪૨૩ : મસ્જિદે કૂબામાં તહિય્યતુલ મસ્જિદ અદા કરવાનો સવાબ ઉમરા બરાબર છે.**

عَنْ سُهَيْلِ بْنِ حُنَيْفٍ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - مَنْ خَرَجَ حَتّٰى يَأْتِيَ هٰذَا الْمَسْجِدَ مَسْجِدَ قُبَاءٍ فَصَلّٰى فِيْهِ كَانَ لَهُ عَدْلَ عُمْرَةٍ. (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત સહલ બિન હનીફ رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિ (પોતાના ઘરથી) નીકળે અને આ મસ્જિદ અર્થાત્ મસ્જિદે કૂબામાં આવીને (બે રકા'ત) નમાઝ પઢે, તો તેને ઉમરા બરાબર સવાબ મળશે.'' આને નસાઈએ રિવાયત કરેલ છે.(૨)

**મસ્લા - ૪૨૪ : મસ્જિદે કૂબા ઉપરાંત સવાબની નિયતથી મદીના મુનવ્વરાની બાકી મસ્જિદોની ઝિયારત કરવી સુન્નતથી સાબિત નથી.**

**સ્પષ્ટીકરણ :** ઐતિહાસિક સ્થળોની હેસિયતે અન્ય સ્થળોને જોવા ખરાબ કે ખોટું નથી. વલ્લાહ અઅ્લમ બિસ્સવાબ.

—●—●—

૧. કિતાબુલ હજ, પ્રકરણ : ફઝલિ મસ્જિદ કૂબાઅ.
૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ફઝ્લિ મસ્જિદિ કૂબાઅ વસ્સલાત ફીહી.

# زِيَارَةُ الْقُبُوْرِ

# કબરોની ઝિયારતના મસાઈલ

**મસ્લા - ૪૨૫: મદીના મુનવ્વરાના કબ્રસ્તાન (જન્નતુલ બકીઅ) અને ઉહદના શહીદોની કબરોની ઝિયારત કરવી મસનૂન છે.**

عَنْ بُرَيْدَةَ رضي الله عنه قَالَ: قَالَ رَسُوْلُ اللهِ ﷺ - قَدْ كُنْتُ نَهَيْتُكُمْ عَنْ زِيَارَةِ الْقُبُوْرِ فَقَدْ أُذِنَ لِمُحَمَّدٍ ﷺ فِيْ زِيَارَةِ أُمِّهِ فَزُوْرُوْهَا فَإِنَّهَا تُذَكِّرُ الْآخِرَةَ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત બુરૈદા رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું, ''મેં તમને કબરોની ઝિયારતથી મનાઈ કરી હતી. હવે મુહમ્મદ (ﷺ)ને પોતાની માતાની કબરની ઝિયારતની પરવાનગી આપી દેવામાં આવી છે. તેથી તમે પણ કબરોની ઝિયારત કરવાનું રાખો. કબરની ઝિયારત આખિરતની યાદ અપાવે છે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૧]

**મસ્લા - ૪૨૬: કબરોની ઝિયારત વખતે નીચે મુજબની દુઆ માગવી મસનૂન છે.**

عَنْ بُرَيْدَةَ رضي الله عنه قَالَ كَانَ رَسُوْلُ اللهِ ﷺ يُعَلِّمُهُمْ إِذَا خَرَجُوْا إِلَى الْمَقَابِرِ - اَلسَّلَامُ عَلَيْكُمْ أَهْلَ الدِّيَارِ مِنَ الْمُؤْمِنِيْنَ وَ الْمُسْلِمِيْنَ وَ إِنَّا إِنْ شَاءَ اللهُ بِكُمْ لَلَاحِقُوْنَ نَسْئَلُ اللهَ لَنَا وَلَكُمُ الْعَافِيَةَ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત બુરૈદા رضي الله عنه ફરમાવે છે કે કબ્રસ્તાન જવા માટે રસૂલુલ્લાહ ﷺ સહાબા કિરામ رضي الله عنهم ને આ દુઆ શીખવાડી હતી - **અસ્સલામુ અલઈકુમ અહ્લદ્-દિયારિ મિનલ્ મુઅ્મિનીન વલ મુસ્લિમીન વ ઈન્ન ઈન્-શા-અલ્લાહુ બિકુમુલ્ અહિકૂન નસ્અલુલ્લાહ લના વ લકુમુલ્ આફિયહ.** - (હે આ ઘરના રહેવાસી મોમિનો અને મુસલમાનો ! તમારા પર સલામતી થાય, અમે પણ ઈન્-શા-અલ્લાહ તમારા પાસે આવવાના છીએ. અમે અમારા માટે અને તમારા માટે અલ્લાહથી રાહત અને સલામતી માગીએ છીએ.) આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૨]

**સ્પષ્ટીકરણ :** અહલે બકીઅ માટે દુઆ કરતી વખતે અંતમાં આ મુજબના શબ્દોનો વધારો

---

૧. અબ્વાબુલ જનાઈઝ, પ્રકરણ : અર્-રુખસત ફી ઝ્યારતુલ કુબૂર.
૨. કિતાબુલ જનાઈઝ, પ્રકરણ : મા યકાલ ઈન્દ દખૂલુલ કબ્ર વદ્-દહા.

કરવો પણ સુન્નતથી સાબિત છે !  - **અલ્લાહુમ્મગ્ફિર્ લિ-અહ્લિલ્ બકીઅીલ ગર્કદ યા અલ્લાહ !** (હે અલ્લાહ ! બકીઅ ગરકદવાળાઓની મગફિરત ફરમાવ.)

**<u>મસ્લા - ૪૨૭:</u> રસૂલુલ્લાહ ﷺની કબ્ર મુબારકની ઝિયારત પછી જન્નતુલ બકીઅની ઝિયારતનું વિશેષ આયોજન કરવું સુન્નતથી સાબિત નથી.**

—★—

# خُطْبَاتُ حَجَّةِ الْوَدَاعِ

# ખુત્બાત હજ્જતુલ વિદાઅ

**મસ્લા - ૪૨૮ :** ૯ ઝિલહજ્જના દિવસે ઝવાલે-આફતાબ પછી રસૂલે અકરમ ﷺ પોતાની ઊંટણી 'કિસ્વા' પર સવાર થઈને વાદીએ અરનાના અંતિમ ભાગ સુધી તશરીફ લઈ ગયા (જ્યાં અત્યારે મસ્જિદે નમરા છે) અને ઊંટણી પર બેઠાં-બેઠાં નીચે મુજબ ખુત્બો આપ્યો :

عَنْ جَابِرِ بْنِ عَبْدِاللهِ رضي الله عنه فِيْ حَدِيْثِ حَجَّةِ الْوَدَاعِ قَالَ فَخَطَبَ النَّاسَ وَ قَالَ - اِنَّ دِمَاءَ كُمْ وَ اَمْوَالَكُمْ حَرَامٌ عَلَيْكُمْ كَحُرْمَةِ يَوْمِكُمْ هٰذَا فِيْ شَهْرِكُمْ هٰذَا فِيْ بَلَدِكُمْ هٰذَا اَلَا كُلُّ شَيْءٍ مِنْ اَمْرِ الْجَاهِلِيَّةِ تَحْتَ قَدَمَيَّ مَوْضُوْعٌ وَ دِمَاءُ الْجَاهِلِيَّةِ مَوْضُوْعَةٌ وَاِنَّ اَوَّلَ دَمٍ اَضَعُ مِنْ دِمَاءِ نَا دَمُ ابْنِ رَبِيْعَةَ بْنِ الْحَارِثِ كَانَ مُسْتَرْضِعًا فِيْ بَنِيْ سَعْدٍ فَقَتَلَتْهُ هُذَيْلٌ وَ رِبَا الْجَاهِلِيَّةِ مَوْضُوْعٌ وَاَوَّلُ رِبًا اَضَعُ رِبَانَا رِبَا عَبَّاسِ بْنِ عَبْدِ الْمُطَّلِبِ فَاِنَّهُ مَوْضُوْعٌ كُلُّهُ فَاتَّقُوْا اللهَ فِي النِّسَاءِ فَاِنَّكُمْ اَخَذْتُمُوْهُنَّ بِاَمَانِ اللهِ وَاسْتَحْلَلْتُمْ فُرُوْجَهُنَّ بِكَلِمَةِ اللهِ وَ لَكُمْ عَلَيْهِنَّ اَنْ لَّا يُوْطِئْنَ فُرُشَكُمْ اَحَدًا تَكْرَهُوْنَهُ فَاِنْ فَعَلْنَ ذٰلِكَ فَاضْرِبُوْهُنَّ ضَرْبًا غَيْرَ مُبَرِّحٍ وَ لَهُنَّ عَلَيْكُمْ رِزْقُهُنَّ وَ كِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ وَ قَدْ تَرَكْتُ فِيْكُمْ مَا لَنْ تَضِلُّوْا بَعْدَهُ اِنِ اعْتَصَمْتُمْ بِهٖ كِتَابُ اللهِ وَ اَنْتُمْ تُسْاَلُوْنَ عَنِّيْ فَمَا اَنْتُمْ قَائِلُوْنَ ؟ قَالُوْ نَشْهَدُ اَنَّكَ قَدْ بَلَّغْتَ وَ اَدَّيْتَ وَ نَصَحْتَ فَقَالَ بِاِصْبَعِهِ السَّبَابَةِ يَرْفَعُهَا اِلَى السَّمَاءِ وَ يَنْكُتُهَا اِلَى النَّاسِ - اَللّٰهُمَّ اشْهَدْ اَللّٰهُمَّ اشْهَدْ - ثَلَاثَ مَرَّاتٍ ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ رضي الله عنهથી હજ્જતુલ વિદાઅની હદીસમાં રિવાયત છે કે આપ ﷺએ (અરફાતમાં) ખુત્બો આપ્યો – ''હે મુસલમાનો ! તમારું લોહી અને માલ એક-બીજા માટે એ જ રીતે હુરમતવાળા (પ્રતિષ્ઠિત) છે જે રીતે આજનો આ દિવસ હુરમતવાળો છે, આ (હુરમતવાળા) મહિનામાં અને તમારા આ (હુરમતવાળા)શહેરમાં. સાવધાન ! જાહિલિય્યતના જમાનાની દરેક વસ્તુ મારા પગ તળે મૂકી દેવામાં આવી છે (અર્થાત્ સમાપ્ત કરી દેવામાં આવી છે) અને જાહિલિય્યતનું લોહી પણ સમાપ્ત કરી દેવામાં આવેલ છે અને સૌથી પહેલા હું મારા પરિવારનું લોહી માફ કરું છું, આ ઈબ્ને રબીઆ બિન હારિસનું લોહી છે, જે બનૂ સઅદમાં દુધ પીતા હતા અને તેને હઝૈલે કતલ કરી નાખ્યા. જાહિલિય્યતના જમાનાનું વ્યાજ પણ સમાપ્ત કરી

દેવામાં આવેલ છે અને સૌથી પહેલા હું મારા પરિવારનું વ્યાજ માફ કરું છું, જે અબ્બાસ ﷺ બિન અબ્દુલ મુત્તલિબનું વ્યાજ છે, તે બધું જ માફ કરવામાં આવે છે. સ્ત્રીઓના હક્કો (વિશે) અલ્લાહથી ડરતા રહો, કેમ કે તમે લોકોએ તેમને અલ્લાહની બાંહેધરી પર પ્રાપ્ત કરેલ છે અને તેમનું 'સતર' તમારા માટે અલ્લાહના હુકમથી જાઈઝ થયેલ છે, અને સાંભળો ! પુરુષોનો હક્ક તેમની સ્ત્રીઓ પર એ છે કે તેઓ (અર્થાત્ સ્ત્રીઓ) તમારા બિસ્તર પર (અર્થાત્ તમારા ઘરમાં) કોઈ એવા માણસને ન આવવા દે જેને તમે પસંદ કરતા નથી, જો સ્ત્રીઓ આવું કરે તો તેમને એવી રીતે મારો જેનાથી વધારે ઈજા ન થાય અને હા, સ્ત્રીઓનો હક્ક પુરુષો પર એ છે કે પોતાની હેસિયત અનુસાર તેમને રોટી-કપડાં ઉપલબ્ધ કરાવે. (સાવધાન !) હું તમાર વચ્ચે એક એવી વસ્તુ મૂકીને જઈ રહ્યો છું કે જો તેને મજબૂતીથી પકડી રાખશો તો ક્યારેય ગુમરાહ (પથભ્રષ્ટ) નહીં થાઓ, અને તે છે અલ્લાહની કિતાબ ! (કયામતના દિવસે) તમને મારા વિશે પ્રશ્ન કરવામાં આવશે, તમે લોકો શું જવાબ આપશો ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''અમે લોકો ગવાહી આપીએ છીએ કે આપ (ﷺ)એ (અલ્લાહનો) સંદેશ પહોંચાડી દીધો, રિસાલતનો હક અદા કરી દીધો અને (પોતાની ઉમ્મતની) ખૈરખ્વાહી (ભલમનસાઈ, ભલાઈ) કરી.'' પછી આપ ﷺએ પોતાની શહાદતની આંગળી આકાશ તરફ ઉઠાવી અને લોકોની તરફ ઝુકાવતાં ત્રણ વાર ઈરશાદ ફરમાવ્યો, ''હે અલ્લાહ ! ગવાહ રહેજે.'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[૧]

**<u>મસ્લા - ૪૨૯ :</u> નીચે મુજબનો ખુત્બો પણ રસૂલુલ્લાહ ﷺએ અરફાતના મેદાનમાં જ આપ્યો હતો.**

عَنْ عَبْدِاللهِ بْنِ مَسْعُوْدٍ رضي الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ وَ هُوَ نَاقَتِهِ الْمُخَضْرَمَةِ بِعَفَاتٍ فَقَالَ - اَتَدْرُوْنَ اَىُّ يَوْمٍ هٰذَا ؟ وَ اَىُّ شَهْرٍ هٰذَا ؟ وَ اَىُّ بَلَدٍ هٰذَا ؟ قَالُوْا : هٰذَا بَلَدٌ حَرَامٌ وَّ شَهْرٌ حَرَامٌ وَ يَوْمٌ حَرَامٌ، قَالَ : اَلَا وَ اِنَّ اَمْوَالَكُمْ وَ دِمَائَكُمْ عَلَيْكُمْ حَرَامٌ كَحُرْمَةِ شَهْرِكُمْ هٰذَا فِيْ بَلَدِكُمْ هٰذَا فِيْ يَوْمِكُمْ هٰذَا اَلَا وَ اِنِّيْ فَرَطُكُمْ عَلَى الْحَوْضِ وَ اُكَاثِرُ بِكُمُ الْاُمَمِ فَلَا تُسَوِّدُوْا وَجْهِيْ اِلَا وَاِنِّيْ مُسْتَنْقِذٌ اُنَاسًا وَ مُسْتَنْقَذٌ مِنِّيْ اُنَاسٌ فَاَقُوْلُ يَا رَبِّ اُصَيْحَابِيْ ؟ فَيَقُوْلُ اِنَّكَ لَا تَدْرِيْ مَا اَحْدَثُوْا بَعْدَكَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ ﷺ કહે છે કે રસૂલુલ્લાહ ﷺ અરફાતમાં પોતાની (કપાયેલ કાનવાળી) ઊંટણી પર સવાર હતા અને ફરમાવ્યું, ''લોકો ! શું તમે જાણો છો આ કયો દિવસ છે ? આ કયો મહિનો છે ? આ કયું શહેર છે ?'' સહાબા

૧. કિતાબુલ હજ, પ્રકરણ : હજ્જતુન્નબીય્યિ ﷺ.

કિરામ ﷺએ અરજ કરી, ''આ હુરમતવાળું શહેર છે, હુરમતવાળો મહિનો છે અને હુરમતવાળો દિવસ છે.'' ત્યારે આપ ﷺએ ફરમાવ્યું, ''સાવધાન ! તમારો માલ અને તમારું લોહી એક-બીજા પર એ જ રીતે હરામ છે જે રીતે આ મહિનાની હુરમત, આ (હુરમતવાળા) શહેરમાં અને આ (હુરમતવાળા) દિવસે. સાવધાન ! હું હૌઝે-કૌસર પર તમારું સ્વાગત કરીશ અને બીજી ઉમ્મતોની સરખામણીમાં તમારી સંખ્યા પર ગર્વ લઈશ. મને નિરાશ ન કરજો અને સાંભળો ! કેટલાક લોકોને હું (સિફારિશ કરીને) જહન્નમથી બચાવી લઈશ, જ્યારે કે કેટલાક બીજા લોકો મારાથી છીનવી લેવામાં આવશે. હું નિવેદન કરીશ કે હે રબ ! આ તો મારા સાથી છે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે - ''હે નબી ! તુ નથી જાણતો, તારા પછી આમણે (દીનમાં) કેવી-કેવી નવી વસ્તુઓ ઉપજાવી કાઢી (અર્થાત્ બિદઅતો શરૂ કરી દીધી).'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.[૨]

**<u>મસ્લા - ૪૩૦:</u> કુરબાનીના દિવસે (૧૦ જિલહજ્જ) રસૂલે અકરમ ﷺએ મિનામાં જમરાતની વચ્ચે ઊભા રહીને નીચે મુજબનો ખુત્બો આપ્યો.**

عَنْ سُلَيْمَانَ بْنِ عَمْرِو بْنِ الْاَحْوَصِ عَنْ اَبِيْهِ رضي الله عنه قَالَ سَمِعْتُ رَسُوْلَ اللهِ ﷺ يَقُوْلُ فِيْ حَجَّةِ الْوَدَاعِ - يَا اَيُّهَا النَّاسُ اَلَا اَيُّ يَوْمٍ اَحْرَمُ ؟ - ثَلَاثَ مَرَّاتٍ قَالُوْا يَوْمُ الْحَجِّ الْاَكْبَرِ. قَالَ: فَاِنَّ دِمَاءَ كُمْ وَ اَمْوَالَكُمْ وَ اَعْرَاضَكُمْ بَيْنَكُمْ حَرَامٌ كَحُرْمَةِ يَوْمِكُمْ هٰذَا فِيْ شَهْرِكُمْ هٰذَا فِيْ بَلَدِكُمْ هٰذَا اَلَا لَا يَجْنِيْ جَانٍ اِلَّا عَلٰى نَفْسِهٖ وَ لَا يَجْنِيْ وَالِدٌ عَلٰى وَلَدِهٖ وَ لَا مَوْلُوْدٌ عَلٰى وَالِدِهٖ اَلَا اِنَّ الشَّيْطَانَ قَدْ اَيِسَ اَنْ يُّعْبَدَ فِيْ بِلَدِكُمْ هٰذَا اَبَدًا وَلٰكِنَّ سَيَكُوْنُ لَهٗ طَاعَةٌ فِيْ بَعْضِ مَا تَحْتَقِرُوْنَ مِنْ اَعْمَالِكُمْ فَيَرْضٰى بِهَا اَلَا وَ كُلُّ دَمٍ مِنْ دِمَاءِ الْجَاهِلِيَّةِ مَوْضُوْعٌ وَ اَوَّلُ مَا اَضَعُ مِنْهَا دَمُ الْحَارِثِ بْنِ عَبْدِ الْمُطَّلِبِ - كَانَ مُسْتَرْضِعًا فِيْ بَنِيْ لَيْثٍ فَقَتَلَتْهُ هُذَيْلٌ - اَلَا وَ اِنَّ كُلَّ رِبًا مِنْ رِبَا الْجَاهِلِيَّةِ مَوْضُوْعٌ لَكُمْ رُؤُوْسُ اَمْوَالِكُمْ لَا تَظْلِمُوْنَ وَ لَا تُظْلَمُوْنَ اَلَا يَا اُمَّتَاهُ هَلْ بَلَّغْتُ ؟ - ثَلَاثَ مَرَّاتٍ. قَالُوْا نَعَمْ. قَالَ - اَللّٰهُمَّ اشْهَدْ. ثَلَاثَ مَرَّاتٍ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત સુલૈમાન બિન ઉમરૂ બિન અહવસ ﷺ પોતાના પિતાથી રિવાયત કરે છે કે મેં નબી અકરમ ﷺને હજ્જતુલ વિદાઅમાં ખુત્બો ઈરશાદ ફરમાવતા સાંભળ્યા છે, (આપ ﷺએ ફરમાવ્યું), ''હે લોકો ! કયો દિવસ સૌથી વધારે હુરમતવાળો છે ?'' આપ ﷺએ આ વાત ત્રણ વાર ઈરશાદ ફરમાવી. સહાબા કિરામ ﷺએ અરજ કરી,

૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ ખુત્બહ યવ્મુન્-નહ્ર.

''હજે અકબર (કુરબાની)નો દિવસ.'' પછી આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''તમારું લોહી, તમારો માલ અને તમારી ઈજ્જત-આબરૂ એ જ રીતે બીજા પર હરામ છે જે રીતે આ શહેર મક્કામાં, આ (હજના) મહિનામાં, આજે (કુરબાનીના દિવસે) તમારું લોહી, તમારો માલ અને તમારી ઈજ્જત-આબરૂ એક-બીજા પર હરામ છે. સાવધાન ! જે ગુનો કરશે તેની આફત તેના પર જ હશે, પિતાના ગુનાનો પુત્રથી અને પુત્રના ગુનાનો પિતાથી બદલો નહીં લેવામા આવે. સાવધાન ! શૈતાન એ વાતથી તો નિરાશ થઈ ગયો છે કે આ શહેર (મક્કા)માં ક્યારેય તેની (શૈતાનની) બંદગી કરવામાં આવશે, તેથી હવે તે એ વાત પર સંતુષ્ટ છે કે (શિર્ક સિવાય) બીજા કાર્યો, જેને તમે મામૂલી સમજો છો, તેમાં તેનું આજ્ઞાપાલન કરવામાં આવે. સાંભળો ! જાહિલિય્યત (અજ્ઞાનતા, ઈસ્લામવિહિન)ના જમાનાના તમામ ખૂન (હત્યાઓ) માફ કરવામાં આવે છે અને સૌથી પહેલા હું મારા (કાકા હારિસ બિન અબ્દુલ મુત્તલિબ)નું ખૂન માફ કરું છું (જેમને હઝૈલે ત્યારે કતલ કરી નાખ્યા હતા જ્યારે તેઓ બનૂ લૈષમાં દુધ પીતા હતા), અને સાંભળો ! જાહિલિય્યતના જમાનાનું તમામ વ્યાજ માફ કરવામાં આવે છે; હા ! અલબત્ત, મૂળ મૂડીના તમે હકદાર છો, જેથી ન તમે કોઈના ઉપર 'ઝુલ્મ' (અન્યાય અને અત્યાચાર) કરો, ન કોઈ તમારા પર ઝુલ્મ કરે. સાવધાન ! હે મારી ઉમ્મતના લોકો ! શું મેં તમને (અલ્લાહનો સંદેશ) પહોંચાડી દીધો ?'' આપ ﷺએ ત્રણ વાર આ પ્રશ્ન કર્યો. સહાબા કિરામ رضي الله عنهمએ અરજ કરી, ''હા ! (હે અલ્લાહના રસૂલ ﷺ! આપે અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો.) આપ ﷺએ ફરમાવ્યું, ''હે અલ્લાહ ! સાક્ષી રહેજે.'' આ શબ્દો આપ ﷺએ ત્રણ વાર ઈરશાદ ફરમાવ્યા.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૩)

**<u>મસ્લા - ૪૩૧ :</u> કુરબાનીના દિવસે રસૂલુલ્લાહ ﷺએ નીચે મુજબનો ખુત્બો પણ ઈરશાદ ફરમાવ્યો છે.**

عَنْ اَبِیْ بَکْرَةَ رضی الله عنه قَالَ : خَطَبَنَا النَّبِیُّ ﷺ یَوْمَ النَّحْرِ قَالَ - اِنَّ الزَّمَانَ قَدِاسْتَدَارَ کَھَیْئَةِ یَوْمَ خَلَقَ السَّمٰوٰتِ وَ الْاَرْضَ اَلسَّنَةُ اِثْنَا عَشَرَ شَھْرًا مِنْھَا اَرْبَعَةٌ حُرُمٌ ثَلَاثٌ مُتَوَالِیَاتٌ، ذُوْ الْقَعْدَةِ وَ ذُوْ الْحِجَّةِ وَ الْمُحَرَّمُ وَ رَجَبُ مُضَرَ الَّذِیْ بَیْنَ جُمَادٰی وَ شَعْبَانَ، وَ قَالَ - اَیُّ شَھْرٍ ھٰذَا ؟ قُلْنَا : اَللهُ وَ رَسُوْلُهٗ اَعْلَمُ . فَسَکَتَ حَتّٰی ظَنَنَّا اَنَّهٗ سَیُسَمِّیْهِ بِغَیْرِ اِسْمِهٖ فَقَالَ - اَلَیْسَ ذَا الْحِجَّةِ ؟ قُلْنَا بَلٰی . قَالَ - اَیُّ بَلَدٍ ھٰذَا ؟ قُلْنَا : اَللهُ وَ رَسُوْلُهٗ اَعْلَمُ . فَسَکَتَ حَتّٰی ظَنَنَّا اَنَّهٗ سَیُسَمِّیْهِ بِغَیْرِ اِسْمِهٖ فَقَالَ - اَلَیْسَ یَوْمُ النَّحْرِ ؟ قُلْنَا بَلٰی قَالَ - فَاِنَّ دِمَاءَکُمْ وَ اَمْوَالَکُمْ وَ اَعْرَاضَکُمْ حَرَامٌ کَحُرْمَةِ یَوْمِکُمْ ھٰذَا فِیْ بَلَدِکُمْ ھٰذَا، فِیْ

૩. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ ખુત્બહ યવ્મુન્-નહ્ર.

شَهْرِكُمْ هٰذَا وَ سَتَلْقَوْنَ رَبَّكُمْ فَيَسْأَلُكُمْ عَنْ أَعْمَالِكُمْ أَلَا فَلَا تَرْجِعُوْا بَعْدِيْ ضَلَالًا يَضْرِبُ بَعْضُكُمْ رِقَابَ بَعْضٍ أَلَا هَلْ بَلَّغْتُ ؟ قَالُوْا : نَعَمْ ! قَالَ - اَللّٰهُمَّ اشْهَدْ، فَلْيُبَلِّغِ الشَّاهِدُ الْغَائِبَ فَرُبَّ مُبَلَّغٍ أَوْعٰى مِنْ سَامِعٍ. (مُتَّفَقٌ عَلَيْهِ)

હઝરત અબૂબક્ર رضي الله عنه થી રિવાયત છે કે કુરબાનીના દિવસે નબી અકરમ ﷺ એ અમને સંબોધન કર્યું, જેમાં ઈરશાદ ફરમાવ્યો : ''લોકો ! જમાનો હરી-ફરીને એ જ હાલત પર આવી ગયો છે જે હાલત પર એ દિવસે હતો, જે દિવસે અલ્લાહ તઆલાએ જમીન અને આકાશનું સર્જન કર્યું હતું. એક વર્ષ, બાર મહિનાઓ પર આધારિત હોય છે. તેમાં ચાર મહિનાઓ હુરમતવાળા (પ્રતિષ્ઠિત) છે. ત્રણ લગાતાર (અર્થાત્) ઝિલકઅ્દ, ઝિલહજ્જ, મુહર્રમ અને એક (કબીલા) મઝરનો રજબ; જે (જમાદિસ્સાની) અને શાબાનની વચ્ચે આવે છે.'' તેના પછી **આપ** ﷺ એ પૂછ્યું, ''આ કયો મહિનો છે ?'' અમે અરજ કરી, ''અલ્લાહ અને તેના રસૂલ ﷺ વધારે જાણે છે.'' ત્યારે આપ ﷺ શાંત થઈ ગયા, ત્યાં સુધી કે અમે વિચાર્યું કદાચ આપ ﷺ આ મહિનાનું નામ ઝિલહજ્જ સિવાય કોઈ બીજું નામ બતાવશે, પરંતુ આપ ﷺ એ ફરમાવ્યું, ''શું ઝિલહજ્જ નથી ?'' અમે અરજ કરી, ''કેમ નહીં !'' આપ ﷺ એ ફરી પૂછ્યું, ''આ કયું શહેર છે ?'' અમે અરજ કરી, ''અલ્લાહ અને તેના રસૂલ ﷺ વધારે જાણે છે.'' આપ ﷺ શાંત થઈ ગયા, ત્યાં સુધી કે અમે વિચાર્યું, કદાચ આપ ﷺ આ શહેરનું નામ મક્કા સિવાય બીજું કંઈ બતાવશે, પરંતુ આપ ﷺ એ ફરમાવ્યું, ''શું આ મક્કા શહેર નથી ?'' અમે અરજ કરી, ''કેમ નહીં !'' આપ ﷺ એ ફરી પૂછ્યું, ''આ કયો દિવસ છે ?'' અમે અરજ કરી, ''અલ્લાહ અને તેના રસૂલ ﷺ વધારે જાણે છે.'' આપ ﷺ મૌન થઈ ગયા, ત્યાં સુધી કે અમે વિચાર્યું, કદાચ આપ ﷺ આ દિવસનું નામ 'યવ્મુન્નહ્ર'ના બદલે બીજું કંઈ બતાવશે. ત્યારે આપ ﷺ એ ફરમાવ્યું, ''શું આ યવ્મુન્નહ્ર નથી ?'' અમે અરજ કરી, ''કેમ નહીં !'' પછી આપ ﷺ એ ઈરશાદ ફરમાવ્યો, ''લોકો ! તમારું લોહી, તમારો માલ અને તમારી ઈજ્જત-આબરૂ એક-બીજા પર એ જ રીતે હરામ છે જે રીતે આ હુરમતવાળા મહિનામાં અને આ હુરમતવાળા શહેરમાં, આ હુરમતવાળા દિવસે તમારું લોહી, તમારો માલ અને તમારી ઈજ્જત-આબરૂ એક-બીજા પર હરામ છે. (યાદ રાખો !) ટૂંક સમયમાં જ તમે લોકો પોતાના રબથી મુલાકાત કરવાના છો અને તે તમારા કાર્યોનો હિસાબ લેશે. સાવધાન ! મારા અવસાન પછી ગુમરાહ (પથભ્રષ્ટ) ન થઈ જજો કે એક-બીજાને કતલ કરવા લાગી જાઓ. લોકો ! બતાવો, શું મેં (તમને અલ્લાહનો સંદેશ) પહોંચાડી દીધો (કે નહીં ?)'' સહાબા કિરામ رضي الله عنهم એ અરજ કરી, ''હા ! પહોંચાડી દીધો.'' આપ ﷺ એ (આકાશ તરફ આંગળી ઉઠાવીને) ફરમાવ્યું, ''હે અલ્લાહ ! સાક્ષી રહેજે.'' પછી ફરમાવ્યું, ''જે લોકો અહીં હાજર છે, તેઓ ગેરહાજર લોકો સુધી (દીનનો સંદેશ)

પહોંચાડી દે. ક્યારેક પહોંચાડવાવાળા લોકો સાંભળવાવાળા કરતાં વાતને વધારે સારી રીતે યાદ રાખવાવાળા હોય છે.'' આને બુખારી અને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૪)

**સ્પષ્ટીકરણ :**

(૧) ''જમાનો હરી-ફરીને એ જ હાલત પર આવી ગયો છે જે હાલત પર એ દિવસે હતો, જે દિવસે અલ્લાહ ત્આલાએ જમીન અને આકાશને પેદા કર્યા હતા.'' આની પશ્ચાદભૂમિ એ છે કે મક્કાના કુરૈશ જ્યારે હરામ મહીનાઓમાં લડવા ઈચ્છતા તો તેના નામ બદલી નાખતા અને યુદ્ધ અને લડાઈ-ઝઘડા પછી આવતા મહિનાઓના નામ પોતાના તરફથી હરામ મહિના રાખી લેતા. આ રીતે મક્કાના કાફિરોએ મહિનાઓની ઊથલપાથલ કરી નાખી હતી, પરંતુ જે વર્ષે આપ ﷺએ હજ અદા કરી તે વર્ષે અલ્લાહ ત્આલાના હિસાબ અનુસાર અને મક્કાના કુરૈશના હિસાબથી પણ તે ઝિલહજ્જનો મહિનો આવતો હતો. ઉપરોક્ત શબ્દોમાં રસૂલુલ્લાહ ﷺએ આ જ વાત તરફ સંકેત કર્યો છે.

(૨) 'મઝર' એક કબીલાનું નામ હતું, જે રજબના મહિનાને ખૂબ સારો સમજતો હતો. તેથી રસૂલુલ્લાહ ﷺએ રજબને આ કબીલાના નામથી જોડી દીધો.

**<u>મસ્લા - ૪૩૨ :</u> ૧૨ ઝિલહજ્જના દિવસે મિનામાં રસૂલે અકરમ ﷺએ નીચે મુજબનું સંબોધન કર્યું.**

عَنْ اَبِیْ نَضْرَةَ رضی اللہ عنہ حَدَّثَنِیْ مَنْ سَمِعَ خُطْبَةَ رَسُوْلِ اللّٰهِ ﷺ وَسْطَ اَيَّامِ التَّشْرِيْقِ فَقَالَ - يَا اَيُّهَا النَّاسُ اِنَّ رَبَّكُمْ وَاحِدٌ وَاِنَّ اَبَاكُمْ وَاحِدٌ اَلاَ لاَ فَضْلَ لِعَرَبِيٍّ عَلٰى عَجَمِيٍّ وَ لاَ لِعَجَمِيٍّ عَلٰى عَرَبِيٍّ وَلاَ لِاَحْمَرَ عَلٰى اَسْوَدَ وَلاَ اَسْوَدَ عَلٰى اَحْمَرَ اِلاَّ التَّقْوٰى، اَبَلَّغْتُ ؟ قَالُوْا بَلَّغَ رَسُوْلُ اللّٰهِ ﷺ ثُمَّ قَالَ - اَيُّ يَوْمٍ هٰذَا ؟ قَالُوْا يَوْمٌ حَرَامٌ ثُمَّ قَالَ - اَيُّ شَهْرٍ هٰذَا ؟ قَالُوْا شَهْرٌ حَرَامٌ. ثُمَّ قَالَ - اَيُّ بَلَدٍ هٰذَا ؟ قَالُوْا بَلَدٌ حرامٌ. قَالَ - فَاِنَّ اللّٰهَ قَدْ حَرَّمَ بَيْنَكُمْ هٰذَا فِيْ شَهْرِكُمْ هٰذَا فِيْ بَلَدِكُمْ هٰذَا اَبَلَّغْتُ ؟ قَالُوْا بَلَّغَ رَسُوْلُ اللّٰهِ ﷺ قَالَ - لِيُبَلِّغِ الشَّاهِدُ الْغَائِبَ. (رَوَاهُ اَحْمَدُ) صحيح

હઝરત અબૂ નઝરહ رضی اللہ عنہથી રિવાયત છે કે જે વ્યક્તિએ અય્યામે-તશરીકની વચ્ચે (અર્થાત્ ૧૨ ઝિલહજ્જના દિવસે) રસૂલુલ્લાહ ﷺથી હજ્જતુલ વિદાઅનું પ્રવચન સાંભળ્યું, તેણે મારા સામે વર્ણન કર્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હે લોકો ! નિઃશંક તમારો રબ એક છે અને તમારા પિતા પણ એક છે. સાંભળો, કોઈ આરબને અજમી

૪. મિશ્કાતુલ મસાબીહ, કિતાબુલ હજ, પ્રકરણ : ખુત્બહ યવ્મુન્નહ્ર, ભા-૧.

(બિનઆરબ) પર અને કોઈ અજમીને આરબ પર કોઈપણ પ્રકારની ફઝીલત (શ્રેષ્ઠતા) પ્રાપ્ત નથી, ન તો કોઈ સુર્ખ (કે ભૂખરા, ગોરા) રંગવાળાને કાળા રંગવાળા પર અને ન કોઈ કાળા રંગવાળાને સુર્ખ રંગવાળા પર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, પરંતુ તકવા (અલ્લાહથી ડર અને સંયમ)ના આધારે. (લોકો !) શું મેં તમને અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો છે ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''હા, હે અલ્લાહના રસૂલ ﷺ, આપે પહોંચાડી દીધો.'' પછી આપ ﷺએ પૂછ્યું, ''આ કયો દિવસ છે ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''આ હુરમતવાળો દિવસ છે.'' પછી આપ ﷺએ પૂછ્યું, ''આ કયો મહિનો છે ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''આ હુરમતવાળો મહિનો છે.'' પછી આપ ﷺએ પૂછ્યું, ''આ કયું શહેર છે ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''આ હુરમતવાળું શહેર (મક્કા) છે.'' પછી આપ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ ત્આલાએ તમારું લોહી અને તમારો માલ એક-બીજા પર હરામ ઠરાવી દીધા છે, જે રીતે તમારા આ શહેર અને તમારા આ મહિનામાં તમારા આ દિવસને હુરમતવાળો ઠરાવી દીધો છે. શું મેં અલ્લાહનો સંદેશ પહોંચાડી દીધો ?'' સહાબા કિરામ ﷺએ અરજ કરી, ''અલ્લાહના રસૂલ ﷺએ સંદેશ પહોંચાડી દીધો.'' ત્યારે આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''અહીં હાજર લોકોએ ગેરહાજર લોકો સુધી દીનનો સંદેશ પહોંચાડવો જોઈએ.'' આને અહમદે રિવાયત કરેલ છે.(૫)

**<u>મસ્લા - ૪૩૩ :</u> મિનામાં ખૈફ નામના સ્થળે (જ્યાં આજે મસ્જિદે ખૈફ છે) રસૂલે અકરમ ﷺએ નીચે મુજબનું સંબોધન કર્યું.**

عَنْ مُحَمَّدِ بْنِ جُبَيْرِ بْنِ مُطْعِمٍ رضی اللہ عنہ عَنْ اَبِيْهِ قَالَ : قَامَ رَسُوْلُ اللهِ ﷺ بِالْخَيْفِ مِنْ مِنًى فَقَالَ - نَضَّرَ اللهُ امْرَاءً سَمِعَ مَقَالَتِيْ فَبَلَّغَهَا . فَرُبَّ حَامِلِ فِقْهٍ غَيْرُ فَقِيْهٍ وَرُبَّ حَامِلِ فِقْهٍ اِلٰى مَنْ هُوَ اَفْقَهُ مِنْهُ ثَلَاثٌ لَا يُغَلُّ عَلَيْهِنَّ قَلْبُ مُؤْمِنٍ اِخْلَاصُ الْعَمَلِ لِلّٰهِ وَ النَّصِيْحَةُ لِوُلَاةِ الْمُسْلِمِيْنَ وَلُزُوْمُ جَمَاعَتِهِمْ فَاِنَّ دَعْوَتَهُمْ تُحِيْطُ مِنْ وَرَائِهِمْ . (رَوَاهُ ابْنِ مَاجَةَ) حسن

હઝરત મુહમ્મદ બિન જુબૈર બિન મુત્અમ ﷺ પોતાના પિતાથી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ ﷺ મિનામાં મસ્જિદે ખૈફના સ્થળે પ્રવચન આપવા ઊભા થયા અને ફરમાવ્યું, ''અલ્લાહ એ વ્યક્તિને ખુશ અને પ્રસન્ન રાખે જેણે મારા પાસેથી વાત સાંભળી અને બીજાઓ સુધી પહોંચાડી. ક્યારેક ફિક્હની વાતો પહોંચાડવાવાળા પોતે ફકીહ નથી હોતા અને કેટલાક લોકો જે વાત સાંભળીને બીજાઓ સુધી પહોંચાડે છે, તેઓ (અર્થાત્ જેમને પહોંચાડવામાં આવી) તેમનાથી (અર્થાત્ પહોંચાડનારાઓથી) વધારે

૫. ફત્હુલ બારી, ભા-૧૨, પૃ. ૩૩૬-૩૩૭.

ફકીહ હોય છે. ત્રણ વાતો એવી છે જેમાં મોમિનનું દિલ ખિયાનત (અપ્રમાણિકતા) નથી કરતું - (૧) કેવળ અલ્લાહ માટે અમલ કરવો. (૨) મુસલમાન હાકેમો (સત્તાધારીઓ)ની ભલાઈ ચાહવી. (૩) મુસલમાનોની જમાઅતની સાથે મળીને રહેવું, કેમ કે જમાઅતની સાથે રહેવાવાળાને (જમાઅતના) લોકોની દુઆઓ ઘેરી રાખે છે.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૬)

**મસ્લા - ૪૩૪ : ખુત્બા હજ્જતુલ વિદાઅ પ્રસંગે આપવામાં આવેલ અન્ય ઈરશાદો નીચે પ્રમાણે છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ خَطَبَ النَّاسَ فِیْ حَجَّةِ الْوَدَاعِ فَقَالَ - قَدْ يَئِسَ الشَّيْطَانُ بِاَنْ يُّعْبَدَ بِاَرْضِكُمْ وَ لٰكِنَّهُ رَضِیَ اَنْ يُّطَاعَ فِيْمَا سِوٰی ذٰلِكَ مِمَّا تُحَاقِرُوْنَ مِنْ اَعْمَالِكُمْ فَاحْذَرُوْا يَا اَيُّهَا النَّاسُ اِنِّیْ قَدْ تَرَكْتُ فِيْكُمْ مَّا اِنِ اعْتَصَمْتُمْ بِهٖ فَلَنْ تَضِلُّوْا اَبَدًا كِتَابُ اللّٰهِ وَ سُنَّةُ نَبِيِّهٖ (ﷺ) اِنَّ كُلَّ مُسْلِمٍ اَخُ الْمُسْلِمِ اَلْمُسْلِمُوْنَ اِخْوَةٌ وَ لَا يَحِلُّ لِامْرِئٍ مِنْ مَالِ اَخِيْهِ اِلَّا مَا اَعْطَاهُ عَنْ طِيْبِ نَفْسٍ وَ لَا تَظْلِمُوْا وَ لَا تَرْجِعُوْا مِنْ بَعْدِیْ كُفَّارًا يَّضْرِبُ بَعْضُكُمْ رِقَابَ بَعْضٍ. (رَوَاهُ الْحَاكِمُ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما થી રિવાયત છે કે નબી અકરમ ﷺએ હજ્જતુલ વિદાઅના દિવસે લોકોને સંબોધન કર્યું અને ફરમાવ્યું, ''શૈતાન એ વાતથી નિરાશ થઈ ચૂક્યો છે કે તેની આ ધરતી પર ક્યારેય બંદગી કરવામાં આવશે, તેથી હવે તે એ વાત પર સંતુષ્ટ છે કે (શિર્ક સિવાય) બીજા કાર્યો, જેને તમે મામૂલી સમજો છો, તેમાં તેનું આજ્ઞાપાલન કરવામાં આવે, તેથી શૈતાનથી સાવધાન રહો. નિઃશંક, હું તમારા વચ્ચે એવી વસ્તુ મૂકીને જઈ રહ્યો છું જેને જો મજબૂતીથી પકડી રાખશો, તો ક્યારેય ગુમરાહ નહીં થાઓ, તે છે અલ્લાહની કિતાબ અને તેના નબી (ﷺ)ની સુન્નત. (સાંભળો!) નિઃશંક, દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. (એ રીતે) તમામ મુસલમાનો પરસ્પર ભાઈ-ભાઈ છે અને કોઈ માણસ માટે પોતાના ભાઈના માલમાંથી કોઈ વસ્તુ લેવી જાઈઝ નથી; હા, જો તે માણસ પોતે પોતાની ખુશીથી આપે. પરસ્પર એક-બીજા પર જુલ્મ ન કરો અને મારા પછી કાફિર ન બની જજો કે એક-બીજાને કતલ કરવા લાગો.'' આને હાકિમે રિવાયત કરેલ છે.(૭)

૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ખુત્બહ યવ્મુન્નહ્ર.
૭. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ખુત્બહ યવ્મુન્નહ્ર.

# مَسَائِلُ مُّتَفَرِّقَةٌ

# વિભિન્ન મસાઈલ

**<u>મસ્લા - ૪૩૫ :</u> રસૂલુલ્લાહ ﷺએ સમગ્ર પવિત્ર જીવનમાં ચાર ઉમરા અને એક હજ અદા ફરમાવી.**

عَنْ قَتَادَةَ رضي الله عنه اَنَّ اَنَسًا رضي الله عنه اَخْبَرَهُ اَنَّ رَسُوْلَ اللهِ ﷺ اِعْتَمَرَ اَرْبَعَ عُمَرٍ كُلَّهُنَّ فِىْ ذِى الْقَعْدَةِ اِلَّا الَّتِىْ مَعَ حَجَّتِهٖ عُمْرَةً مِنَ الْحُدَيْبِيَةِ اَوْ زَمَنَ الْحُدَيْبِيَةِ فِىْ ذِى الْقَعْدَةِ وَعُمْرَةً مِّنَ الْعَامِ الْمُقْبِلِ فِىْ ذِى الْقَعْدَةِ وَ عُمْرَةً مِنْ جِعْرَانَةَ حَيْثُ قَسَّمَ غَنَائِمَ حُنَيْنٍ فِىْ ذِى الْقَعْدَةِ وَ عُمْرَةً مَعَ حَجَّتِهٖ. (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત કતાદા رضي الله عنه રિવાયત કરે છે કે હઝરત અનસ رضي الله عنهએ તેમને બતાવ્યું કે રસૂલુલ્લાહ ﷺએ ચાર ઉમરા અદા કર્યા. હજવાળા ઉમરા સિવાય બાકી બધા ઉમરા ઝિલકઅ્દ (ના મહિના)માં અદા કર્યા છે. એક ઉમરા હુદૈબિયાથી અથવા (સુલેહ) હુદૈબિયાના પ્રસંગે ઝિલકઅ્દમાં. બીજો ઉમરા પછીના વર્ષે ઝિલકઅ્દમાં, ત્રીજો ઉમરા ઝિલકઅ્દમાં જઅ્રાનાથી, જ્યાં નબી અકરમ ﷺએ ગઝવએ હુનૈનના માલે ગનીમતની વહેંચણી કરી અને ચોથો ઉમરા, જે આપ ﷺએ (ઝિલહજ્જમાં) પોતાની હજની સાથે અદા ફરમાવ્યો. આને મુસ્લિમે રિવાયત કરેલ છે.[1]

**<u>મસ્લા - ૪૩૬ :</u> નફિલ હજ વ્યક્તિ જેટલી વાર ચાહે અદા કરી શકે છે.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما اَنَّ الْاَقْرَعَ بْنَ حَابِسٍ رضي الله عنه سَاَلَ النَّبِيَّ ﷺ فَقَالَ يَا رَسُوْلَ اللهِ ﷺ اَلْحَجُّ فِىْ كُلِّ سَنَةٍ اَوْ مَرَّةً وَاحِدَةً رضي الله عنه قَالَ - بَلْ مَرَّةً وَاحِدَةً فَمَنِ اسْتَطَاعَ فَتَطَوَّعَ. (رَوَاهُ ابْنُ مَاجَةَ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهماથી રિવાયત છે કે હઝરત અકરઅ બિન હાબિસ رضي الله عنهએ નબી અકરમ ﷺને અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! શું હજ દર વર્ષ ફર્ઝ છે કે એક જ વાર છે ?'' આપ ﷺએ ફરમાવ્યું, ''એક જ વાર ફર્ઝ છે, અલબત્ત સામર્થ્ય ધરાવે તે નફિલ હજ અદા કરે.'' આને ઇબ્ને માજાએ રિવાયત કરેલ છે.[2]

**<u>મસ્લા - ૪૩૭ :</u> હજ અને ઉમરાનો સવાબ ખર્ચ અને તકલીફ અનુસાર મળે છે.**

---

૧. કિતાબુલ હજ, પ્રકરણ : બયાન અદદ ઉમરતુન્નબીય્યિ ﷺ વ ઝમાનહુન.
૨. અબ્વાબુલ મનાસિક, પ્રકરણ : ફરઝુલ હજ મર્રત ફીલ ઉમર.

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا فِيْ رِوَايَةٍ اَنَّ النَّبِيَّ ﷺ قَالَ لَهَا فِي الْعُمْرَةِ وَ لٰكِنَّهَا عَلٰى قَدْرِ نَفَقَتِكِ اَوْ نَصَبِكِ۔ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત આઈશા رضی اللہ عنہاથી રિવાયત છે કે એક પ્રસંગે નબી અકરમ ﷺએ તેમને (હજરત આઈશા رضی اللہ عنہاથી) ઉમરાના (સવાબ) વિશે ફરમાવ્યું કે તેનો સવાબ ખર્ચ કે તકલીફ અનુસાર છે.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૩]

**મસ્લા - ૪૩૮ : હજ કે ઉમરા વધારે અજ્ર અને સવાબ પ્રાપ્ત કરવાની નિયતથી પોતાને જાણી-જોઈને મુશ્કેલીઓમાં નાખવું જાઈઝ નથી.**

عَنْ اَنَسٍ رضی اللہ عنہ قَالَ مَرَّ النَّبِيُّ ﷺ بِشَيْخٍ كَبِيْرٍ يَتَهَادٰى بَيْنَ ابْنَيْهِ فَقَالَ - مَا بَالُ هٰذَا ؟ قَالُوْا : يَا رَسُوْلَ اللهِ ﷺ نَذَرَ اَنْ يَّمْشِيَ قَالَ - اِنَّ اللهَ عَزَّ وَ جَلَّ لَغَنِيٌّ عَنْ تَعْذِيْبِ هٰذَا نَفْسَهٗ - قَالَ فَاَمَرَهٗ اَنْ يَّرْكَبَ۔ (رَوَاهُ التِّرْمِذِيُّ) صحیح

હઝરત અનસ رضی اللہ عنہથી રિવાયત છે કે રસૂલે અકરમ ﷺ એક એવા વૃદ્ધ માણસની પાસેથી પસાર થયા, જે પોતાની બે પુત્રીઓના સહારે ચાલી રહ્યા હતા. આપ ﷺએ પૂછ્યું, ''શું હાલ આનો ?'' લોકોએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ﷺ! આણે (બૈતુલ્લાહ શરીફ સુધી) પગપાળા ચાલીને પહોંચવાની માનતા માની છે.'' તો આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, ''અલ્લાહ તઆલા એ વાતથી બેનિયાઝ છે કે આ વ્યક્તિ પોતાની જાતને અઝાબમાં નાખે.'' રાવી કહે છે કે પછી નબી અકરમ ﷺએ તેને હુકમ આપ્યો કે, ''સવાર થઈ જા.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૪]

**મસ્લા - ૪૩૯ : હતીમ (કાબાશરીફનો છત વગરનો ભાગ)માં નમાઝ અદા કરવી મુસ્તહબ છે.**

عَنْ عَائِشَةَ رضی اللہ عنہا قَالَتْ : كُنْتُ اُحِبُّ اَنْ اَدْخُلَ الْبَيْتَ فَاُصَلِّيَ فِيْهِ فَاَخَذَ رَسُوْلُ اللهِ ﷺ بِيَدِيْ فَاَدْخَلَنِي الْحِجْرَ فَقَالَ - اِذَا اَرَدْتِ دُخُوْلَ الْبَيْتِ فَصَلِّيْ هَاهُنَا فَاِنَّمَا هُوَ قِطْعَةٌ مِنَ الْبَيْتِ وَلٰكِنَّ قَوْمَكِ اقْتَصَرُوْا حَيْثُ بَنَوْهُ۔ (رَوَاهُ النَّسَائِيُّ) صحیح

હઝરત આઈશા رضی اللہ عنہا ફરમાવે છે કે હું કાબાશરીફમાં દાખલ થઈને નમાઝ પઢવા માગતી હતી. રસૂલુલ્લાહ ﷺ મારો હાથ પકડીને મને હતીમમાં લઈ ગયા અને ફરમાવ્યું, ''જ્યારે તમે બૈતુલ્લાહ શરીફની અંદર નમાઝ પઢવા માગો, તો અહીં (હતીમમાં) ઊભા

૩. કિતાબુલ ઉમરહ, પ્રકરણ : અજ્ર અલ ઉમરત અલા કદરુલ નસબ.
૪. અબ્વાબુન્નઝુર વલ ઈમાન, પ્રકરણ : ફીમન યહલિફુ બિશઈન્ વલયં-યસ્તતીઅ.

રહીને નમાઝ પઢી લો. આ પણ બૈતુલ્લાહ શરીફનો ભાગ છે. તારી કોમે બૈતુલ્લાહ શરીફના નિર્માણ વખતે (હલાલ કમાણી ઉપલબ્ધ ન હોવાને કારણે) તેને (આ જ છત વગરની હાલતમાં) થોડુંક નિર્માણ કરી નાખ્યું હતું." આને નસાઈએ રિવાયત કરેલ છે.[૫]

**મસ્લા - ૪૪૦: બૈતુલ્લાહ શરીફની અંદર જવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય તો બૈતુલ્લાહ શરીફના દરવાજાઓની સામેની દીવાલ તરફ મોઢું કરીને સ્તંભોની વચ્ચે ઊભા રહીને બે રકા'ત નમાઝ અદા કરવી જોઈએ. તે પછી બૈતુલ્લાહ શરીફના ચારેય ખૂણાઓમાં ઊભા રહીને અલ્લાહની તકબીર (અલ્લાહુ અકબર), તૌહીદ (લા-ઈલાહ ઈલ્લલ્લાહ) અને તમ્હીદ (અલહમ્દુલિલ્લાહ)ના કલેમાઓ, ઉપરાંત તૌબા અને ઈસ્તગફાર અને દુઆ માગવી જોઈએ.**

عَنِ ابْنِ عُمَرَ رضی اللہ عنہما قَالَ دَخَلَ رَسُوْلُ اللّٰهِ ﷺ اَلْكَعْبَةَ وَ دَنَا خُرُوْجُهٗ وَوَجَدْتُ شَيْئًا فَذَهَبْتُ فَجِئْتُ سَرِيْعًا فَوَجَدْتُ رَسُوْلَ اللّٰهِ ﷺ خَارِجًا فَسَاَلْتُ بِلَالًا اَصَلّٰى رَسُوْلُ اللّٰهِ ﷺ فِي الْكَعْبَةِ قَالَ نَعَمْ رَكْعَتَيْنِ بَيْنَ السَّارِيَتَيْنِ. (رَوَاهُ النِّسَائِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ. ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺ કાબાશરીફમાં દાખલ થયા અને નીકળવાના જ હતા કે મને કોઈ વસ્તુ યાદ આવી ગઈ અને હું ત્યાંથી ચાલ્યો ગયો અને જલ્દી-જલ્દી પાછો આવી ગયો, પરંતુ એટલામાં જ રસૂલુલ્લાહ ﷺને કાબાશરીફથી નીકળતા જોયા. મેં હઝરત બિલાલ રદિ.ને પૂછ્યું, શું રસૂલુલ્લાહ ﷺએ કાબાશરીફમાં નમાઝ પઢી?" હઝરત બિલાલ રદિ.એ જવાબ આપ્યો, ''હા! બે સ્તંભોની વચ્ચે બે રકા'ત નમાઝ અદા ફરમાવી છે." આને નસાઈએ રિવાયત કરેલ છે.[૬]

عَنْ اُسَامَةَ بْنِ زَيْدٍ رضی اللہ عنہما اَنَّهٗ دَخَلَ مَعَ رَسُوْلِ اللّٰهِ ﷺ فَذَكَرَ الْحَدِيْثَ وَ قَالَ ثُمَّ انْصَرَفَ اِلٰى اَرْكَانِ الْبَيْتِ يَسْتَقْبِلُ كُلَّ رُكْنٍ مِنْهَا بِالتَّكْبِيْرِ وَ التَّهْلِيْلِ وَ التَّحْمِيْدِ وَ سَاَلَ اللّٰهَ وَاسْتَغْفَرَهٗ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત ઉસામા બિન ઝૈદ રદિ.થી રિવાયત છે કે તેઓ રસૂલુલ્લાહ ﷺની સાથે (કાબાશરીફમાં) દાખલ થયા. પછી હદીસ બયાન કરી અને કહ્યું કે (નમાઝ પછી) નબી અકરમ ﷺ કાબાશરીફના બંને ખૂણાઓ તરફ ફર્યા અને દરેક ખૂણાની સામે ઊભા રહીને

---

૫. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અસ્સલાત ફીલ હજર.
૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : મૌઝુઉસ્સલાતિ ફીલ બૈતિ.

તકબીર, તૌહદી અને તમ્હીદના કલેમાઓ ઈરશાદ ફરમાવ્યા. અલ્લાહથી દુઆ અને ઈસ્તગફાર કર્યો. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૭)

**<u>મસ્લા - ૪૪૧ :</u> હજ્રે અસ્વદ અને મકામે ઈબ્રાહીમ બંને જન્નતના પથ્થર છે.**

عَنْ عَبْدِ اللهِ بْنِ عُمَرَ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - اَلرُّكْنُ وَ الْمَقَامُ يَاقُوْتَتَانِ مِنْ يَاقُوْتِ الْجَنَّةِ طَمَسَ اللهُ نُوْرَهُمَا وَ لَوْلَمْ يَطْمِسْ نُوْرَهُمَا لَاَضَاءَ تَا مَا بَيْنَ الْمَشْرِقِ وَ الْمَغْرِبِ. (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) حسن

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હજ્રે અસ્વદ અને મકામે ઈબ્રાહીમ જન્નતના કીમતી પથ્થરોમાંથી બે પથ્થર છે. અલ્લાહ ત્આલાએ બંને પથ્થરોનો પ્રકાશ સમાપ્ત કરી નાખ્યો છે. જો અલ્લાહ ત્આલા આવું ન કરતો, તો આ બંને પથ્થર પૂર્વ અને પશ્ચિમના દરમ્યાન દરેક વસ્તુને પ્રકાશિત કરી નાખતા.'' આને ઈબ્ને માજાએ રિવાયત કરેલ છે.(૮)

**<u>મસ્લા - ૪૪૨ :</u> હજ્રે અસ્વદ જન્નતથી ઉતારવામાં આવેલ પથ્થર છે, જે દૂધની જેમ સફેદ હતો, પરંતુ લોકોના ગુનાઓના કારણે કાળો થઈ ગયો.**

عَنِ ابْنِ عَبَّاسٍ رضي الله عنهما قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ - نَزَلَ الْحَجَرُ الْاَسْوَدُ مِنَ الْجَنَّةِ وَ هُوَ اَشَدُّ بَيَاضًا مِنَ اللَّبَنِ فَسَوَّدَتْهُ خَطَايَا بَنِيْ آدَمَ. (رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ رضي الله عنهما કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''હજ્રે અસ્વદ જન્નતથી ઉતરેલ પથ્થર છે, જે દુધથી વધારે સફેદ હતો, પરંતુ લોકોના ગુનાઓએ તેને કાળો કરી નાખ્યો છે.'' આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.(૯)

**<u>મસ્લા - ૪૪૩ :</u> હજ્રે અસ્વદને ચૂમવું અને બૈતુલ્લાહ શરીફનો તવાફ કરવો શિર્ક નથી, બલ્કે સુન્નતે રસૂલ ﷺનું અનુસરણ અને અનુકરણ કરવું છે.**

عَنْ زَيْدِ ابْنِ اَسْلَمَ عَنْ اَبِيْهِ اَنَّ عُمَرَ ابْنِ الْخَطَّابِ رضي الله عنه قَالَ لِلرُّكْنِ اَمَا وَ اللهِ اِنِّيْ لَاَعْلَمُ اَنَّكَ حَجَرٌ لَا تَضُرُّ وَ لَا تَنْفَعُ وَ لَوْلَا اِنِّيْ رَاَيْتُ النَّبِيَّ ﷺ اِسْتَلَمَكَ مَا اسْتَلَمْتُكَ فَاسْتَلَمَهُ ثُمَّ قَالَ فَمَالَنَا وَ لِلرَّمَلِ ؟ اِنَّمَا كُنَّا رَاَيْنَا الْمُشْرِكِيْنَ وَ قَدْ اَهْلَكَهُمُ اللهُ ثُمَّ قَالَ شَيْئًا صَنَعَهُ النَّبِيُّ ﷺ فَلَا نُحِبُّ اَنْ نَتْرُكَهُ. (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત ઝૈદ પોતાના પિતા હઝરત અસ્લમથી રિવાયત કરે છે કે હઝરત ઉમર બિન ખત્તાબ رضي الله عنهએ હજ્રે અસ્વદને સંબોધતાં કહ્યું, ''અલ્લાહના સોગંદ ! હું સારી

૭. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અત્તકબીર વત્તહલીલ ઈન્દ કુલ્લુ રુક્ન મિન કાન અલ કઅ્બહ. હદીસ નં. ૩૦૦૬.
૮. કિતાબુલ મનાસિક, પ્રકરણ : સિફતુલ રુક્ન વલ મકામ.
૯. અબ્વાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફી ફઝ્લુલ હજરલ અસ્વદ.

રીતે જાણું છું કે તુ એક પથ્થર છે, ન નુકસાન પહોંચાડી શકે છે, ન નફો પહોંચાડી શકે છે. જો મેં રસૂલુલ્લાહ ﷺને ચૂમતા ન જોયા હોત તો તને ક્યારેય ન ચૂમતો.'' આમ કહીને હજ્રે અસ્વદનો ઈસ્તિલામ કર્યો. પછી ફરમાવવા લાગ્યા, ''હવે આપણે (તવાફના પહેલા ત્રણ ચક્કરોમાં) રમલ કરવાની શું જરૂર છે, રમલ તો મુશ્રિકોને બતાવવા માટે કરવામાં આવતું હતું અને હવે અલ્લાહે તેમને તબાહ કરી દીધા છે.'' પછી સ્વયં ફરમાવ્યું, ''કોઈ વસ્તુ જેને રસૂલુલ્લાહ ﷺએ કરી હોય તેને છોડવી અમને પસંદ નથી.'' આને બુખારીએ રિવાયત કરેલ છે.[૧૦]

**મસ્લા - ૪૪૪ : હજ કે ઉમરા પછી મક્કા મુકર્રમાથી ઝમઝમનું પાણીનો ઉપહાર સાથે લઈ જવું મુસ્તહબ છે.**

عَنْ عَائِشَةَ رضي الله عنها اَنَّهَا كَانَتْ تَحْمِلُ مِنْ مَاءِ زَمْزَمَ وَ تُخْبِرُ اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَانَ يَحْمِلُهُ.

(رَوَاهُ التِّرْمِذِيُّ) صحيح

હઝરત આઈશા رضي الله عنها ઝમઝમનું પાણી (મદીના) લઈ જતા હતા અને ફરમાવતા હતા કે રસૂલુલ્લાહ ﷺપણ લઈ જતા હતા. આને તિરમિઝીએ રિવાયત કરેલ છે.[૧૧]

**મસ્લા - ૪૪૫ : હજ દરમ્યાન વેપાર કે મજૂરી કરવી જાઈઝ છે.**

عَنْ اَبِيْ اُمَامَةَ التَّيْمِيِّ قَالَ : كُنْتُ رَجُلًا اُكْرِيْ فِيْ هٰذَا الْوَجْهِ وَ كَانَ نَاسٌ يَقُوْلُوْنَ لِيْ اِنَّهُ لَيْسَ لَكَ حَجٌّ فَلَقِيْتُ ابْنَ عُمَرَ فَقُلْتُ يَا اَبَا عَبْدِ الرَّحْمٰنِ اِنِّيْ رَجُلٌ اُكْرِيْ فِيْ هٰذَا الْوَجْهِ وَاِنَّ نَاسًا يَقُوْلُوْنَ لِيْ اِنَّهُ لَيْسَ لَكَ حَجٌّ ؛ فَقَالَ ابْنُ عُمَرَ اَلَيْسَ تُحْرِمُ وَ تُلَبِّيْ وَ تَطُوْفُ بِالْبَيْتِ وَ تُفِيْضُ مِنْ عَرَفَاتٍ وَ تَرْمِي الْجِمَارَ ؛ قَالَ قُلْتُ بَلٰى قَالَ فَاِنَّ لَكَ حَجًّا جَاءَ رَجُلٌ اِلَى النَّبِيِّ ﷺ فَسَاَلَهُ عَنْ مِثْلِ مَا سَاَلْتَنِيْ عَنْهُ فَسَكَتَ عَنْهُ رَسُوْلُ اللّٰهِ ﷺ فَلَمْ يُجِبْهُ حَتّٰى نَزَلَتْ هٰذِهِ الْاٰيَةُ - لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ - فَاَرْسَلَ اِلَيْهِ رَسُوْلُ اللّٰهِ ﷺ وَقَرَاَ عَلَيْهِ هٰذِهِ الْاٰيَةَ وَ قَالَ - لَكَ حَجٌّ. (رَوَاهُ اَبُوْ دَاوُدَ)

હઝરત અબૂ ઉમામા તયમિ કહે છે કે હું હજની સીઝનમાં હાજીઓના સામાનને લાવવા-લઈ જવાનું કામ કરતો હતો. કેટલાક લોકો કહેતા હતા કે તમારી હજ નથી થઈ. તેથી હું હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી મળ્યો અને અરજ કરી, ''હે અબૂ અબ્દુર્રહમાન ! હું હાજીઓના સામાનને લાવવા-લઈ જવાનું કામ કરું છું અને અમુક લોકો કહે છે કે તારી હજ નથી થઈ ?'' હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماએ ફરમાવ્યું, ''શું તમે અહરામ નથી બાંધ્યો ? શું તમે તલબિયા નથી કહી ? શું તમે બૈતુલ્લાહ શરીફનો

૧૦. કિતાબુલ હજ, પ્રકરણ : અલ રમલ ફીલ હજ વલ ઉમરહ.
૧૧. અબ્વાબુલ હજ, પ્રકરણ : માજા-અ ફી હમલ માઅ ઝમઝમ.

તવાફ નથી કર્યો? શું તમે અરફાત થઈને નથી આવ્યા? શું તમે રમી જમાર નથી કરી ?" મેં અરજ કરી, "કેમ નહીં! (બધું જ કર્યું છે)." હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર ﷺએ ફરમાવ્યું, "તો પછી તમારી હજ થઈ ગઈ છે. (સાંભળો!) એક માણસ નબી અકરમ ﷺની સેવામાં હાજર થયો અને આપ ﷺથી આ જ મામલો પૂછ્યો, જે તમે મને પૂછી રહ્યા છો. તેના વિશે રસૂલ ﷺ મૌન રહ્યા, ત્યાં સુધી કે આ આયત નાઝિલ થઈ - લઈસ અલઈકુમ્ જુનાહુન્ અન્ તબતગૂ ફઝલમ્ મિંર્-રબ્બિકુમ (સૂરઃ બકરહ, આ. ૧૯૭) ત્યારે રસૂલુલ્લાહ ﷺએ એ માણસ તરફ સંદેશ મોકલ્યો, તેના સામે આ આયત પઢી અને ફરમાવ્યું, "તારી હજ થઈ ગઈ." આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.(૧૨)

**<u>મસ્લા - ૪૪૬ :</u> હજ કબૂલ થવા માટે હલાલ રોજી શરત છે.**

عَنْ اَبِیْ هُرَیْرَةَ رضی الله عنه قَالَ : قَالَ رَسُوْلُ اللهِ ﷺ : اِذَا خَرَجَ الرَّجُلُ حَاجًّا بِنَفَقَةٍ طَیِّبَةٍ وَوَضَعَ رِجْلَهُ فِی الْغَرْزِ فَنَادٰی لَبَّیْكَ اللّٰهُمَّ لَبَّیْكَ نَادَاهُ مُنَادٍ مِنَ السَّمَاءِ لَبَّیْكَ وَ سَعْدَیْكَ زَادُكَ حَلَالٌ وَ رَاحِلَتُكَ حَلَالٌ وَ حَجُّكَ مَبْرُوْرٌ غَیْرُ مَاْزُوْرٍ وَ اِذَا خَرَجَ الرَّجُلُ بِالنَّفَقَةِ الْخَبِیْثَةِ فَوَضَعَ رِجْلَهُ فِی الْغَرْزِ فَنَادٰی لَبَّیْكَ اَللّٰهُمَّ لَبَّیْكَ نَادَاهُ مُنَادٍ مِنَ السَّمَاءِ لَا سَعْدَیْكَ زَادُكَ حَرَامٌ وَ نَفَقَتُكَ حَرَامٌ وَّ حَجُّكَ مَاْزُوْرٌ وَ غَیْرُ مَاْجُوْرٍ. (رَوَاهُ الطَّبْرَانِیُّ)

હઝરત અબૂ હુરૈરા رضی الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "જ્યારે માણસ હજ માટે હલાલ રોજી લઈને નીકળે છે અને પેંગડામાં પગ મૂકે છે અને **લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક** (હું હાજર છું હે અલ્લાહ! હું હાજર છું) પોકારે છે, તો આકાશમાંથી એક ઉદ્ઘોષક ઘોષણા કરે છે કે તારી લબ્બૈક કબૂલ થઈ અને અલ્લાહની રહમત તારા પર નાઝિલ થઈ, તારી હજના સફરનો ખર્ચ હલાલ અને તારી સવારી હલાલ અને તારી હજ મકબૂલ, ગુનાઓથી પવિત્ર છે અને જ્યારે માણસ હરામ કમાણીની સાથે હજ માટે નીકળે છે અને પેંગડામાં પગ મૂકે છે અને 'લબ્બૈક, અલ્લાહુમ્મ લબ્બૈક' પોકારે છે, તો આકાશમાંથી ઉદ્ઘોષક ઘોષણા કરે છે કે તારી લબ્બૈક કબૂલ નહીં થાય, ન તારા પર રહમત થશે, તારા સફરનો ખર્ચ હરામ, તારી કમાણી હરામ અને તારી હજ ગુનાઓથી લિપ્ત અને અજ્ર વગરની છે." આને તબરાનીએ રિવાયત કરેલ છે.(૧૩)

**<u>મસ્લા - ૪૪૭ :</u> હજના સફર પર નીકળતાં પહેલા ઘરમાં બે રકા'ત નફિલ અદા કરવું સહીહ હદીસથી સાબિત નથી.**

**<u>મસ્લા - ૪૪૮ :</u> હજના સફર પર રવાના થતાં પહેલા બુઝુર્ગો અને વલીઓથી પરવાનગી લેવું સુન્નતથી સાબિત નથી.**

---

૧૨. કિતાબુલ મનાસિક, પ્રકરણ : અલ કરઈ.
૧૩. ફિક્હુસ્સુન્નહ, કીતાબુલ હજ, પ્રકરણ : અલ હજ મિન માલ હરામ.

**મસ્લા - ૪૪૯ : હજના સફર પર રવાના થતાં પહેલા બુઝુર્ગો અને વલીઓની કબરોની ઝિયારત કરવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૪૫૦ : ઘરથી નીકળતાં નીચે મુજબની દુઆ માગવી મસનૂન છે.**

عَنْ اَنَسِ بْنِ مَالِكٍ رضي الله عنه اَنَّ النَّبِيَّ ﷺ قَالَ : اِذَا خَرَجَ الرَّجُلُ مِنْ بَيْتِهٖ فَقَالَ : بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَا حَوْلَ وَ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ، قَالَ يُقَالُ حِيْنَئِذٍ هُدِيْتَ وَ كُفِيْتَ وَ وُقِيْتَ فَتَتَنَحّٰى لَهُ الشَّيَاطِيْنُ فَيَقُوْلُ شَيْطٰنٌ آخَرَ كَيْفَ لَكَ بِرَجُلٍ قَدْ هُدِيَ وَ كُفِيَ وَ وُقِيَ۔

(رَوَاهُ اَبُوْ دَاوُدَ) صحيح

હઝરત અનસ رضي الله عنه કહે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે માણસ પોતાના ઘરથી નીકળે અને આ દુઆ માગે – **બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્લ વ-લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ** (અલ્લાહના નામથી (નીકળું છું) અલ્લાહ પર ભરોસો કરું છું, નુકસાનથી બચવાની શક્તિ અને ફાયદાની પ્રાપ્તિની શક્તિ અલ્લાહની તૌફિક વગર (કોઈનામાં નથી) આ વખતે તેના હકમાં એ વાત કહેવામાં આવે છે - (બધા કાર્યોમાં) તારું માર્ગદર્શન કરવામાં આવ્યું, તને સમર્થ બનાવવામાં આવ્યો અને (દરેક પ્રકારની બૂરાઈ અને નુકસાનથી) બચાવી લેવામાં આવ્યો. આમ, શૈતાન તેનાથી અલગ થઈ જાય છે અને બીજો શૈતાન તેને કહે છે કે તું આ માણસ પર કઈ રીતે કાબૂ મેળવી શકે છે, જેનું માર્ગદર્શન કરવામાં આવ્યું, સમર્થ બનાવવામાં આવ્યો અને સુરક્ષિત કરી દેવામાં આવ્યો.'' આને અબૂ દાઉદે રિવાયત કરેલ છે.[૧૪]

**મસ્લા - ૪૫૧ : સવારી પર સવાર થયા પછી સફરની શરૂઆતમાં અને સફરથી પાછા ફરો ત્યારે નીચુ મુજબની દુઆ માગવી મસનૂન છે.**

عَنِ ابْنِ عُمَرَ رضي الله عنهما اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ كَانَ اِذَا اسْتَوٰى عَلٰى بَعِيْرِهٖ خَارِجًا اِلٰى سَفَرٍ كَبَّرَ ثَلَاثًا ثُمَّ قَالَ سُبْحَانَ الَّذِيْ سَخَّرَ لَنَا وَ مَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ وَ اِنَّا اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ مِنْ سَفَرِنَا هٰذَا الْبِرَّ وَالتَّقْوٰى وَ مِنَ الْعَمَلِ مَا تَرْضٰى اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا سَفَرَنَا هٰذَا وَاطْوِ عَنَّا بُعْدَهٗ اَللّٰهُمَّ اَنْتَ الصَّاحِبُ فِي السَّفَرِ وَ الْخَلِيْفَةُ فِي الْاَهْلِ اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُبِكَ مِنْ وَعْثَاءِ السَّفَرِ وَ كَاٰبَةِ الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ فِي الْمَالِ وَالْاَهْلِ وَاِذَا رَجَعَ قَالَهُنَّ وَزَادَ فِيْهِنَّ آيِبُوْنَ تَائِبُوْنَ عَابِدُوْنَ لِرَبِّنَا حَامِدُوْنَ۔ (رَوَاهُ مُسْلِمٌ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર رضي الله عنهماથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺ જ્યારે પોતાના ઊંટ પર સફર પર જવા માટે સવાર થઈ જતા, તો ત્રણ વાર **અલ્લાહુ અકબર** કહીને આ દુઆ પઢતા - **સુબ્હાનલ્લઝી સખ્ખરલના હાઝા વ-મા કુન્ના લહૂ મુક્રિનીન**

૧૪. અબ્વાબુલ અદબ, પ્રકરણ : માજા-અ ફીમન દખલ બઈતહૂ મા યકૂલ.

**વ-ઈન્ના ઈલા રબ્બિના લ-મુન્કલિબૂન, અલ્લાહુમ્મ ઈન્ન નસ્અલુક મિન્ સફરિના હાઝલ્ બિર્રિ વત્તકવા વ-મિનલ્ અમલિ મા તરઝા, અલ્લાહુમ્મ હવ્વિન્ અલઈના સફરિના હાઝા વ અત્વિઅન્ના બઅ્દહૂ, અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફીસ્સફરિ વલ્ ખલીફતુ ફીલ અહ્લિ, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ વઅ્શાઈસ્સફરિ વ કાબતિલ્ મુન્ઝરિ વસૂઈલ્ મુન્કલબિ ફીલ્ માલિ વલ્ અહ્લિ વઅઝા રજઅ** (પાક છે એ હસ્તી, જેણે અમારા માટે આ સવારીને આધિન કરી, અમે તેને આધિન કરવાની શક્તિ ધરાવતા ન હતા અને અમને અમારા રબ તરફ જ પાછા ફરવાનું છે. હે અલ્લાહ ! આ સફરમાં અમે તારાથી નેકી, તકવા અને એવા અમલની માગણી કરીએ છીએ, જેનાથી તુ રાજી થાય. હે અલ્લાહ અમારા માટે અમારો સફર આસાન ફરમાવી દે અને તેની લંબાઈ ઓછી કરી દે. હે અલ્લાહ ! સફરમાં તુ જ અમારો સંરક્ષક છે અને ઘરવાળાઓની દેખભાળ કરવાવાળો છે. હે અલ્લાહ ! હું સફરની મુશ્કેલીઓ (સફર દરમ્યાન અકસ્માતના કારણે) ખરાબ દૃશ્યો અને ઘરવાળામાં ખરાબ હાલતની સાથે પાછા આવવાથી તારું શરણ માગું છું.) જ્યારે રસૂલુલ્લાહ ﷺ સફરથી પાછા તશરીફ લાવતા ત્યારે પણ આ જ દુઆ પઢતા અને સાથે આ શબ્દોનો વધારો કરતા - **આઈબૂન તાઈબૂન આબિદૂન લિ-રબ્બિના હામિદૂન** (અમે પાછા આવનારા, તૌબા કરવાવાળા, ઈબાદત કરવાવાળા અને પોતાના રબની પ્રશંસા કરવાવાળા છીએ.)'' આને મુસ્લિમે રિવાયત કરેલ છે.(૧૫)

**<u>મસ્લા - ૪૫૨ :</u> કાફલાવાળાએ સફરમાં અમીર નિયુક્ત કરીને સફર કરવો જોઈએ.**

قَالَ عُمَرَ رَضِيَ اللهُ عَنْهُ إِذَا كَانَ نَفَرٌ ثَلَاثٌ فَلْيُؤَمِّرُوْا أَحَدَهُمْ أَمِيْرٌ أَمَرَهُ رَسُوْلُ اللهِ ﷺ ـ (رَوَاهُ ابْنُ خُزَيْمَةَ) صحيح

હઝરત ઉમર رضي الله عنه ફરમાવે છે કે જ્યારે ત્રણ માણસો (સફરમાં) હોય તો પોતાનામાંથી એકને અમીર બનાવી લે. અમીર બનાવવાનો હુકમ રસૂલે અકરમ ﷺએ આપ્યો છે. આને ઈબ્ને ખુઝૈમાએ રિવાયત કરેલ છે.(૧૬)

**<u>મસ્લા - ૪૫૩ :</u> સફર દરમ્યાન ઊંચાઈ પર ચઢતાં 'અલ્લાહુ અકબર' અને ઊંચાઈએથી ઉતરતાં 'સુબ્હાનલ્લાહ' કહેવું મસનૂન છે.**

عَنْ جَابِرِ بْنِ عَبْدِ اللهِ رَضِيَ اللهُ عَنْهُ قَالَ كُنَّا إِذَا صَعِدْنَا كَبَّرْنَا وَإِذَا نَزَلْنَا سَبَّحْنَا ـ (رَوَاهُ الْبُخَارِيُّ)

હઝરત જાબિર رضي الله عنه ફરમાવે છે કે (સફર દરમ્યાન) જ્યારે અમે ઊંચાઈ પર ચઢતાં તો **અલ્લાહુ અકબર** કહેતા અને ઊંચાઈએથી નીચે ઉતરતાં તો **સુબ્હાનલ્લાહ** કહેતા. આને બુખારીએ રિવાયત કરેલ છે.(૧૭)

---

૧૫. અબ્વાબુદ્-દઅ્વાત મા યકૂલુ ઈઝા રકબ દાબ્બહ.
૧૬. કિતાબુલ મનાસિક, પ્રકરણ : ઈસ્તજાબ તામીરુલ મુસાફિરીન અહદહુમ અલા અન્ફુસુહુમ.
૧૭. કિતાબુલ જિહાદ, પ્રકરણ : અત્તસ્બીહ ઈઝા હબ્ત વ અદબા.

**મસ્લા - ૪૫૪ :** હજ અદા કર્યા પછી પોતાના ઘરવાળામાં જલ્દી પાછા જવું મોટા અજ્રનું કારણ છે.

عَنْ عَائِشَةَ رضي الله عنها اَنَّ رَسُوْلَ اللّٰهِ ﷺ قَالَ : اِذَا قَضٰى اَحَدُكُمْ حَجَّهُ فَلْيُعَجِّلِ الرَّحْلَةَ اِلٰى اَهْلِهٖ فَاِنَّهُ اَعْظَمُ لِاَجْرِهٖ. (رَوَاهُ دَارُ قُطْنِيُّ وَالْحَاكِمُ) صحيح

હઝરત આઈશા رضي الله عنهاથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, ''જ્યારે કોઈ વ્યક્તિ પોતાની હજ સંપૂર્ણ કરી લે તો તેણે પોતાના ઘરવાળાઓમાં (પાછા) આવવામાં જલ્દી કરવી જોઈએ. આ તેના માટે મોટા અજ્રનું કારણ છે.'' આને દારે કુત્નીએ અને હાકિમે રિવાયત કરેલ છે.[૧૮]

**મસ્લા - ૪૫૫ : મદીના મુનવ્વરામાં દાખલ થતાં પહેલા વુઝૂ કે ગુસ્લ કરવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૪૫૬ : હજના સફર દરમ્યાન જ્યાં પણ કાફલો રોકાય, ત્યાં બે રકા'ત નફિલનું આયોજન કરવું સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૪૫૭ : સવાબની નિયતથી ગારે હિરા કે ગારે સૌરનો સફર કરવો સહાબાના આચરણથી સાબિત નથી.**

**મસ્લા - ૪૫૮ : મસ્જિદે આઈશા رضي الله عنهاમાં નમાઝ પઢવા માટે સફર કરવો સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૪૫૯ : બરકતની પ્રાપ્તિ માટે ઝમઝમના પાણીમાં કપડાં કે કફનને પલાળવા સુન્નતથી સાબિત નથી.**

**મસ્લા - ૪૬૦ : મીઝાબની નીચે** اَللّٰهُمَّ اَظِلَّنِيْ فِيْ ظِلِّكَ يَوْمَ لَا ظِلَّ اِلَّا ظِلُّكَ **'અલ્લાહુમ્મ અઝિલ્લની ફી ઝિલ્લિક યવ્મ લા ઝિલ્લ ઈલ્લા ઝિલ્લક' કહેવું સુન્નતથી સાબિત નથી.**

**સ્પષ્ટીકરણ :** કાબાશરીફની છત પર હતીમશરીફની દિશામાં વરસાદનું પાણી નીચે પાડવા માટે જે પરનાળું લગાવવામાં આવ્યું છે તેને મીઝાબ કહે છે.

**મસ્લા - ૪૬૧ : મક્કા મુકર્રમા કે મદીના મુનવ્વરાની માટીને 'ખાકે-શફા (બીમારી દૂર કરતી માટી) સમજવું, તેને ખાવું અને પોતાની સાથે લાવવું સુન્નતથી સાબિત નથી.**

—★—

૧૮. સિલસિલતુલ અહાદીસુલ અસ્સહાબહ, લિલ અલબાની, હદીસ નં. ૧૩૫૯.

# اَلْاَدْعِيَةُ مِنَ الْكِتَابِ وَالسُّنَّةِ

# કુર્આન-મજીદ અને હદીસશરીફની દુઆઓ

**મસ્લા - ૪૬૨ :** તવાફ, સઈ ઉપરાંત મિનામાં કયામ, વુકૂફે-અરફાત અને વુકૂફે-મુઝદલિફા દરમ્યાન માગવા માટે કુર્આન અને હદીસની કેટલીક મુખ્ય દુઆઓ :

૧. **રબ્બના ઝલમ્ના અન્ફુસના વઈલ્લમ્ તગ્ફિર્લના વ-તર્હમ્ના લ-નકૂનન્ના મિનલ્ ખાસિરીન.** (સૂરઃ આ'રાફ, આ. ૨૩)

رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ

(હે અમારા રબ ! અમે અમારા પર જુલ્મ કર્યો છે. જો તે અમને ન બક્ષ્યા અને અમારા પર દયા ન કરી, તો અમે નિશ્ચિતપણે નુકસાન ઉઠાવનારાઓમાં બની જઈશું.)

૨. **રબ્બના આતિના ફીદ્-દુન્યા હસનતંવ્-વફીલ્ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર.** (સૂરઃ બકરહ, આ. ૨૦૧)

رَبَّنَآ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ

(હે અમારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ પ્રદાન કર અને આખિરતમાં પણ ભલાઈ પ્રદાન કર, અને અમને આગના અઝાબથી બચાવી લે.)

૩. **રબ્બનસ્રિફ્ અન્ના અઝાબ જહન્નમ, ઈન્ન અઝાબહા કાન ગરામા. ઈન્નહા સાઅત્ મુસ્તકરંવ્-વ મકામા.** (સૂરઃ ફુરકાન, આ. ૬૫-૬૬)

وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ ۖ اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا
اِنَّهَا سَآءَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا

(હે અમારા પાલનહાર ! અમારાથી જહન્નમનો અઝાબ દૂર રાખજે, કેમ કે તેનો અઝાબ ચોંટી જવાવાળો છે, નિઃશંક જહન્નમ ખૂબ જ ખરાબ ઠેકાણું અને ખૂબ જ ખરાબ જગ્યા છે.)

૪. **રબ્બના હબ્-લના મિન્ અઝ્વાજિના વ ઝુર્રિયાતિના કુર્રત અઅ્યુનિંવ્-વ જઅલ્ના લિલ મુત્તકીન ઈમામા.** (સૂરઃ ફુરકાન, આ. ૭૪)

رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّ اجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا

(હે અમારા રબ ! અમને અમારી પત્નીઓ અને સંતાનો તરફથી આંખોની ઠંડક પ્રદાન કર અને અમને મુત્તકી લોકોનો ઇમામ બનાવ.)

૫. **રબ્બના લા તુઝિગ્ કુલૂબના બઅ્દ ઈઝ્ હદઈતના વ-હબ્ લના મિલ્લદુન્ક રહ્મતન્ ઈન્નક અન્તલ વહ્હાબ.** (સૂરઃ આલે ઇમરાન, આ. ૮)

رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً اِنَّكَ اَنْتَ الْوَهَّابُ

(હે અમારા રબ ! માર્ગદર્શન પ્રદાન કર્યા પછી અમારા હૃદયોને ગુમરાહ ન કર અને અમને પોતાના તરફથી રહમત પ્રદાન કર.)

૬. **રબ્બનગ્ફિર્લના વલિ ઈખ્વાનિનલ્લઝીન સબકૂના બિલ્ ઈમાનિ વ-લા તજ્અલ્ ફી કુલૂબિના ગિલ્લલ્-લિલ્લઝીન આમનૂ રબ્બના ઈન્નક રઊફુર્રહીમ.**

(સૂરઃ હશ્ર, આ. ૧૦)

رَبَّنَا اغْفِرْ لَنَا وَ لِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا بِالْاِيْمَانِ وَلَا تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ

(હે અમારા રબ ! અમને અને અમારા ભાઈઓને પણ બક્ષી દે જે અમારા પહેલા ઈમાન લાવી ચૂક્યા છે અને ઈમાનવાળા વિશે અમારા હૃદયોમાં કોઈપણ પ્રકારનો દ્વેષ, વેર કે અણગમો ન આવવા દે. હે અમારા રબ ! તુ અત્યંત માયાળુ અને મહેરબાન છે.)

૭. **રબ્બના આતિન મિલ્લદુન્ક રહમતંવ્-વ હય્યિઅ્ લના મિન્ અમ્રિના રશદા.**

(સૂરઃ કહ્ફ, આ. ૧૦)

رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا

(હે અમારા રબ ! અમને તારા પાસેથી દયા પ્રદાન કર અને અમારા મામલાઓમાં સુધારણાની કોઈ બાબત પેદા કરી દે.)

૮. **રબ્બના અત્મિમ્ લના નૂરના વગ્ફિર્-લના ઈન્નક અલા કુલ્લિ શયઈન્ કદીર.**

(સૂરઃ અત્-તહરીમ, આ. ૮)

رَبَّنَآ اَتْمِمْ لَنَا نُوْرَنَا وَاغْفِرْ لَنَا اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

(હે અમારા રબ ! અમારું નૂર અંતિમ ક્ષણ સુધી બાકી રાખ અને અમને બક્ષી દે, નિશ્ચિતપણે તુ દરેક વસ્તુનું સામર્થ્ય ધરાવે છે.)

૯. **રબ્બિજ્-અલ્ની મુકીમસ્-સલાતિ વ-મિન્ ઝુર્રિય્યતિ રબ્બના વ-તકબ્બલ દુઆ. રબ્બનગ્-ફિર્લી વ-લિ-વાલિદય્ય વ-લિલ્ મુઅ્મિનીન યવ્મ યકૂમુલ્ હિસાબ.**

(સૂરઃ ઈબ્રાહીમ, આ. ૪૦-૪૧)

رَبِّ اجْعَلْنِيْ مُقِيْمَ الصَّلٰوةِ وَمِنْ ذُرِّيَّتِيْ ۖ رَبَّنَا وَتَقَبَّلْ دُعَآءِ ۝ رَبَّنَا اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِلْمُؤْمِنِيْنَ يَوْمَ يَقُوْمُ الْحِسَابُ ۝

(હે અમારા રબ ! મને અને મારી સંતાનને નમાઝ કાયમ કરવાવાળા બનાવ. હે અમારા રબ ! મારી દુઆ કબૂલ ફરમાવ. હે અમારા રબ ! મને, મારા માતા-પિતા અને ઈમાનવાળાઓને હિસાબ-કિતાબના દિવસે બક્ષી દેજો.)

૧૦. **રબ્બના લા-તુઆખિઝ્ના ઈન્નસીના અવ્ અખ્તઅ્ના, રબ્બના વ-લા તહ્મિલ અલઈના ઈસ્રન્ કમા હમલ્તહૂ અલલ્લઝીન મિન્ કબ્લિના, રબ્બના વ-લા તુહમ્મિલ્ના મા-લા તાકત લના બિહ, વઅ્ફુ અન્ના, વગ્ફિર્લના, વર્હમ્ના, અન્ત મવ્લાના ફન્સુર્ના અલલ્ કવ્મિલ્ કાફિરીન.** (સૂરઃ બકરહ, આ. ૨૮૬)

رَبَّنَا لَا تُؤَاخِذْنَآ اِنْ نَّسِيْنَآ اَوْ اَخْطَاْنَا ۚ رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَآ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا ۗ وَاغْفِرْ لَنَا ۗ وَارْحَمْنَا ۗ اَنْتَ مَوْلٰىنَا فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝

(હે અમારા રબ ! જો અમારાથી ભૂલ કે ચૂક થઈ જાય તો અમારી પકડ ન કરજે, હે અમારા રબ ! અમારા પર એ બોજો ન નાખ જે તેં અમારાથી અગાઉના લોકો પર નાખ્યો હતો. હે અમારા રબ ! જે બોજ ઉઠાવવાની શક્તિ અમારામાં નથી એ અમારા ઉપર ન નાખ. અમને માફ કરી દે, અમને બક્ષી દે, અમારા પર દયા કર. તું જ અમારો માલિક છે, કાફિર કોમની સામે અમારી મદદ કર.)

૧૧. **યા મુકલ્લિબુલ્-કુલૂબિ સબ્બિત કલ્બી અલા દીનિક.**[૧]

يَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِيْ عَلٰى دِيْنِكَ.

(હે દિલોને બદલી નાખનારા ! મારા દિલને તારા દીન પર જમાવી દે.)

૧. સહીહ સુનન અલ-તિરમિઝી, લિલ અલબાની, ભા-૨, હદીસ નં. ૨૭૯૨.

૧૨. **અલ્લાહુમ્મ અહ્‌સિન્ આકિબતના ફીલ-ઉમૂરિ કુલ્લિહા વ-અજિર્‌ના મિન્ ખિઝ્‌યિદ્-દુન્યા વ-અઝાબિલ્ આખિરતિ.**[૨]

اَللّٰهُمَّ اَحسِنْ عَاقِبَتِنَا فِي الْاُمُرِ كُلِّهَا وَ اَجِرْنَا مِنْ خِزْيِ الدُّنْيَا وَ عَذَابِ الْاٰخِرَةِ۔

(હે અલ્લાહ ! અમારો અંજામ બધા જ કાર્યોમાં સારો કરજે અને દુનિયાની નિરાશા અને અપમાનથી અમને શરણ આપજે અને આખિરતના અજાબથી પણ.)

૧૩. **અલ્લાહુમ્મ મગ્‌ફિરતિક અવ્‌સઉ મિન્ ઝુનૂબી વ-રહ્‌મતિક અર્‌જા ઈન્દી મિન્ અમલી.**[૩]

اَللّٰهُمَّ مَغْفِرَتُكَ اَوْسَعُ مِنْ ذُنُوْبِيْ وَ رَحْمَتُكَ اَرْجٰى عِنْدِيْ مِنْ عَمَلِيْ۔

(હે અલ્લાહ ! મારા ગુનાઓની તુલનામાં તારી મગ્‌ફિરત ખૂબ જ વ્યાપક છે અને મને મારા અમલની તુલનામાં તારી દયાની વધારે આશા છે.)

૧૪. **અલ્લાહુમ્મ રહ્‌મતિક અર્‌જૂ ફ-લા તકિલ્‌ની ઈલા નફ્સી તર્‌ફત અઈનિંવ્-વ અસ્‌લિહ્-લી શાની કુલ્લહૂ લા-ઈલાહુ ઈલ્લા અન્ત.**[૪]

اَللّٰهُمَّ رَحْمَتَكَ اَرْجُوْا فَلَا تَكِلْنِيْ اِلٰى نَفْسِيْ طَرْفَةَ عَيْنٍ وَ اَصْلِحْ لِيْ شَانِيْ كُلَّهَا
لَا اِلٰهَ اِلَّا اَنْتَ۔

(હે અમારા રબ ! હું તારી રહમતનો ઉમેદવાર છું. મને પળવાર માટે પણ મારા નફસના હવાલે ન કર. મારી તમામ પરિસ્થિતિઓને દુરસ્ત કરી દે.)

૧૫. **અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વુન્ તુહિબ્બુલ્ અફ્વ ફઅ્‌ફુ અન્ની.**[૫]

اَللّٰهُمَّ اِنَّكَ عَفُوٌّ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّيْ۔

(હે અલ્લાહ ! તુ માફ કરવાવાળો છે, માફ કરવાનું પસંદ કરે છે, મને માફ કર.)

૧૬. **અલ્લાહુમ્મ ઈન્ની ઝલમ્તુ નફ્સી ઝુલ્મન્ કસીરંવ્-વ-લા યગ્‌ફિરુઝ્-ઝુનૂબ ઈલ્લા અન્ત ફગ્‌ફિર્-લી મગ્‌ફિરતમ્-મિન્ ઈન્દિક વ-ર્‌હમ્ની ઈન્નક અન્તલ્ ગફૂરુર્-રહીમ.**[૬]

---

૨. મુસ્નદ ઈમામ અહમદ બિન હમ્બલ, પૃ-૧૮૧, ભા-૪.
૩. અદ્દતુલ હસન વલ હસીન, હદીસ નં. ૨૪૬.
૪. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૪૨૪૬
૫. સહીહ સુનન અલ-તિરમિઝી, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૨૭૮૯
૬. અલ-લુલુ વલ મરજાન, ભા-૩, હદીસ નં. ૧૭૨૯.

اَللّٰهُمَّ اِنِّىْ ظَلَمْتُ نَفْسِىْ ظُلْمًا كَثِيْرًا وَ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ فَاغْفِرْلِىْ مَغْفِرَةً مِّنْ عِنْدِكَ وَارْحَمْنِىْ اِنَّكَ اَنْتَ الْغَفُوْرُ الرَّحِيْمُ.

(હે અમારા રબ ! મેં મારી જાત પર ખૂબ જુલ્મ કર્યો અને તારા સિવાય કોણ છે જે ગુનાઓ બક્ષે, તું મને પણ પોતાની ખાસ બક્ષિસથી નવાજ અને મારા પર દયા કર. નિ:શંક તું બક્ષવાવાળો-મહેરબાન છે.)

૧૭. **અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા-ઈલાહ ઈલ્લા અન્ત ખલકત્તની વ-અના અબ્દુક વ-અના અલા અહ્દિક વ વઅ્દિક મસ્તતઅ્તુ અઊઝુબિક મિન્ શર્રિ મા સનઅ્તુ વ અબૂઉ-લક બિ-નિઅ્મતિક અલય્ય વ-અબૂઉ બિ-ઝમ્બી ફ-ગ્ફિર્લિ ફ-ઈન્નહુ લા યગ્ફિરુઝ્-ઝુનૂબ ઈલ્લા અન્ત.**[૭]

اَللّٰهُمَّ اَنْتَ رَبِّىْ لَا اِلٰهَ اِلَّا اَنْتَ خَلَقْتَنِىْ وَ اَنَا عَبْدُكَ وَ اَنَا عَلٰى عَهْدِكَ وَ وَعْدِكَ مَا اسْتَطَعْتُ اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ وَ اَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَىَّ وَ اَبُوْءُ بِذَنْبِىْ فَاغْفِرْلِىْ فَاِنَّهٗ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ.

(હે અલ્લાહ ! તુ મારો રબ છે, તારા સિવાય કોઈ ઈલાહ નથી. તેં જ મને પેદા કર્યો છે, હું તારો બંદો છું. તારાથી કરેલ પ્રતિજ્ઞા અને વચન પર મારી શક્તિ મુજબ કાયમ છું. મારા કરેલ બૂરા કાર્યોની આફતથી તારું શરણ માગું છું. મારા પર તારા જે ઉપકારો છે તેનો હું સ્વીકાર કરું છું અને મારા ગુનાઓનો ઈકરાર કરું છું. મને માફ કરી દે, કેમ કે તારા સિવાય કોઈ માફ કરવાવાળો નથી.)

૧૮. **અલ્લાહુમ્મ રબ્બ જિબરઈલ વ મીકાઈલ વ રબ્બ ઈસ્રાઈલ વ રબ્બ મુહમ્મદન્ અઊઝુબિક મિનન્નાર.**[૮]

اَللّٰهُمَّ رَبَّ جِبْرِيْلَ وَ مِيْكَائِلَ وَ رَبَّ اِسْرَائِلَ وَ رَبَّ مُحَمَّدًا اَعُوْذُبِكَ مِنَ النَّارِ.

(હે અલ્લાહ ! હે જિબ્રઈલના રબ, અને મીકાઈલના રબ, અને ઈસ્રાઈલના રબ, અને મુહમ્મદ ﷺના રબ ! આગના અઝાબથી હું તારું શરણ માગું છું.)

૧૯. **અલ્લાહુમ્મ કિની અઝાબક યવ્મ તબ્અષ્ ઈબાદક.**[૯]

اَللّٰهُمَّ قِنِىْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ.

૭. મુખ્તસર સહીહ બુખારી, લિલ અલબાની, હદીસ નં. ૨૦૭૦.

૮. મજમઅ જવાઈદ, પૃ-૧૦૪, ભા-૧૦.

૯. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૪૨૧૮.

(હે અલ્લાહ ! જે દિવસે તુ પોતાના બંદાઓને ઉઠાવીશ એ દિવસે મને પોતાના અઝાબથી બચાવજે.)

૨૦. **અલ્લાહુમ્મ હાસિબ્ના હિસાબંય્-યસીરા.**(૧૦)

اَللّٰهُمَّ حَاسِبْنَا حِسَابًا يَّسِيْرًا۔

(હે અલ્લાહ ! અમારાથી આસાન હિસાબ લેજે.)

૨૧. **અલ્લાહુમ્મગ્-ફિર્લી મા કદ્દમતુ વ-મા અખ્ખરતુ વ-મા અસ્રર્તુ વ-મા અઅ્લન્તુ વ-મા અન્ત અઅ્લમુ બિહી મિન્ની અન્તલ્ મુકદ્દિમુ વ અન્તલ્ મુઅખ્ખિરુ વ અન્ત અલા કુલ્લિ શયઈન્ કદીર.**(૧૧)

اَللّٰهُمَّ اغْفِرْلِيْ مَا قَدَّمْتُ وَ مَا اَخَّرْتُ وَ مَا اَسْرَرْتُ وَ مَا اَعْلَنْتُ وَ مَا اَنْتَ اَعْلَمُ بِهٖ مِنِّيْ اَنْتَ الْمُقَدِّمُ وَ اَنْتَ الْمُؤَخِّرُ وَ اَنْتَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ۔

(હે અલ્લાહ ! મારા આગળના, પાછળના, છુપા અને જાહેર, ઉપરાંત એ ગુનાઓ જેને તું મારાથી વધારે જાણે છે, બધા માફ કરી દે. તારી હસ્તી સૌથી પહેલા અને સૌથી અંતિમ છે અને તું દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે.

૨૨. **અલ્લાહુમ્મગ્-ફિર્લી વર્હમ્ની વ આફિની વહ્દિની વર્ઝુક્ની.**(૧૨)

اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَارْحَمْنِيْ وَ عَافِنِيْ وَ اهْدِنِيْ وَارْزُقْنِيْ۔

(હે અલ્લાહ ! મને માફ કરી દે, મારા પર દયા કર, મને તંદુરસ્તી, હિદાયત (માર્ગદર્શન) અને રિઝ્ક પ્રદાન કર.)

૨૩. **અલ્લાહુમ્મક્-ફીની બિ-હલાલિક અન્ હરામિક વ-અગ્નિની બિ-ફઝ્લિક અમ્મન્ સિવાક.**(૧૩)

اَللّٰهُمَّ اكْفِنِيْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاغْنِنِيْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ۔

(હે અલ્લાહ ! હલાલ રિઝ્કથી મારી જરૂરતો પૂરી કર અને હરામથી બચાવ, અને પોતાની કૃપા અને મહેરબાનીથી મને તારી હસ્તી સિવાય દરેકથી બેનિયાઝ કરી દે.)

---

૧૦. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૫૫૬૨
૧૧. સહીહ મુસ્લિમ, કિતાબુઝ્-ઝિક્ર વદ્-દુઆ, પ્ર. : અલ તઊઝ મિન શર્રિ મા અમલ વ-મન્ શર્રિ મા-લમ્ યઅ્મલ.
૧૨. સહીહ સુનન અબી દાઉદ, લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૭૫૬.
૧૩. સહીહ સુનન અલ તિરમિઝી, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૨૭૨૨.

૨૪. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્-અફવ વલ્-આફિયત વલ્-મઆફત ફીદ્-દુન્યા વલ્-આખિરહ.**[૧૪]

اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُكَ الْعَفْوَ وَالْعَافِیَةَ وَ الْمُعَافَاةَ فِی الدُّنْیَا وَ الْاٰخِرَةِ۔

(હે અલ્લાહ ! હું સવાલ કરું છું તારાથી દુનિયા અને આખિરતમાં દરગુજર અને સલામતી અને દરેક તકલીફથી બચાવનો.)

૨૫. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્-હુદા વત્-તુકા વલ્-અફાફ વલ્-ગિના.**[૧૫]

اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُكَ الْھُدٰی وَالتُّقٰی وَالْعَفَافَ وَالْغِنٰی۔

(હે અલ્લાહ ! હું તારાથી હિદાયત, તકવા, પાકદામની (પવિત્રતા) અને બેનિયાઝીનો સવાલ કરું છું.)

૨૬. **અલ્લાહુમ્મહ્-દિની વ-સદિદ્ની, અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્-હુદા વસ્-સદાદ.**[૧૬]

اَللّٰھُمَّ اھْدِنِیْ وَ سَدِّدْنِیْ اَللّٰھُمَّ اِنِّیْ اَسْئَلُكَ الْھُدٰی وَالسَّدَادَ۔

(હે અલ્લાહ ! મને હિદાયત પ્રદાન કર અને મારી સુધારણા ફરમાવ. હે અલ્લાહ ! હું તારાથી હિદાયત અને સુધારણાનો સવાલ કરું છું.)

૨૭. **રબ્બિગ્-ફિરલી વ-તુબ્ અલય્ય ઈન્નક અન્તત્-તવ્વાબુલ્-ગફૂર.**[૧૭]

رَبِّ اغْفِرْ لِیْ وَ تُبْ عَلَیَّ اِنَّكَ اَنْتَ التَّوَّابُ الْغَفُوْرُ۔

(હે રબ ! મને માફ કરી દે, મારી તૌબા કબૂલ ફરમાવ, તુ નિશ્ચિતપણે તૌબા કબૂલ કરવાવાળો અને માફ કરવાવાળો છે.)

૨૮. **અલ્લાહુમ્મ આફિની ફી બદની, અલ્લાહુમ્મ આફિની ફી સમ્ઈ, અલ્લાહુમ્મ આફિની ફી બસ્રી લા-ઈલાહુ ઈલ્લા અન્ત.**[૧૮]

اَللّٰھُمَّ عَافِنِیْ فِیْ بَدَنِیْ اَللّٰھُمَّ عَافِنِیْ فِیْ سَمْعِیْ اَللّٰھُمَّ فِیْ بَصَرِیْ لَا اِلٰهَ اِلَّا اَنْتَ۔

---

૧૪. અત્તરગીબ વત્તહરીબ, કિતાબુલ જઝાઈન, પૃ-૫૦૭, ભા-૪.
૧૫. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હદીસ નં. ૧૮૭૦.
૧૬. સહીહ મુસ્લિમ, કિતાબઝ્-ઝિક્ર વદ્-દુઆ, પ્ર.: અત્તઊઝ મિન શર્રિ મા અમલ વમન્ શર્રિ મા-લમ્ યઅ્મલ.
૧૭. સહીહ સુનન ઈબ્ને માજહ, લિલ અલબાની, ભા-૨, હદીસ નં.૩૦૭૫.
૧૮. મિશ્કાતુલ મસાબીહ, પ્ર.: મા યકૂલ ઈન્દલ સબાહ વલ મસાઅ, ભા-૩.

(હે અલ્લાહ ! મારા શરીરને તુંદુરસ્ત રાખ. હે અલ્લાહ ! મારા કાનને સલામત રાખ. હે અલ્લાહ ! મારી આંખોને સલામત રાખ. તારા સિવાય કોઈ ઉપાસ્ય નથી.)

૨૯. **અલ્લાહુમ્મ તહ્‌હિરુ કલ્બી મિનન્‌-નિફાકિ વ અમલી મિનર્‌-રિયાઈ વ લિસાની મિનલ્‌ કઝિબિ વ ઐની મિનલ્‌ ખયાનતિ ફ-ઈન્નક તઅ્‌લમુ ખાઈનતલ્‌ અઅ્‌યુનિ વ-મા તુખ્ફીસ્‌-સુદૂર.** [૧૯]

اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِيْ مِنَ النِّفَاقِ وَ عَمَلِيْ مِنَ الرِّيَاءِ وَ لِسَانِيْ مِنَ الْكَذِبِ وَ عَيْنِيْ مِنَ الْخِيَانَةِ فَاِنَّكَ تَعْلَمُ خَائِنَةَ الْاَعْيُنِ وَ مَا تُخْفِي الصُّدُوْرِ۔

(હે અલ્લાહ ! મારા દિલને નિફાકથી, અમલને રિયાકારીથી (દેખાડાથી), જીભને જૂઠથી અને આંખને ખિયાનતથી પાક કરી દે, કેમ કે તુ આંખોની ખિયાનત અને દિલમાં છુપાયેલ વાતોને જાણે છે.)

૩૦. **અલ્લાહુમ્મ અસ્‌લિહ્‌ દીનીલ્લઝી હુવ ઈસ્મતુ અમ્‌રી વ અસ્‌લિહ્‌-લી દુન્યાયલ્લતી ફીહા મઆશી વ અસ્‌લિહ્‌-લી આખિરતીયલ્લતીફીહા મઆદી વજ્‌અલિલ્‌-હયાતત ઝિયાદતંલ્‌-લી ફી કુલ્લિ ખઈરિન્‌ વ-જ્‌અલલ્‌-મવ્ત રાહતંલ્‌-લી મિન્‌ કુલ્લિ શર્રિ.** [૨૦]

اَللّٰهُمَّ اَصْلِحْ دِيْنِي الَّذِيْ هُوَ عِصْمَةُ اَمْرِيْ وَ اَصْلِحْ لِيْ دُنْيَايَ الَّتِيْ فِيْهَا مَعَاشِيْ وَ اَصْلِحْ لِيْ آخِرَتِيْ الَّتِيْ فِيْهَا مَعَادِيْ وَاجْعَلِ الْحَيَاةَ زِيَادَةً لِّيْ فِيْ كُلِّ خَيْرٍ وَاجْعَلَ الْمَوْتَ رَاحَةً لِّيْ مِنْ كُلِّ شَرٍّ۔

(હે અલ્લાહ ! મારા દીનની સુધારણા ફરમાવ જે મારા અંજામનો સંરક્ષક છે. મારી દુનિયાની સુધારણા ફરમાવ જેમાં મારી રોજી છે. મારી આખિરતની સુધારણા ફરમાવ જ્યાં મને (મૃત્યુ પછી) પાછા વળીને જવાનું છે. મારા જીવનને નેકીઓમાં વધારાનું કારણ બનાવ અને મૃત્યુને દરેક બૂરાઈથી બચવા માટે રાહત બનાવ.)

૩૧. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્‌ ઝવાલિ નિઅ્‌મતિક વ તહવ્વુલિ આફિયતિક વ-ફુજા-અતિ નક્‌મતિક વ જમીઈ સખતિક.** [૨૧]

---

૧૯. મિશ્કાતુલ મસાબીહ, લિલ અલબાની, ભા-૨, હદીસ નં. ૨૫૦૧.
૨૦. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હદીસ નં. ૧૮૬૯.
૨૧. મુખ્તસર સહીહ મુસ્લિમ, લિલ અલબાની, હદીસ નં. ૧૯૧૩.

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ زَوَالِ نِعْمَتِكَ وَ تَحَوُّلِ عَافِيَتِكَ وَ فُجَاءَةِ نَقْمَتِكَ وَ جَمِيْعِ سَخَطِكَ۔

(હે અલ્લાહ ! હું તારી ને'મતોના ઝવાલ, તારી રાહતથી મહરૂમી (વંચિતતા), તારા અચાનક અઝાબ અને તારા દરેક પ્રકારના ગુસ્સાથી શરણ માગું છું.)

૩૨. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનશ્-શિકાકિ વન્-નિફાકિ વ-સૂ-ઈલ્ RÏ÷kf.**[૨૨]

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الشِّقَاقِ وَ النِّفَاقِ وَ سُوْءِ الْاَخْلَاقِ۔

(હે અલ્લાહ ! હું સત્યના વિરોધ, નિફાક અને બૂરા અખ્લાકથી તારું શરણ માગું છું.)

૩૩. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ શર્રિ સમ્‌ઈ વ શર્રિ બસરી વ શર્રિ લિસાની વ શર્રિ કલ્બી વ શર્રિ મનિય્યિ.**[૨૩]

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ شَرِّ سَمْعِىْ وَ شَرِّ بَصَرِىْ وَ شَرِّ لِسَانِىْ وَ شَرِّ قَلْبِىْ وَ شَرِّ مَنِيِّىْ۔

(હે અલ્લાહ ! હું મારી સાંભળવાની, જોવાની અને બોલવાની શક્તિની બૂરાઈથી તથા દિલ અને ગુહ્યેન્દ્રિયની બૂરાઈથી તારું શરણ માગું છું.)

૩૪. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ ફક્રિ વ અઊઝુબિક મિનલ્ કિલ્લતિ વઝ્-ઝિલ્લતિ વ અઊઝુબિક અન્ અઝ્લિમ્ અવ્ ઉઝ્લમ.**[૨૪]

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنَ الْفَقْرِ وَ اَعُوْذُبِكَ مِنَ الْقِلَّةِ وَ اَعُوْذُبِكَ اَنْ اَظْلِمَ اَوْ اُظْلَمَ۔

(હે અલ્લાહ ! હું ગરીબીથી, (દીન અને દુનિયાની જરૂરતોમાં) કમીથી અને (દુનિયા અને આખિરતમાં) અપમાન અને નિરાશાથી તારું શરણ માગું છું, અને એ વાતથી તારું શરણ માગું છું કે હું કોઈના ઉપર જુલ્મ કરું કે કોઈ મારા પર જુલ્મ કરે.)

૩૫. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ શર્રિ મા અમિલ્તુ વ-મિન્ શર્રિ મા-લમ્ અઅ્મલ.**[૨૫]

---

૨૨. સહીહ સુનન અલ નસાઈ, પ્ર.: જામેઉદ્-દઅ્વાત.

૨૩. સહીહ સુનન અલ નસાઈ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૫૦૩૧.

૨૪. સહીહ સુનન અલ નસાઈ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૫૦૪૬.

૨૫. સહીહ મુસ્લિમ, કિતાબુઝ્-ઝિક્ર વદ્-દુઆઅ, પ્ર.: અત્તઊઝ મિન શર્રિ મા અમલિ વ-મન્ શર્રિ મા-લમ્ યઅ્મલ.

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا عَمِلْتُ وَمِنْ شَرِّ مَا لَمْ اَعْمَلْ۔

(હે અલ્લાહ ! મેં જે અમલ કરેલ છે તેની બૂરાઈથી અને જે (હજુ) નથી કરેલ તેની બૂરાઈથી તારું શરણ માગું છું.)

૩૬. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ બરસિ વલ્-જુઝામિ વલ્-જનૂનિ વ-મિન્ સય્યિઈલ્ અસ્કામ.**(૨૬)

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنَ الْبَرَصِ وَ الْجُذَامِ وَ الْجُنُوْنِ وَمِنْ سَیِّیءِ الْاَسْقَامِ۔

(હે અલ્લાહ ! હું તારું શરણ માગું છું રક્તપિત્ત અને કોઢ, ગાંડપણ અને તમામ ખરાબ બીમારીઓથી.)

૩૭. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ યવ્મિસ્સૂ-ઈ વ-મિન્ લઈલતિસ્સૂ-ઈ વ-મિન્ સાઅતિસ્સૂ-ઈ વ-મિન્ સાહિબિસ્સૂ-ઈ વ-મિન્ જારિસ્સૂ-ઈ ફી દારિલ મુકામતિ.**(૨૭)

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنْ یَوْمِ السُّوْءِ وَ مِنْ لَیْلَةِ السُّوْءِ وَ مِنْ سَاعَةِ السُّوْءِ وَ مِنْ صَاحِبِ السُّوْءِ وَمِنْ جَارِ السُّوْءِ فِیْ دَارِ الْمُقَامَةِ۔

(હે અલ્લાહ ! હું મારા ઘરમાં ખરાબ રાત-દિવસથી, ખરાબ ક્ષણથી, ખરાબ સાથીઓથી અને ખરાબ પાડોસીથી તારું શરણ માગું છું.)

૩૮. **અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્-અર્બઈ મિન્ ઈલ્મિ લા યન્ફઉ વ-મિન્ કલ્બિ લા યખ્શઉ વ-મિન્ નફ્સિન્ લા તશ્બઉ વ-મિન્ દુઆઈ લા યુસ્મઉ.**(૨૮)

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنَ الْاَرْبَعِ مِنْ عِلْمٍ لَا یَنْفَعُ وَمِنْ قَلْبٍ لَا یَخْشَعُ وَ مِنْ نَفْسٍ لَا تَشْبَعُ وَمِنْ دُعَاءٍ لَا یُسْمَعُ۔

(હે અલ્લાહ ! હું ચાર વસ્તુઓથી તારું શરણ માગું છું - (૧) એવા ઈલ્મથી જે લાભદાયક ન હોય (અર્થાત્ જેના અનુસાર અમલ ન હોય), (૨) એવું દિલ જે ડરે નહીં, (૩) એવું નફ્સ જે સંતુષ્ટ ન થાય, (૪) એવી દુઆ જે કબૂલ ન થાય.)

---

૨૬. સહીહ સુનન અલ નસાઈ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૫૦૬૦.
૨૭. સિલસિલતુ અહાદીસ અલ સહીહહ, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૧૪૪૨.
૨૮. સહીહ સુનન ઈબ્નુલ માજહ, લિલ અલબાની, ભા-૨૪ હદીસ નં. ૩૦૯૪.

૩૯. **અલ્લાહુમ્મક્-સિમ્ લના મિન્ ખશ્યતિક મા-યહૂલુ બઈનના વ-બઈન મઆસીક વ-મિન્ તાઅતિક મા-તુબલ્લિગુના બિહી જન્નતિક વ-મિનલ્-યકીનિ મા-તુહવ્વિનુ બિહી અલઈના મુસીબાતિદ્-દુન્યા વ મત્તિઅ્ના બિ-અસ્માઈના વ-અબ્સારિના વ-કુવ્વતિના મા-અહ્યયતના વ-જ્અલ્હુલ્-વારિસ મિન્ના વ-જ્અલ્ સારના અલા મન્ ઝલમના વન્સુર્ના અલા મન્ આદાના વ-લા તજ્અલ્ મુસીબતના ફી દીનિના વ-લા તજ્અલિદ્-દુન્યા અકબર હમ્મિતા વ-લા મબ્લગ ઈલ્મિના વ- ÷ kíkWÃÕ- íkwy ÷ RLkk{ tÕ- kÞhiTELkk** (૨૯)

اَللّٰهُمَّ اقْسِمْ لَنَا مِنْ خَشْيَتِكَ مَا يَحُوْلُ بَيْنَنَا وَبَيْنَ مَعَاصِيْكَ وَمِنْ طَاعَتِكَ مَا تُبَلِّغُنَا بِهٖ جَنَّتَكَ، وَمِنَ الْيَقِيْنِ مَا تُهَوِّنُ بِهٖ عَلَيْنَا مُصِيْبَاتِ الدُّنْيَا وَمَتِّعْنَا بِاَسْمَاعِنَا وَاَبْصَارِنَا وَقُوَّتِنَا مَا اَحْيَيْتَنَا وَاجْعَلْهُ الْوَارِثَ مِنَّا وَاجْعَلْ ثَارَنَا عَلٰى مَنْ ظَلَمَنَا وَانْصُرْنَا عَلٰى مَنْ عَادَانَا وَلَا تَجْعَلْ مُصِيْبَتَنَا فِيْ دِيْنِنَا وَلَا تَجْعَلِ الدُّنْيَا اَكْبَرَ هَمِّنَا وَلَا مَبْلَغَ عِلْمِنَا وَلَا تُسَلِّطْ عَلَيْنَا مَنْ لَّا يَرْحَمُنَا.

(હે અલ્લાહ ! તું અમને એટલી ખશિય્યત (ખરાબ થવાની આશંકાથી મનમાં ઉદ્ભવતી અલ્લાહના ડરની લાગણી) પ્રદાન કર જે અમારા અને અમારા ગુનાઓની વચ્ચે ઊભી થઈ જાય અને અમને એટલી ઇતાઅત (આજ્ઞાપાલન) પ્રદાન કર જે અમને તારી જન્નતમાં પહોંચાડી દે અને એટલો વિશ્વાસ પ્રદાન કર જે દુનિયાની મુસીબતોને સહન કરવાનું અમારા માટે સરળ બનાવી દે. હે અલ્લાહ ! જ્યાં સુધી તુ અમને જીવંત રાખે, અમને કાન, આંખ અને બીજી શક્તિઓથી ફાયદો પહોંચાડ અને અમને આ ફાયદાના વારસદાર બનાવ (અર્થાત્ જીવનભર અમારી આ શક્તિઓ સહીસલામત રાખ). જે વ્યક્તિ અમારા પર જુલ્મ કરે તેનાથી તુ બદલો લે, દુશ્મનોના મુકાબલામાં અમારી મદદ કર, દીનના મામલામાં અમારા પર મુસીબતો ન નાખ, દુનિયાને અમારા જીવનનો મક્સદ ન બનાવ, ન તો દુનિયાને અમારા ઇલ્મનું લક્ષ્ય (મંજિલે-મક્સૂદ) બનાવ અને એવા માણસને અમારા પર થોપી ન દે જે અમારા પર દયા ન કરે.)

૪૦. **અલ્લાહુમ્મ ઈન્ની અબ્દુક વબ્નુ અબ્દુક વબ્નુ અમતિક નાસિયતી બિ-યદિક કાઝિન્ ફી હુક્મુક અદલુન્ ફી કઝાઉક અસ્અલુક બિ-કુલ્લિસ્-મિ હુવ-લક સમ્મઈત બિહી નફસુક અવ્ અન્ઝલતહૂ ફી કિતાબિક અવ્ અલ્લમતહુ અહદમ્-**

૨૯. સહીહ જામેઉલ-તિરમિઝી, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૨૭૮૩.

**મિન્ ખલ્કિક અવ્ અસ્તઅ્સરૂત બિહી ફી ઈલ્મિ ગઈબિ ઈન્દક અન્ તજ્અલલ્-કુરઆન રબીઅ કલ્બી વ નૂર સદ્રી વ-જલાઅ હુઝ્ની વ-ઝહાબ હમ્મી વ ગમ્મી.**(30)

اَللّٰهُمَّ اِنِّیْ عَبْدُكَ وَابْنُ عَبْدِكَ وَابْنُ اَمَتِكَ نَاصِيَتِیْ بِيَدِكَ قَاضٍ فِیْ حُكْمِكَ عَدْلٌ فِیْ قَضَائِكَ اَسْئَلُكَ بِكُلِّ اسْمٍ هُوَ لَكَ سَمَّيْتَ بِهٖ نَفْسَكَ اَوْ اَنْزَلْتَهٗ فِیْ كِتَابِكَ اَوْ عَلَّمْتَهٗ اَحَدًا مِنْ خَلْقِكَ اَوْ اَسْتَاْثَرْتَ بِهٖ فِیْ عِلْمِ غَيْبٍ عِنْدَكَ اَنْ تَجْعَلَ الْقُرْآنَ رَبِيْعَ قَلْبِیْ وَ نُوْرَ صَدْرِیْ وَ جَلَاءَ حُزْنِیْ وَ ذَهَابَ هَمِّیْ وَ غَمِّیْ۔

(હે અલ્લાહ ! હું તારો બંદો છું, તારા બંદા અને બંદીનો પુત્ર, મારી પેશાની તારા હાથમાં છે. તારો દરેક હુકમ મારા પર લાગુ થવાવાળો છે. મારા વિશે તારો પ્રત્યેક નિર્ણય ન્યાય પર આધારિત છે. હું તારાથી તારા દરેક એ નામના વસીલા (માધ્યમ)થી સવાલ કરું છું જેને તું સ્વયં પોતાના માટે પસંદ કરે છે અથવા પોતાની કિતાબમાં નાઝિલ કરેલ છે અથવા પોતાની મખ્લૂકમાંથી કોઈને શીખવાડેલ છે અથવા પોતાના ઈલ્મે-ગૈબના ખજાનાઓમાં સુરક્ષિત રાખેલ છે કે કુર્આનને મારા દિલની વસંત, દિલનું નૂર અને મારા દુઃખો અને વિષાદને દૂર કરવાનું માધ્યમ બનાવી દે.)

૪૧. **લા-ઈલાહ ઈલ્લલ્લાહુલ્-અઝીમુલ્-હલીમુ, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ રબ્બુલ્ અર્શિલ્ અઝીમ, લા-ઈલાહ ઈલ્લલ્લાહુ રબ્બુસ્સમાવાતિ વલ્-અરઝિ, રબ્બુલ્ અર્શિલ્ કરીમ.**(31)

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ الْعَظِيْمُ الْحَلِيْمُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ رَبُّ السَّمٰوَاتِ وَرَبُّ الْاَرْضِ وَرَبُّ الْعَرْشِ الْكَرِيْمِ۔

(મહાન અને અત્યંત સહિષ્ણુ અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. અર્શે-અઝીમ (મહાન અને સર્વોચ્ચ રાજસિંહાસન)ના માલિક અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. ધરતી અને આકાશોના માલિક અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી. તે અર્શે-કરીમ (કૃપાવંત સત્તા)નો પણ માલિક છે.)

---

૩૦. સહીહ જામેઉલ-તિરમિઝી, લિલ અલબાની, ભા-૩, હદીસ નં. ૨૭૯૬.
૩૧. અલ-લૂલૂ વલ્ મરજાન, ભા-૨, હદીસ નં. ૧૭૪૧.

૪૨. **અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિનલ્ ખઈરિ કુલ્લિહી આજિલિહી વ આજિલિહી મા અલિમ્તુ મિન્હુ વ-મા લમ્ અઅ્લમુ વ અઊઝુબિક મિનશ્-શર્રિ કુલ્લિહી આજિલિહી વ આજિલિહી મા અલિમ્તુ મિન્હુ વ-મા લમ્ અઅ્લમ્. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલસ્મિન્ ખ્ઈરિ મા લઅલક અબ્દુક વ નબિય્યુક વ અઊઝુબિક મિન્ શર્રિ મા આઝ બિહી અબ્દુક વ નબિય્યુક. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્-જન્નત વ-મા કરબ ઈલઈહા મિન્ કવ્લિન્ અવ્ અમલિન્ વ અઊઝુબિક મિનન્નારિ વ-મા કર્રબા ઈલઈહા મિન્ અમલિન્ વ અસ્અલુક અન્ તજ્અલ કુલ્લ કઝા-ઈન્ કઝય્તહૂ-લી ખઈરા.**[૩૨]

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مِنَ الْخَيْرِ كُلِّهٖ عَاجِلِهٖ وَاٰجِلِهٖ مَا عَلِمْتُ مِنْهُ وَ مَا لَمْ اَعْلَمْ وَ اَعُوْذُبِكَ مِنَ الشَّرِّ كُلِّهٖ عَاجِلِهٖ وَ اٰجِلِهٖ مَا عَلِمْتُ مِنْهُ وَ مَا لَمْ اَعْلَمْ اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مِنْ خَيْرِ مَا سَاَلَكَ عَبْدُكَ وَ نَبِيُّكَ وَاَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا عَاذَبِهٖ عَبْدُكَ وَ نَبِيُّكَ اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ الْجَنَّةَ وَ مَا قَرَّبَ اِلَيْهَا مِنْ قَوْلٍ اَوْ عَمَلٍ وَاَعُوْذُبِكَ مِنَ النَّارِ وَ مَا قَرَّبَ اِلَيْهَا مِنْ قَوْلٍ اَوْ عَمَلٍ وَ اَسْئَلُكَ اَنْ تَجْعَلَ كُلَّ قَضَاءٍ قَضَيْتَهٗ لِيْ خَيْرًا۔

(હે અલ્લાહ ! હું તારાથી દરેક પ્રકારની ભલાઈ માગું છું જે તરત મળનારી હોય અથવા વિલંબથી જેને હું જાણું છું અને જેને હું નથી જાણતો, અને તારું શરણ માગું છું દરેક પ્રકારની બૂરાઈથી જે તરત આવવાની હોય વિલંબથી જેને હું જાણું છું અને જેને હું નથી જાણતો. હું તારાથી એ દરેક ભલાઈ માગું છું જે તારાથી તારા બંદા અને નબીએ માગી અને દરેક એ બૂરાઈથી તારું શરણ માગું છું જેનાથી તારા બંદા અને નબીએ તારું શરણ માગ્યું. હે અલ્લાહ ! હું તારાથી જન્નતનો સવાલ કરું છું અને એવી વાણી અને આચરણનો જે જન્નતના સમીપ લઈ જાય. હે અલ્લાહ ! હું તારું શરણ માગું છું આગથી અને એવી વાણી અને આચરણથી જે આગની સમીપ લઈ જાય. હે અલ્લાહ ! હું તારાથી દરખાસ્ત કરું છું કે તેં મારા માટે જે તકદીરનો નિર્ણય કર્યો તેને મારા હકમાં વધારે સારો બનાવી દે.)

૪૩. **લા-ઈલાહ ઈલ્લલ્લાહુ અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્-ઝાલિમીન.**[૩૩]

لَا اِلٰهَ اِلَّا اَنْتَ سُبْحَانَكَ اِنِّيْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ۔

---

૩૨. સહીહ સુનન ઈબ્નુલ માજહ, લિલ અલબાની, ભા-૨, હદીસ નં. ૩૧૦૨.
૩૩. સૂરઃ અંબિયા, આ. ૮૭.

(તારા સિવાય કોઈ ઉપાસ્ય નથી, તુ (દરેક ક્ષતિથી) પાક છે, નિઃશંક હું જાલિમોમાંથી છું.)

૪૪. **લા-ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા-શરીક લહૂ લહુલ્-મુલ્કુ વ-લહુલ્-હમ્દુ વ-હુવ અલા કુલ્લિ શયઈન્ કદીર. અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તઈત વ-લા મુઅ્તિય લિમા મનઅ્ત વ-લા યન્ફઉ ઝ-લ્-જદ્દિ મિન્કલ્ જદ્દિ.**[૩૪]

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ وَ هُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ
اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ.

(અલ્લાહ સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેનો કોઈ ભાગીદાર નથી, બાદશાહી તેના જ માટે છે, પ્રશંસાને લાયક એ જ છે, અને તે દરેક વસ્તુ પર સામર્થ્ય ધરાવે છે. હે અલ્લાહ ! જો તુ પોતાની મહેરબાનીથી કોઈને નવાજવા ઇચ્છે તો તને કોઈ રોકી નથી શકતું અને જો તુ કોઈને પોતાની દયાથી વંચિત કરવા માગે તો કોઈ તેને નવાજી શકતું નથી, કોઈ ધનવાનનું ધન તેને તારા અઝાબથી બચાવી શકે તેમ નથી.

૪૫. **અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક બિ-અન્નક અન્તલ્લાહુ લા-ઈલાહ ઈલ્લા અન્તલ્ અહદુસ્-સમદુલ્લઝી લમ્ યલિદ્ વ-લમ્ યૂલદ્ વ-લમ્ યકુલ્લહૂ કુફૂવન્ અહદ.**[૩૫]

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ بِاَنَّكَ اَنْتَ اللّٰهُ لَا اِلٰهَ اِلَّا اَنْتَ الْاَحَدُ الصَّمَدُ الَّذِيْ لَمْ يَلِدْ
وَلَمْ يُوْلَدْ وَ لَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ.

(હે અલ્લાહ ! હું તારું એટલા માટે શરણ માગું છું કે તુ અલ્લાહ છે, તારા સિવાય કોઈ ઉપાસ્ય નથી. તુ એકલો-અદ્વિતીય છે, બેનિયાઝ છે, ન એણે કોઈને જણ્યો અને ન તે કોઈનાથી જણવામાં આવ્યો અને તેની બરાબરી કરવાવાળો કોઈ નથી.)

૩૪. મુખ્તસર સહીહ બુખારી, લિઝ્-ઝુબૈદી, હદીસ નં. ૬૯૯.
૩૫. સહીહ સુનન ઇબ્નુલ માજહ, લિલ અલબાની, ભા-૧, હદીસ નં. ૩૧૧૧.